Form No. 2 5000-2000-2-7-40.

रसशाला ग्रन्थमाला

ग्रन्थाङ्कः (१०)

श्री यशोधरविरचितः

# रसप्रकाश सुधाकरः

स च

राजवैद्य पं. जीवराम कालिदास शास्त्रि

कृत गुर्जरभाषांतर सहितः



मुद्रण स्थानं

रसशाला इलेकट्रीक प्रिन्टींग प्रेस-गोंडल

तृतीयावृत्तिसंख्या २०००-मिलित्वा ७००० संख्या

वि. सं. खिस्ताब्दाः

मूल्यं रु. ३-०-०

१९९६ ज्येष्ठः १९४० जुलाई

શ્રી યશોધર વિરચિત

# રસપ્રકાશ સુધાકર

રાજવૈદ્ય પં. જીવરામ કાલીદાસ શાસ્ત્રી

કૃત ગુજરાતી ભાષાંતર સહિત

રસશાળા ઇલેકટ્રિક પ્રિન્ટીંગ પ્રેસ ગોંડલ.

ત્રીજી આવૃત્તિ પ્ર. ૨૦૦૦–ત્રણે આવૃત્તિની મળી પ્ર. ૭૦૦૦

વિ. સં. ઇ. સં.

કિંમત રૂ ૩-૦-૦

૧૯૯૬ જેઠ ૧૯૪૦ જુલાઇ



રસશાળા ઇ. પ્રિન્ટીંગપ્રેસ-ગોંડલ.

॥ श्री रस्तु ॥

રસશાળા ઔષધાશ્રમના આદ્ય આશ્રયદાતા

# ગોંડલના નામદાર મહારાજા સાહેબ

નેકનામદાર મહારાજા શ્રી

## ભગવતસિંહજી બહાદૂર

જી.સી.એસ.આઈ; જી.સી.આઈ.ઈ; એલ.એલ.ડી; એમ.ડી;
એફ.આર.એસ.ઈ; એફ આર.સી.પી.ઈ; વગેરે



ગોંડલના આદર્શ મહારાજા સાહેબ.

राजवैद्य जीवराम कालिदास शास्त्री.



Rajvaidya Jivaram Kalidas Shastri.

# ત્રીજી આવૃત્તિની ભૂમિકા

આર્યોનું રસાયન શાસ્ત્ર એ એક અપૂર્વ ચમત્કારોથી ભરેલી ગહન વિદ્યા છે. આયુર્વેદ નિદાન ચિકિત્સા શાસ્ત્ર, જરા મરણ દૂર કરનારૂં રસાયન શાસ્ત્ર, દુઃખ દારિદ્ર મટાડી વિવિધ ઐશ્વર્ય આપનારૂં ધાતુવાદ શાસ્ત્ર, આ લોક પરલોકના કલ્યાણની સિદ્ધિ આપનારાં સર્વ સાધનો વગેરેનો તે ભંડાર છે એ સ્વતઃસિદ્ધ થયેલી જગતના વિદ્વાનોએ માન્ય રાખેલી વાતો છે. આર્ય રસાયનશાસ્ત્રના પ્રવર્તક અને સંશોધક નિત્યનાથ ચંદ્રસેન સોમદેવ ગોવિંદ સિદ્ધ નાગાર્જુન આદિ પૂર્વાચાર્યોયે પારદનેજ દુઃખ પાર કરનારો સિદ્ધ કરેલ છે. સુવર્ણ વિગેરે ધાતુ ઉપધાતુ રસ ઉપરસ આદિને ઉપચારની મુખ્ય સામગ્રી તરીક સ્વીકારેલ છે. પૂર્વ આચાર્યોયે રચેલા રસતંત્રોમાં પારદ ધાતુ ઉપધાતુ રસ, ઉપરસ આદિના ચમત્કારિક પ્રયોગો બુદ્ધિને મુંઝાવી દે છે. પૂર્વકાળમાં રસ સંપ્રદાય પવર્તેલો હતો કેવળ પારદથીજ ધર્મ અર્થ કામ મોક્ષની પ્રાપ્તિને આચાર્યોએ સિદ્ધ કરી બતાવી છે. અને રસ સિદ્ધ કરવો એજ પરમ પુરૂષાર્થ છે એમ સિદ્ધ કરેલ છે आयतनं विद्यानां मूलं धर्मार्थकाममोक्षाणां ॥ श्रेयःपरं किमन्यच्छरीरमजरामरं विहायैकं ॥ एकोसौ रसराजः शरीरमजरामरं कुरुते. ॥

ભારતવર્ષને સુવર્ણ ભૂમિનું સ્થાન આપનાર એજ રસાચાર્યો છે: આ શાસ્ત્રના આદિપ્રવર્તક મહાદેવ અને પાર્વતી અથવા ભૈરવ અને ભૈરવી દેવી છે. અને તેઓના અનુયાયી અથવા શિષ્યોએ આર્યાવર્તમાં બધે રસધર્મ ફેલાવી ભારતના પ્રત્યેક પ્રદેશને ઉજ્જવળ કર્યો છે. સ્વદેશ અને ધર્મના અભિમાની આર્યનરપતિઓનાં સામ્રાજ્ય તપતાં હતાં ત્યારે આર્યોનાં તેજ બળ બુદ્ધિ પ્રભાવ વીર્ય પરાક્રમ વિગેરે આર્ય રસાયન શાસ્ત્રના પ્રતાપેજ જગતમાં પસરેલાં હતાં એ પ્રાચીન સાહિત્યો પૂરવાર કરે છે. બૌદ્ધયુગમાં વેદધર્મી બ્રાહ્મણો કે આચાર્યોને રાજ્યના આશ્રયનો અભાવ થવાથી બૌદ્ધલોકો આ વિદ્યામાં કુશળતા ધરાવવા લાગ્યા હતા તથા તેઓએ પોતાના ધર્મના પ્રચાર સાથે આ શાસ્ત્રના ગ્રંથો નિર્માણ કર્યા હતા. તેમાં બ્રાહ્મણોનો તથા સનાતન ધર્મી રસાચાર્યોનો મોટો હિસ્સો હતો. દેહસિદ્ધિ અને લોહસિદ્ધિમાં તેઓએ અપૂર્વ સાફલ્ય મેળવ્યું હતું. તે વખતના ગ્રન્થ-ભંડાર હજી પણ હિંદના પ્રાચીન ગ્રન્થ સંગ્રહ સ્થાનોમાં તીબેટ ભૂતાન

નેપાળ સીલોન ઈંગ્લાંડ અમેરિકા જર્મની વગેરે દેશોમાં સાક્ષીભૂત અખંડિત છે. આર્યોની એ પ્રાચીન સાહિત્ય સામગ્રી ધન સત્તા અને બીજા પ્રલોભનથી વિપુલ પ્રમાણમાં વિદેશ ગઇ છે જઇ રહી છે. હિંદમાં સમ્રાટ સરકાર કે દેશી રાજ્યો આ પ્રાચીન સમૃદ્ધિની શોધખોળ પ્રત્યે ઉદાસીન રહે છે ત્યારે એજ પ્રાચીન સાહિત્યમાંથી યુરોપ અનેક આવિષ્કાર કરી પોતાની પ્રજાને વિવિધ પ્રકારે બળવાન બનાવી જગતમાં અગ્રસ્થાન મેળવે છે. કહેવાય છે કે જર્મનીમાં હિંદનાં રસાયન શાસ્ત્રોના શોધખોળ પાછળ લાખો રૂપીયા ખરચાય છે તેમાંથી અનેક આ વિષ્કાર કરવામાં આવે છે અને પોતાની પ્રજાને તેના લાભ અપાય છે ત્યારે આર્ય પ્રજા પોતાનાંજ એ શાસ્ત્રોના લાભથી વંચિત રહે છે તેના કારણુ સ્પષ્ટ છે તે આર્યાવર્તનું દુર્દૈવ છે.

ભરતખંડનાં દેશી રાજ્યો એટલાં બધાં સમૃદ્ધ છે કે તેઓ ધારે તો આપણા વિવિધ સાહિત્યની શાખાઓના સંશોધન કરવાની સંસ્થાઓ કાઢી દેશની આબાદી અને ઉન્નતિમાં મોટા ફાળો આપી શકે અને એજ આર્યોનાં શાસ્ત્રોથી આર્યોની પ્રાચીન કીર્તિને ફરીવાર શિખરે ચડાવે ભરતખંડ પોતાના પૂર્વ ગૌરવને પ્રાપ્ત કરવાની એ આશામાં નિષ્ફળ નહી થાય.

કાઠીઆવાડ સોરઠ–સૌરાષ્ટ્ર–દેવતાઓનું રાજ્ય કહેવાય છે અને તે સર્વ પ્રકારે ઉચિતજ છે. ઋષિમુનિજનોયે પવિત્ર ગણેલું સોમનાથ પાટણ, શ્રી કૃષ્ણની રાજધાની મૂળ દ્વારકા દ્વારિકાપૂરી, યોગીઓનું સ્થાન જુનાગઢ ગીરનાર પર્વત અને શત્રુંજય માત્રીમાતા પાટણવાવ સુદામાપુરી જેવાં પવિત્ર તીર્થ સ્થાનો સૌરાષ્ટ્રમાં છે. કાશીના ઝાંપા સુધી પ્રસિદ્ધિ પામેલા અને ભરતખંડમાં પોતાની વિદ્યાથી દિગ્વિજય કરનારા બ્રાહ્મણોને અને દિલ્લીના સમ્રાટો સુધી પોતાનાં શૌર્ય પરાક્રમોથી અગ્રસ્થાન પામનારા ક્ષત્રિયોને ઉત્પન્ન કરનાર સોરઠ હાલાર ઝાલાવાડ ગોહેલવાડ વગેરે પ્રદેશોથી શોભતું સૌરાષ્ટ્ર કાઠીઆવાડ પ્રાચીન કાળથી માંડી આજ સુધી પોતાનું સ્થાન જાળવી રહ્યું છે. એ પ્રાચીન વિભૂતિઓમાં એક રસપ્રકાશ સુધાકરના કર્તા ભટ્ટ દમનાભના પુત્ર યશોધર ભટ્ટ નામના વિદ્વાન જુનાગઢમાં ઉત્પન્ન થયા છે. તેઓ જ્ઞાતે શ્રીગૌડ બ્રાહ્મણ હતા. ઈ. સ. ૧૩૦૦ લગભગમાં તેઓ જુનાગઢમાં ઉત્પન્ન થએલ એમ આજના વિદ્વાનો માને છે, પણ આ ગ્રન્થકારનો વધુ પરિચય મળતો નથી. આ ગ્રંથમાં પારદના સંસ્કાર, રસબંધ, ભસ્મ પ્રકાર,

સ્વર્ણાદિ ધાતુ મહારસ ઉપરસ રત્નાદિનાં લક્ષણ ગુણ શોધન મારણ, રસના ૧૦૦ પ્રયોગો યંત્ર મૂષા પુટ રસૌષધી ધાતુકૌતુક સુવર્ણ રૌપ્ય બનાવવાના પ્રયોગો વાજીકરણ સ્તંભક ઔષધો આદિ વિષયો ૧૩ અધ્યાયમાં વર્ણવ્યા છે. રોગોપચાર–ચિકિત્સા કરનારાઓને તથા વિવિધ પ્રકારના પારદના અને રસાયનના પ્રયોગ કરનારાઓને આ ગ્રન્થ ઘણો ઉપયોગી માર્ગદર્શક છે. આમાંના ઘણા પ્રયોગો ગ્રન્થકારે પોતે અનુભવેલા વર્ણવ્યા છે તેથી આ ગ્રન્થની મૌલિકતા વધે છે.

આ ગ્રન્થની ૨ બે હસ્ત લિખિત પ્રત અમારી પાસે છે તેમાંની એક દક્ષિણી વિદ્વાન સ્વ. શ્રી નારાયણ પ્રભાકર વિનોદ વડોદરાવાસી પાસેથી મળેલી બન્ને સરખાવતાં પાઠમાં કોઇ કોઇ જગોએ ફેર હતો તેમાં યોગ્ય લાગેલો પાઠ સ્વીકારેલો છે. થોડાં વર્ષ પહેલાં વૈદ્યરાજ જાદવજી ત્રીકમજી આચાર્યે છપાવેલા આ ગ્રંથમાં આ ગ્રંથકારને વિષ્ણુ ભક્ત બતાવ્યા છે ત્યારે અમારી પાસેની બન્ને પ્રતમાં શિવભક્ત લખ્યા છે. પ્રાચીન પ્રત્યેક રસાયન શાસ્ત્રના આચાર્યો શિવભક્તજ હતા એ ઐતિહાસિક સત્ય છે એટલે અમારો પાઠ વધુ માન્ય છે.

આ ગ્રન્થની ૨ જી આવૃત્તિ ઘણા વર્ષથી ખલાસ થઇ ગયેલી છતાં પ્રેસમાં કામના ભરાવાને લઈ આ ૩ જી આવૃત્તિ પ્રસિદ્ધ થતાં વાર લાગી છે. અને અમારા સંખ્યાબંધ ગ્રાહકોને ઘણા મહીના વાટ જોવી પડી છે પણ તેનો બદલો આ ૩ ત્રીજી આવૃત્તિમાં જે સુધારા વધારા રાજવૈદ્યે કરેલા છે તેમાં વળી રહે છે આગલી આવૃત્તિઓમાં સોનું રૂપું બનાવવાના તથા યંત્ર મૂષા વગેરેનાં ભાષાંતર આપ્યાં ન હોતાં તે આમાં આપેલાં છે સિદ્ધૌષધીઓ દિવ્યૌષધીઓ રસૌષધીઓ વગેરેના અર્થ આપ્યા છે ગ્રન્થકારે યંત્રોના નામજ આપ્યાં છે ત્યારે રાજવૈદ્યે દરેક યંત્રની બનાવટ બીજા ગ્રંન્થોમાંથી લઈ તેના ભાષાંતર આપ્યા છે. કાગળ છપાઇ વગેરેમાં પણ હાલની કાગળની મોંઘવારી છતાં સુધારો કર્યો છે એમ આ ૩ ત્રીજી આવૃત્તિ રસશાળાના ગ્રાહકોને અને રસશાળાના સાહિત્યના પ્રેમીઓને સંતોષ આપશે એવી ખાત્રી રાખું છું.

રસવૈદ્ય મહેશ્વર જીવરામ રાજવૈદ્ય,

**રસશાળા ઔષધાશ્રમ, ગોંડલ–કાઠીઆવાડ.**

# रसप्रकाश सुधाकरनीं

# अनुक्रमणिका

## अध्याय १





## अध्याय २

## अध्याय ९



## अध्याय १०

॥ ॐ नमः शिवाय ॥

रससिद्ध यशोधर विरचित

# रसप्रकाश सुधाकरः

## अध्याय १

### ग्रंथकारनुं मंगळाचरण ।

शशिकलाकलितं हि शुभाननं शिवनिधानमथो ऋषिपूजितम् ।
जननपालनसंहरणात्मकं हरिहरं प्रथमं प्रणमाम्यहम् ॥ १ ॥
कुमुदकुन्दसितांबरधारिणीं विमलमौक्तिकहारसुशोभिताम् ।
सकलसिद्धगणैरपि सेवितामहरहः प्रणमामि च शारदाम् ॥ २ ॥
वदनकुंजरमर्धदलश्रुतिं त्रिनयनं च चतुर्भुजवामनम् ।
कनकरत्नसुशोभितशेखरं गणपतिं प्रथमं प्रणमाम्यहम् ॥ ३ ॥
गिरिशधाम सदा महदद्भुतं सकलरोगविघातकरं परम् ।
सकलसिद्धिसमूहविशारदं प्रणतपापहरं भवपारदम् ॥ ४ ॥

ચંદ્રકળાથી શોભાયમાન, મંદહાસ્યયુક્ત મુખવાળા, જગતના કલ્યાણના સ્થાનરૂપ ઋષિઓએ પૂજાયેલા, ઉત્પત્તિ પાલન નાશ કરવામાં સમર્થ એવા મહાદેવ અને વિષ્ણુને પ્રથમ પ્રણામ કરું છું. શ્વેત કમળપુષ્પ કે ડોલરપુષ્પ સરખાં શ્વેત વસ્ત્ર ધારણ કરનારાં, સ્વચ્છ મોતીના હારથી સુશોભિત, બધા સિદ્ધોએ સેવેલાં, શારદામાને પ્રણામ કરું છું. મહાદેવના તેજરૂપ અદ્ભુત શક્તિવાળા, સમગ્ર રોગનો સંહાર કરનારા, બધી સિદ્ધિ ( દેહસિદ્ધિ અને લોહસિદ્ધિ ) ના અધિષ્ઠાતા, પગે લાગનારા માણસોનાં પાપોને હરનારા, જન્મ મરણના દુઃખમાંથી મુક્ત કરાવનાર, દેવદેવાગ્રણી પારદ દેવને પ્રણામ કરું છું. ( ૧ + ૪ )

### આ ગ્રંથમાં દાખલ કરેલા વિષયો.

प्रथमं पारदोत्पत्तिं कथयामि यथातथम् ।
ततः शोधनकं तस्य तथाष्टादश कर्म च ॥
चतुर्थो बंधविज्ञानं भस्मत्वं मृतकस्य च ।
धातूनां शोधनं चैव मारणं गुणवर्णनम् ॥
अष्टौ महारसाः सम्यक् प्रोच्यंतेऽत्र मया खलु ।
तथा चोपरसानां हि गुणाः शोधनमारणम् ॥
द्रुतिपातं च सर्वेषां कथयामि सविस्तरम् ।
रत्नानां गुणदोषाश्च तथा शोधनमारणम् ॥

क्रामणं रंजनं चैव द्रुतमेलनकं रसे ।
रसांश्च शतसंख्याकान्कथयामि सविस्तरात् ॥
औषधीनां समाख्याता भेदाश्चत्वार एव च ।
दिव्यौषध्यो रसौषध्यः सिद्धौषध्यस्तथा पराः ॥
महौषध्य इति प्रोक्ता यंत्राण्यथ पुटानि च ।
मूषाश्चैव हि धातूनां कौतुकानि समासतः ॥
वाजीकरणयोगाश्च शुक्रस्तंभकरास्त ।
नातिसंक्षेपविस्तारात् ग्रंथेस्मिन् परिकल्पिताः ॥५+१२॥

**१ प्रथम** અધ્યાયમાં—પારદોત્પત્તિ પારદશોધન અને અટાર સંસ્કારો, ૨ જા માં રસબંધ ચાર પ્રકારે, ૩ જા અધ્યાયમાં પારદભસ્મની વિધિ ગુણ, ૪ થા માં ધાતુશોધન મારણ ગુણ, ૫ મા માં અઠ મહરસ શોધન મારણ ગુણ. ૬ ઠ્ઠા માં આઠ ઉપરસશોધન મારણ ગુણ કૃતિ, ૭ મા માં નવ રત્નોના ગુણ દોષ શોધન મારણ પરીક્ષા, ૮ મા માં ૧૦૦ રસ ઔષધ, ૯ મા માં દિવ્યૌષધી, રસૌષધી સિદ્ધૌષધી, મહૌષધીઓ. ૧૦ મા માં યંત્ર મૂષા કોડી પુટ, ૧૧ મા માં ધાતુકૌતુક, ૧૨ મા માં વાજીકર પૌષ્ટિક ઔષધ, ૧૩ મા માં વીર્યસ્તંભક પ્રયોગો. એ પ્રમાણે વિષયો આ ગ્રંથમાં, બહુ ટુંકામાં પણ નહીં, બહુ વિસ્તારથી પણ નહીં એ પ્રમાણે કહેવાશે. (૫+૧૨)

हिमालयात्पश्चिमदिग्विभागे गिरीन्द्रनामा रुचिरोऽस्ति भूधरः ।
तत्सन्निधानेऽतिसुवृत्तकूपे साक्षाद्रसेंद्रो निवसत्ययं हि ॥
कुमारिकारूपगुणेन युक्ता स्वलंकृता वाहवरेऽधिरूढा ।
तत्रागता कूपमवेक्षमाणा निर्वर्तिता सा महता जवेन ॥
मधावितः सूतवरश्चतुर्षु ककुप्सु भूमौ पतितो हि नूनम् ॥
परितः पर्वतात्सम्यक् क्षेत्रं द्वादशयोजनम् ।
विस्तीर्णं च सुवृत्तं हि सूतकस्य समीरितम् ॥
तन्मृदः पातने यंत्रे पातितः खलु रोगहा ।
जायते रुचिरः साक्षादुच्यते पारदः स्वयम् ॥
कूपाद्विनिःसृतः सूतश्चतुर्दिक्षु गतो द्विजः ।
क्षत्रियो वैश्यशूद्रौ च चतुर्धा जायते खलु ॥
श्वेता कृष्णा तथा पीता रक्ता वै जायते छविः ।
प्राच्यां याम्यां प्रतीच्यां च कौबेर्यां च दिशि क्रमात् ॥
श्वेतः श्वेतविधाने स्यात्कृष्णो देहकरस्तथा ।
पीतवर्णः स्वर्णकर्ता रक्तो रोगविनाशकृत् ॥

सर्वे एकीभूता एव सर्वकार्यकराः सदा ।
सेविताः सर्वरोगघ्नाः सर्वसिद्धिविधायकाः ॥
इत्थं मृताभ्रकं ज्ञात्वा न रोगैर्बाध्यते खलु ।
शोधितो मारितश्चैव क्रामितः सारितः शुभः ॥१३+२१॥

હિમાલયમાં દાખલ થયા પછી પશ્ચિમ દિશાયે ગિરીન્દ્ર નામનો પર્વત છે તેની આજુ-બાજૂમાં પારાના કુવા છે. સુવર્ણાદિ ધાતુ તરફ શુદ્ધ પારદનું સ્વભાવિક આકર્ષણ થતું હોવાથી તે કાળમાં સ્વર્ણાલંકાર યુક્ત કુમારિકાને ઘોડાપર બેસારીને કુવા પાસે લઇ જતા અને તે કન્યા તરફ આકર્ષાઇ બહાર આવેલા પારાને લઇ લેતા આ વાત દરેક સિદ્ધપુરૂષે પોતાના ગ્રંથમાં સ્વીકારેલ છે તેથી તેમાં કંઇ રહસ્ય હોવું જોઇએ પારદના કુવાની વાત અમે તો સત્ય માનીયે છીયે. આજસુધી ગિરિરાજ હિમાલયનાં સંખ્યા બંધ શિખરો તથા તેને લગતા પર્વતો માનવી પ્રાણીથી અગમ્ય છે તે પૈકી કોઇ વિભાગમાં તેવા શુદ્ધ પારદના કુવાઓ હશેજ હિમાલયનું પ્રત્યક્ષ દર્શન કરનારા પશ્ચિમના ધુરંધર વિદ્વાનો પણ મુગ્ધ બની જાય છે, અને માનવી બુદ્ધિ તે પ્રદેશમાં કુંઠિત જણાય છે. હિમાલયમાં ફરનારા રહેનારા સાધુ મહાત્માઓના કહેવા પ્રમાણે ત્યાં ઘણાં સ્થળોમાં એવી રેતી મળી આવે છે કે તેને એ ઘડાનું ડમરૂયંત્ર કરી ઉડાડતાં પારો નીકળે છે. બીજી ધાતુઓ પણ હિમાલયમાં અસંખ્ય સ્થળોમાં છે અને હિમા-લયને ઔદ્યોગિક સ્થળ તરીકે પસંદ કરી તેમાં શોધખોળ કરવામાં આવે તો એક હિમાલય પર્વત આખા આર્યાવર્તને-ધનસંપન્ન કરી શકે એમ છે એવું અનેક સાધુ પુરૂષોનું કહેવું છે. હિમાલયમાં સંખ્યાબંધ અગમ્ય સ્થળો છે કે જ્યાં રસસિદ્ધ મહા પુરૂષો અજર અમર દેહવાળા બની દુનિયાનું નિરીક્ષણ કર્યા કરે છે અને ભારતવર્ષની ઉન્નતિ અવનતિના ચક્રને તપાસે છે.

હિમાલયની પશ્ચિમે ગિરીન્દ્ર નામનો (કૈલાસનિકટવર્તી) શિખર છે તેની આસપાસ ૪૮ ગાઉ સુધીનો પ્રદેશ પારદનું સ્થાનક ગણાય છે. તે જમીનની માટી સાથે મિશ્રિત પારદ રહેલો હોય છે અને ઉર્ધ્વપાતન યંત્રદ્વારા ઉડાડવાથી માટીથી જુદો પડે છે. સિદ્ધ પુરૂષો કહે છે કે એ પારદમાં સફેદ કાળી પીળી અને લાલ ઝાંઇ હોય છે પૂર્વ દિશા તરફના પારદમાં સફેદ ઝાંઇ હોય છે. દક્ષિણ દિશા તરફનામાં કાળી પશ્ચિમ દિશા તરફનામાં પીળી અને ઉત્તર દિશા તરફનામાં લાલ ઝાંઇ હોય છે. અને તે પ્રમાણે શ્વેત કાળો, પીળો, રાતો એમ પારો કહેવાય છે. સફેદ પારદ રોગ ક્રિયામાં, કાળો ગઢપણ મરણ મટાડવામાં, પીળો સુવર્ણ કરવામાં અને લાલ રોગ મટાડવામાં ઉપયોગી છે.

હાલમાં તો પારો પરદેશથી આવે છે. હિમાલયમાં કે હિંદુસ્થાનના બીજા વિભાગમાં તેની શોધખોળ થતી નથી. જો કે કેટલાક જમાના પહેલાં પારદ વિગેરે ધાતુઓ આ દેશમાં વિપુલ થતી પણ હાલમાં તો દેશ ખનીજ પદાર્થો માટે પરદેશો ઉપર મોટે ભાગે આધાર રાખે છે. હાલમાં હિંગળો પણ પરદેશી આવે ત્યારે કામ ચાલે છે. આપણે સંસ્કાર કરવા માટે બજારૂ પારદ લેવો અથવા હિંગળામાંથી પારો કાઢી કામ આરંભવું. (૧૩+૨૧)

पारदना आठ संस्कार अथवा कर्म—

स्वेदनं मर्दनं चैव मूर्च्छनं स्यात्तदुत्थितम् ।
पातनं रोधनं सम्यक् नियामनदीपने ॥

तथाभ्रकग्रासमान चारणं च क्रमेण हि ।
गर्भद्रुतिर्बाह्यद्रुतिः प्रोक्तं जारणकं तथा ॥
सारणं क्रामणं प्रोक्तं वेधकर्म च रंजनम् ।
सेवनं पारदस्याथ कर्माण्यष्टादशैव हि ॥
उद्देशतो मयात्रैव नामानि कथितानि वै ॥२२+२५॥

| | | | |
|---|---|---|---|
| १—સ્વેદન. | ૫—પાતન. | ૯—અભ્રકગ્રાસમાન | ૧૪—સારણ |
| ૨—મર્દન. | ૬—રોધન. | ૧૦—ચારણ. | ૧૫—ક્રામણ. |
| ૩—મૂર્છન. | ૭—નિયમન. | ૧૧—ગર્ભદ્રુતિ. | ૧૬—વેધન. |
| ૪—ઉત્થાપન. | ૮—દીપન. | ૧૨—બાહ્યદ્રુતિ. | ૧૭—રંજન. |
| | | ૧૩—જારણ | ૧૮—સેવન. |

એ પ્રમાણે પારદના ૧૮ સંસ્કારો કહ્યા છે (૨૨+૨૫)

पारदना पांच दोष.

दोषा पंच समुद्दिष्टाः पारदानां भिषग्वरैः ।
मलो विषं तथा वह्निर्मदो दर्पश्च वै क्रमात् ॥
मूर्च्छां मृत्युं मदं चैव स्फोटं कुर्युश्छिरोभ्रमम् ॥ २६ ॥

પારદમાં પાંચ દોષ છે. મળદોષથી મૂર્છા આવે, વિષદોષથી મરણ. અગ્નિદોષથી મદ, મદદોષથી અને વિસ્ફોટક અને દર્પદોષથી માથું-મગજ ભમે. માટે શોધન કરી વાપરવો. (૨૬)

पारदमां सात मेलनां पड छे दोष.

कञ्चुकाः सप्त सूतस्य कथयामि यथार्थतः ।
नामानि कथयाम्येषां देवीशास्त्रानुसारतः ॥
मृच्छैलजलशुल्वायोनागवंगसमुद्भवाः ।
सूतके कंचुकाः सप्त ततश्चैव विषोपमाः ॥
द्वादशैव हि दोषाः स्युर्येश्च निष्कासिता द्विजैः ।
तेषां हि रससिद्धिः स्यादपरे यमसन्निभाः ॥
तस्माद्दोषापहरणं कर्तव्यं भिषगुत्तमैः ॥ २७+२९ ॥

પારદમાં, માટી, પથરા, પાણી, ત્રાંબું લોઢું સીસું, બંગ એના મેલનાં સાત પડ હોય છે, અને તેથી તે મેલવાળો પારદ વાપરવાથી ઘણું નુકસાન થાય છે. માટે પાંચ દોષ અને સાત મેલનાં પડ કાઢી પારદને શુદ્ધ કરીને વાપરવો તે શિવાય ફાયદો થતો નથી પારદને આ રીતે શુદ્ધ કર્યા વિના વાપરનારા વૈદ્યો જમરાજ જેવા સમજવા. ( ૨૭ + ૨૯ )

१ पहेलो संस्कार स्वेदन.

तत्र स्वेदनकं कुर्याद्यथावच्चं शुभे दिने ।
सूतस्य स्वेदनं कार्यं दोलायंत्रेण वार्तिकैः ॥

क्षारौ चाम्लेन सहितौ तथा च पटुपंचकम् ।
त्रिकटु त्रिफला चैव चित्रकेण समन्विता ॥
पुष्पकासीससौराष्ट्र्यौ सर्वाण्येव तु मर्दयेत् ।
औषधानि समांशानि रसादष्टमभागतः ॥
कृत्वान्धमूषां तेषां तु तन्मध्ये पारदं क्षिपेत् ।
त्रिगुणेन सुवस्त्रेण भूर्जपत्रेण वेष्टयेत् ॥
गुणेन काष्ठखण्डे वै बद्धां तु रसपोट्टलीम् ।
लम्बायमानां भाण्डे तु तुषवारिप्रपूरिते ॥
त्रिदिनं स्वेदयेत्सम्यक् स्वेदनं तदुदीरितम् ॥३०+३५॥

યવક્ષારાદિ ચૂર્ણ—જવખાર, સાજીખાર, અમલવેત, સુંઠ પીપર, મરી, હરડે બેહડાં આમળાં, ચિત્રક, હીરાકસી, ફટકડી એ બધાં સમભાગે ખાંડી રાખવાં. પારદ શેર ૪ લેવો અર્ધો શેર ઉપલો ભુકો લઇ લીંબુનો રસ નાખી ઘુટી એક અંધમૂસમાં પારો ભરવો પછે એ મૂસને ત્રેવડા કપડાથી વીંટી તેના ઉપર ભોજપત્ર વીંટી દોરા બાંધી દોલાયંત્રમાં ત્રણ દિવસ બાફ આપવો તેમાં ધાન્યામ્લ સુરકો ભરવો. એ સ્વેદન સંસ્કાર થયો. (૩૦ + ૩૫)

२ बीजो मर्दन संस्कार.

अथ मर्दनकं कर्म येन शुद्धतमो रसः ।
प्रजायते विस्तरेण कथयामि यथातथम् ॥
खल्वे विमर्दयेत्सूतं दिनानि त्रीणि चैव हि ।
अथ खल्वप्रमाणं हि वक्ष्ये तत्र मयाधुना ॥
कलांगुलस्तदायामश्चोत्सेधोपि नवांगुलः ।
विस्तरेण तथा कुर्यान्निम्नत्वेन षडंगुलम् ॥
द्व्यंगुलः पृष्ठविस्तारो मध्येतिमसृणीकृतः ।
अर्धचंद्राकृतिश्चापि मर्दकोऽत्र दशांगुलः ॥
सूतः पञ्चपलस्तस्मिन्मर्दयेत्कांजिकैस्त्र्यहम् ।
बहिर्मलविनाशाय रसराजं तु निश्चितम् ॥
उष्णकांजिकतोयेन क्षालयेत्तदनन्तरम् ॥ ३६+४१ ॥

**ખરલનું પ્રમાણ**—ખનાવટ, લાંબી ૧૬ આંગળ, ઉંચી ૯ આંગળ, પહોળી ૬ આંગળ, ઉંડી ૬ આંગળ, જાડી ૨ આંગળ, વચમાં લીસી અર્ધચંદ્ર જેવા આકારની બત્તી દશ આંગળનો એવી ખરલમાં.

૨૦ તોલા પારદ અને અઢી તોલા ઉપલું યવક્ષારાદિ ચૂર્ણ નાખી ધાન્યામ્લ નાખવું ભરવું અને ઘુંટવું ત્રણ દિવસ ઘુંટવવું રાત્રે બંધ રાખવું હમેશાં સવારે ઉપલું ચૂર્ણ નવું નાખવું

અને ધાન્યામ્લ બમણે કલાકે નવુ નાખતુ જવું પછી ગરમ કરેલા ધાન્યામ્લથી પારદને ધોઇ નાખવો એટલે બીજો મર્દન સંસ્કાર થયો પારદ વધુ શોધવો હોય તો બીજી ખરલોમાં વિશ વિશ તોલા ઘુંટાવવો. ( ૩૬+૪૧ )

३ त्रीजो मूर्च्छन संस्कार.

अतःपरं प्रवक्ष्यामि पारदस्य तु मूर्च्छनम् ।
मूर्च्छनं दोषरहितं सप्तकञ्चुकनाशनम् ॥
स्वर्जिका यावशूकश्च तथा च पटुपंचकम् ।
अम्लौषधानि सर्वाणि सूतेन सह मर्दयेत् ॥
खल्वे दिनत्रयं तावद्यावन्नष्टत्वमाप्नुयात् ।
स्वरूपस्य विनाशेन मूर्च्छनं तदिहोच्यते ॥
निर्मलत्वमवाप्नोति ग्रंथिभेदश्च जायते ॥ ४२+४४ ॥

સાજીખાર, જવખાર, પંચલવણ પ્રત્યેક પારાથી આઠમા ભાગે લઈ બધી જાતનાં ખાટા પદાર્થથી ઘુંટવું ત્રણ દિવસ ઘુંટવાથી પારો તેમાં મળી જશે નષ્ટપિષ્ટ થઇ જાય ત્યારે તે મૂર્ચ્છન સંસ્કાર થયો ગણાય આ સંસ્કાર કરવાથી પારદમાંનાં સાત કંચુક પડ નાશ પામે છે. ( ૪૨+૪૪ )

४ चोथो उत्थापन संस्कार.

अथोत्थापनकं कर्म पारदस्य भिषग्वरैः ।
करणीयं प्रयत्नेन रसशास्त्रस्य वर्त्मना ॥
दोलायंत्रे ततः स्वेद्यः पूर्ववद्दिवसत्रयम् ।
सूर्यातपे मर्दितोसौ दिनमेकं शिलातले ॥
उत्थापनं भवेत्सम्यक् मूर्छादोषविनाशनम् ॥ ४५+४६ ॥

પહેલા સંસ્કારની પેઠે દોલાયંત્રમાં ત્રણ દિવસ બાફ આપવી પછી એક દિવસ સૂર્યને તડકે પથ્થરની ખરલમાં ઘુંટવો એટલે પારદ ત્રીજા સંસ્કારના મિશ્રણથી જુદો પડે આ સંસ્કાર થવાથી મૂર્છાદોષ નાશ પામે છે. ( ૪૫+૪૬ )

५ मो पातन संस्कार.

पातनं हि महत्कर्म कथयामि सुविस्तरम् ।
त्रिधा पातनमित्युक्तं रसदोषविनाशनम् ॥
ऊर्ध्वपातस्त्वधःपातस्तिर्यक्पातः क्रमेण हि ।

ऊर्ध्वपातनम्—

ऊर्ध्वपातनयंत्रस्य लक्षणं तदिहोच्यते ।
मृण्मयी स्थालिका कार्या चोच्छ्रिता तु षडंगुला ॥

मुखे सप्ताङ्गुलायामा पारतद्विदशांगुला ।
इयन्माना द्वितीया च कर्तव्या स्थालिका शुभा ॥
क्षारद्वयं रामठं च तथा हि पटुपञ्चकम् ।
अम्लवर्गेण संयुक्तं मृतकं तैस्तु मर्दयेत् ॥
लेपयेत्तेन कल्केन अधःस्थां स्थालिकां शुभाम् ।
उपरिस्थामधोवक्त्रां दत्वा संपुटमाचरेत् ॥
सभस्मलवणेनैव मुद्रां तत्र प्रकारयेत् ।
चुल्यां स्थालीं निवेश्याथ धान्याग्निं तत्र कारयेत् ॥
तस्योपरि जलाधानं कार्यं यामचतुष्टयम् ।
स्वांगशीतलतां ज्ञात्वा ऊर्ध्वगं ग्राहयेद्रसम् ॥
ऊर्ध्वपातनयंत्रं हि तदेवं परिकीर्तितम् ।

अधःपातनम्—

पूर्वोक्तां स्थालिकां सम्यक् विपरीतां तु पंकिले ।
गर्ते तु स्थापितां भूमौ ज्वालयेन्मूर्ध्नि पावकम् ॥
यामत्रितयपर्यंतं अधः पतति पारदः ।
अधःपातनयंत्रं हि कीर्तितं रसवेदिभिः ॥

तिर्यक्पातनम्—

पूर्वोक्तैरौषधैः सार्धं रसराजं विमर्दयेत् ।
तिर्यग्घटे रसं क्षिप्त्वा तन्मुखे ह्यपरो घटः ॥
कनीयानुदरे छिद्रं छिद्रे चायसनालिकाम् ।
नालिकां जलपात्रस्थां कारयेच्च भिषग्वरैः ॥
अधस्ताद्रसयंत्रस्य तीव्राग्निं ज्वालयेद्बुधः ।
यामत्रितयपर्यंतं तिर्यक्पातो भवेद्रसः ॥
यंत्राणां पातनानां च त्रितयं मुकरं खलु ।
कथितं हि मया सम्यक् रसागमनिदर्शनात् ॥५७+६०॥

ઉર્ધ્વપાતન—ઉંચો ઉડાડવો, અધઃપાતન—નીચે પાડવો અને તિર્યક્પાતન—ત્રાંસો પડખે ઉડાડવો, એ પ્રમાણે ત્રણ પ્રકારે પાતનાયંત્રમા પારદનો સંસ્કાર થાય છે.

ऊर्ध्वपातन—

૭ આંગળ ઉંચી, દશ આંગળ પહોળી અને તેનું મોં સાત આંગળ પહોળું એવી થાળીની બે થાળી મજબુત કરવી. પછી બેક્ષાર હીંગ, પંચલવણ અને ખટાશમાં પારદને

घुंटी नीचेनी माटलीने तळीये चोपडवो तेना उपर बीजी माटली उंधी ढांकवी. बेउ माटलीना मोंनी वच्चेनो सांधो राख, मीठुं, माटी, कपडं विगेरेथी छांदी लेवो. चुले चडावी साधारण अग्नि आपवो उपली माटलीने तळीये पाणी रहे तेवी चोतरफ बम्मे आंगळनी पाळ कराववी. तेमां एक नळ नांखवा ने पाळमां पाणी भरवुं, पाणी गरम थाय एटले काढी नाखी. बीजुं नाखतुं जवुं. ए प्रमाणे बार कलाक अग्नि आपवो. पारद उपली माटलीने तळीये चोटशे ते हुशीयारीथी काढी लेवो (उपली माटलीने उपरने तळीये पाळ न करी होय तो चोवडुं कपडुं भींजवी उपर राखवुं)

अधःपातन—

पारदने उपर कहेलां ओसडीयामां घुंटी उपला यंत्रने तळीये चोपडवो अने पारा-वाळी माटली उपर रहे तेम राखवी अने एक खाडामां नीचली माटलीने बेसती करवी उपली माटलीने तळीये अग्नि करवो. ६ कलाक अग्नि देवाथी पारद नीचली माटलीमां पडशे

तिर्यक्पातन—

उर्ध्वपातनमां कहेलां ओसडीयां साथे पारदने घुंटी एक घडाने तळीये चोपडी ते घडानी उपर ढांकणी ढांकी सांधो छांदी ते घडाने चुले चडाववो बीजो घडो एक लेवो ते जमीन उपर मुकवो अने तेना मों उपर ढांकणी छांदी लइ बन्ने गळामां काणां पाडी वचाळे लोढानुं भुंगळुं नाखवुं अने सधी छांदी लेवी. चुला उपरना घडा नीचे अग्नि बाळवो अने जमीन उपरना घडामां ठंडुं पाणी भरवुं उंचां घडामां उडेलो पारद भुंगळां वाटे पाणीवाळा घडामां पडशे. लोटानुं भुंगळुं पाणीमां बुडेलुं रहे तेम राखवुं अने पाणी गरम थाय तेम काढी ठंडुं पाणी रेडाय तेम करवुं. (४७+६०)

६ छठ्ठो रोधन संस्कार—

अधुना कथयिष्यामि रसरोधनकर्म च ।
यत्कृते च पलत्वं हि रसराजस्य शाम्यति ॥
सिन्धूद्भवं दशपलं जलप्रस्थत्रयं तथा ।
धारयेद्घटमध्ये च सूतकं दोषवर्जितम् ॥
पिधानेन यथा सम्यक् मुद्रितं मृत्स्नया खलु ।
निर्वाते निर्जने देशे धारयेद् दिवसत्रयम् ॥
अनेनैव प्रकारेण रोधनं कुरु वैद्यराट् ॥ ६१+६४ ॥

सिंधालुण ४० तोलामां पाणी तोला १९२ एक घडामां नाखी तेमां पारो नाखी घडानुं मों बंध करी ढेकुं कपडमाटीथी छांदी लेवुं निर्वात निर्जन स्थानकमां त्रण दिवस राखवुं एटले रोधन संस्कार थयो तेथी पारामांनी चपळता मटी जाय छे. (६१+६४)

७ सातमो नियमन संस्कार—

अतःपरं प्रवक्ष्यामि पारदस्य नियामनम् ।
जलसैंधवसंयुक्तो घटस्थो हि रसोत्तमः ॥
दिनत्रयं स्वेदितश्च वीर्यवानपि जायते ॥ ६५ ॥

છઠ્ઠો સંસ્કાર પ્રમાણે સીંધાલુણ અને પાણી, સાથેના ઘડામાં ભરી પારો નાખી ચુલે ચડાવી ત્રણ દિવસ ઉકાળવું. પાણી બળતું જાય તેમ નવું નાખવું જવું એ નિયમન સંસ્કાર થયો. (૬૫)

८ अष्टमः दीपनः—मुखोत्पादन संस्कारः बुभुक्षितः पारदः ।—१

अथेदानीं प्रवक्ष्यामि रसराजस्य दीपनम् ।
बुभुक्षा व्यापकत्वं च येन कृत्वा प्रजायते ॥
राजिका लवणोपेता मरिचं शिग्रुटंकणे ।
कासीससंयुता कांक्षी कांजिकेन समन्वितैः ॥
दिनानि त्रीणि संस्वेद्य पश्चात् क्षारेण मर्दयेत् ।
अनेनैव प्रकारेण दीपनं जायते ध्रुवम् ॥
तीव्रत्वं वेगकारित्वं व्यापकत्वं बुभुक्षुता ।
बलवत्त्वं विशेषेण कृते सम्यक् प्रजायते ॥

दीपनः—मुखोत्पादनं बुभुक्षितः पारदः ।—२

मुखोत्पादनकं कर्म प्रकारो दीपनस्य हि ।
कथयामि समासेन यथावद्रसशोधनम् ॥
अष्टादशांशभागेन कनकेन च सूतकः ।
निम्बूरसेन संमर्द्यो वासरैकमतःपरम् ॥
क्षारैश्च लवणै रम्यैः स्वेदितः कांजिकेन हि ।
क्षालिते कांजिकेनैव वक्त्रं भोक्तुं प्रजायते ॥

दीपनः—मुखोत्पादनं बुभुक्षितः पारदः ।—३

ताप्यसत्वं कलांशेन हेम्ना तद् द्विगुणेन च ।
तप्तमायसखल्वेन तप्तेनाथ प्रमर्दयेत् ॥
व्यक्तं हि रसचुक्रेण क्षारेण चणकस्य हि ।
जंबीरपूरकजलैर्मर्दयेदेकविंशतिम् ॥
वासरे याममेकं तु प्रत्येकं हि विमर्दयेत् ।
यातुधानमुखं सम्यक् यात्येव हि न संशयः ॥
द्वितीयो दीपनस्यैवं प्रकारः कथितो मया ।
सूतस्याष्टौ च संस्काराः कथिता देहकर्मणि ॥
तथा च दश कर्माणि देहलोहकराणि हि ॥ ६६+७७ ॥

### ८ मो दीपन संस्कार १ लो प्रकार बुभुक्षित मुखकरण.

રાઇ, સીંધાલુણ, મરી, સળગવો, ટંકણ, હીરાકસી, ફટકડી સમભાગે લઇ ૧૦૦ તોલા એ ભુકામાં ત્રણગણું ધાન્યમ્લ અથવા સુરકો નાખી ત્રણ દિવસ બાફી પછી પારદને કાઢી લઇ તેમાં સાજીખાર નાખી એક દિવસ ઘુંટવું. એવી રીતે ત્રણ વખત કરવાથી દીપન સંસ્કાર થયો. આ સંસ્કાર કરવાથી પારદ બુભુક્ષિત થાય છે, વ્યાપક બને છે, તીવ્ર થાય છે, શરીરમાં તત્કાળ ફેલાઇ જઇ ઉગ્ર પ્રભાવને લીધે રોગ ઉપર તાત્કાલિક અસર નિપજાવે છે અને વધુ બળવાન થાય છે.

### दीपनसंस्कार २ जो प्रकार बुभुक्षित मुखकरण.

પારદમાં આઠમા ભાગનો સોનાનો વરખ નાખવો, ઘુંટી મળી જાય એટલે લીંબુનો રસ-નાખતું જવું અને ઘુંટવો. એક દિવસ એમ ઘુંટ્યા પછી ધાન્યામ્લમાં ક્ષાર, પંચલવણ વિગેરે નાખી એક દિવસ બાફ આપવો, પછી પારદને ધાન્યામ્લથી ધોઇ નાખવો તો પારદને મુખ આવે છે, તીવ્ર બુભુક્ષિત થાય છે

### दीपनसंस्कार ३ जो प्रकार बुभुक्षित राक्षस मुखकरण.

પારદને એક લોઢાની ખરલમાં નાખી જમીનમાં ચુલ ગાળી તેના ઉપર લોઢાની ખરલ સરખી રહે તેમ ગોઠવી ખરલ નીચે ચુલામાં બકરીની લીંડીયું, કમોદની ફોતરી વિગેરેનો અગ્નિ કરવો અને પારદમાં અષ્ટમાંશ સુવર્ણમાક્ષિકનું સત્વ અને ચતુર્થાંશ સોનું નાખી અમલ-વેતનો રસ, ચણાનો ખાર, બીજોરાંનો રસ બધાં ભેળાં કરી હમેશાં ત્રણ કલાક પારદને ઘુંટવો એવી રીતે ૨૧ દિવસ ઘુંટવાથી રાક્ષસમુખ પારદ થાય.

### ए प्रमाणे ८ संस्कार थया

ઉપર પ્રમાણે રોગ નાશ કરવા માટે રોગનાશક ઔષધોમાં મેળવવા માટે ઉપયોગી થાય તેવા આઠ સંસ્કાર પારદના કહેવાયા, આઠ સંસ્કારથી શુદ્ધ થયેલો પારદ તત્કાળ રોગો ઉપર અસર કરે છે અને મટાડે છે, આ આઠ સંસ્કાર પણ જોઇએ તેટલા વિસ્તારવાળા કે રહેલાઇથી સમજી શકાય તેવા નથી છતાં મેં બન્યા તેટલા સરલ અર્થ કર્યા છે. બાકીના દશ સંસ્કાર દેહસિદ્ધિ-શરીરને અજર અમર બનાવવામાં અને લોહસિદ્ધિ-સ્વર્ણ રૌપ્ય કરણમાં ઉપયોગી છે. ( ૬૬+૭૭ )

હવે પછીના સંસ્કાર ઔષધોપચારમાં ઉપયોગી નથી જો કે એ સંસ્કારોથી સિદ્ધ થયેલો રસ બધા રોગને મટાડે છે પણ તે સામાન્યરીતે વપરાશમાં આવતા નથી કારણ તે ઘણા કષ્ટ અને મોટા ખર્ચે થઇ શકે તેવા છે તેથી તેમ દરેક સંસ્કારની કૃતિ આ ગ્રન્થમાં અપૂર્ણ અને અવિત પારાણી લાગવાથી અમે આગલી બે આવૃત્તિમાં ૧૦ સંસ્કારના અર્થ આપ્યા ન હોતા પણ ઘણા ગ્રાહકોની તે બાબત માગણી આવવાથી આ વખતે અર્થ આપ્યા છે.

આ ભાનુવાદને લગતા દેહ લોહસિદ્ધિના પારદના ૧૦ સંસ્કાર આ ગ્રન્થકારે લખ્યા છે તે ઉત્તમ છે અને ગ્રન્થકારના લખવા પ્રમાણે અનુભવ સિદ્ધ છે છતાં જે પ્રત અમારે ત્યાં અને મુંબઇમાં છપાણી છે તેમાં ઘણે ઠેકાણે પાઠભેદ હોય એમ લાગે છે તેથી તેની ૨-૪ હસ્તલિખિત પ્રતો મળે તો મેળવી સરખાવી પછી વિસ્તાર પૂર્વક અર્થ આપવાની ઇચ્છાથી આની બે આવૃત્તિ છપાવી તેમાં અર્થ આપ્યા નહોતા અને આ ત્રીજી આવૃત્તિ પ્રગટ થાય છે ત્યાંસુધી અમને આ આ પુસ્તકની હસ્તલિખિત વધુ પ્રતો મળી નથી છતાં ગ્રાહકોના આગ્રહને લીધે તથા પારદના સંસ્કારો કરનારાઓને કાંઇક માર્ગદર્શક થાય તે માટે તેના અર્થ આપું છું છતાં બાકીના દશે

સંસ્કારમાં મૂળ પાઠ બરાબર નથી. એટલે હવે પછી વધુ હસ્તલિખિત પ્રતો મળશે અને તેમાં ગ્રન્થકારે વિસ્તારથી ક્રમરહિત લખ્યું હશે તો મને ખાત્રી છે કે પાઠભેદને લઇ અર્થમાં ફેરફાર કરવો પડશે છતાં બન્યું તેટલું સરલ અને આંટી ઘુંટી વિનાનું ભાષાંતર આ સંસ્કારોનું કર્યું છે આ પ્રયોગો અપૂર્ણ અને ભ્રમ જનક કેવા છે તેના ૨–૩ દાખલા નીચે પ્રમાણે આપું છું અને દરેક સંસ્કારની નીચે પણ તેની નોંધ કરી છે.

(૧) ૧ લા અધ્યાયના ૮૧ મા શ્લોકથી **चारणं** આ સંસ્કાર શરૂ થાય છે અને ૮૧ મા શ્લોકમાં ગ્રન્થકાર લખે છે કે **ગર્ભદ્રુતિનો ચારણ નામનો સંસ્કાર કહું છું** આમ કહી પછીના બે શ્લોકમાં ચારણ યોગ્ય અભ્રકસત્વ બનાવવાની વિધિ લખી અને પછી અર્ધા શ્લોકમાં **પારદમાં સરખેભાગે** અભ્રકસત્વનું ચારણ કરવું આમ લખીને તે સંસ્કાર પુરો કરે છે આ કાંઇ ચારણ સંસ્કાર કે તે કરવાની પદ્ધતિ નથી અને તેટલું લખવાથી કોઇ કરી શકે નહી.

(૨) પછી **गर्भद्रुति**ના મથાળાવાળી ક્રિયા આવે છે ત્યારે તેમાં ગર્ભદ્રુતિની બનાવટ પણ લખી નથી અને ગર્ભદ્રુતિનો જારણ પ્રકાર પણ વર્ણવ્યો નથી આ ક્રિયા ૧ શ્લોકમાં પતાવતાં ગ્રન્થકાર જણાવે છે કે **"આજરીતે પારદમાં ગ્રાસ ગણું જારણ કરવું વૈદ્યોએ એ ગર્ભદ્રુતિનો જારણ સંસ્કાર કહ્યો"** આમા ગર્ભદ્રુતિ કે ચારણ જારણ કાંઇ આવ્યું નથી.

(૩) બાહ્યદ્રુતિની ક્રિયાની શરૂઆત ૮૫માં શ્લોકથી ગ્રન્થકાર કરે છે ૧॥ શ્લોકમાં અભ્રક સત્વની બાહ્યદ્રુતિ કહે છે પછી ૮૭ મા શ્લોકમાં અભ્રકદ્રુતિ સાથે પારદને સરખે ભાગે મેળવવાથી પારદનું બંધન થાય છે એમ લખી બાહ્યદ્રુતિ કે તેનું જારણ જે ગણિયે તે પુરૂ કરે છે અને **द्रुतिर्वाह्यस्य कथ्यते** આ વાક્યથી બાહ્યદ્રુતિ પુરી થઇ એવો અર્થ કેટલાક વૈદ્યો કરે છે પણ ઉપર પ્રમાણે બાહ્યદ્રુતિ પુરી થયા પછી તેમાં સમભાગે પારદ મેળવી બાંધવાની શું જરૂર છે અને બાંધવાનો આહીં કયાં પ્રસંગ છે છતાં બાંધ્યા પછી કાંઇ ક્રિયા કરવાની હોય તો તે પણ પછીના શ્લોકમાં નથી લખી અને ગ્રન્થકાર બાહ્યદ્રુતિ કર્મની અશક્યતા જણાવતાં લખે છે કે **બાહ્યદ્રુતિની ક્રિયા શંકરની ભક્તિથી ગુરૂના પ્રસાદથી મહા ભૈરવના વંદનથી સિદ્ધ** થઇ શકે છે એ બધું સાચું છે પણ આહીં તે ક્રિયા તો પુરી જણાવવી જોઇએ તે નથી એમાં ગ્રન્થકારે ટુંકામાં પતાવ્યું હોય કે લેખન પરંપરાથી પાઠ ત્રુટિત થઇ ગયેલ કે પાઠભેદ હોય એમ સમજાય છે.

આ રીતે ૯–૧૦–૧૧ અને ૧૨ સંસ્કારને સંસ્કાર કહી શકાય નહી આ રીતે ૧૮ સંસ્કાર પુરા થતા સુધી ક્રિયાની અપૂર્ણતા અને ખામી લાગે છે છતાં વાંચનારાઓના સંતોષ માટે અર્થો આપું છું બીજે જ્યાં જ્યાં ક્રિયાની અપૂર્ણતા લાગશે ત્યાં જણાવીશ.

॥ ९ नवमः अभ्रकग्रासमान संस्कारः ॥

अथेदानीं प्रवक्ष्यामि भक्षणं चाभ्रकस्य हि ।
फरोटिविधिना सम्यक् कर्तव्यं लोहसंपुटम् ॥
जलयंत्रस्य योगेन विडेन सहितो रसः ।
भक्षयत्येव चाभ्रस्य कवलानि न संशयः ॥
अतो हि जलयंत्रस्य लक्षणं कथ्यते मया ।

॥ जलयंत्रे तत्राभ्रसत्वजारणं ॥

सुवृत्तं लोहपात्रं च जलं तत्राढकत्रयम् ॥
तन्मध्ये सुदृढं सम्यक् कर्तव्यं लोहसंपुटम् ।
लोहसंपुटमध्ये तु निक्षिप्तं शुद्धपारदम् ॥
विडेन सहितं चैव षोडशांशेन यत्नतः ।
चतुःषष्ठ्यंशकं चाभ्रसत्वं संपुटके तथा ॥
संपुटं मुद्रयेत्पश्चात् दृढया तोयमृत्स्नया ।
वह्निमृत्तिकया वापि संधिरोधं तु कारयेत् ॥
चुल्यां निवेश्य तं यंत्रं जलेनोष्णेन पूरितम् ।
क्रमादग्निः प्रकर्तव्यो दिवसार्धकमेव हि ॥
एवं कृते ग्रासमानं भक्षयेन्नात्र संशयः ।
अनेनैव प्रकारेण षड्ग्रासं भक्षयेद् ध्रुवम् ॥
भक्षिते चाभ्रसत्वे तु सर्वकार्येषु सिद्धिदः ।
मानं मानविहीनेन कर्तुं केन न शक्यते ॥
तस्मान्मया मानकर्म कथितव्यं यथोदितम् ।
चतुःषष्ठ्यंशतो बीजं पारदान्मुखकारकम् ॥
पश्चाद् द्वात्रिंशभागेन दातव्यं बीजमुत्तमम् ।
ततःषोडशभागेन बीजस्य कवलं न्यसेत् ॥
रसादष्टमभागेन दातव्यं भिषगुत्तमैः ।
चतुर्थेनाथ भागेन ग्रास एवं प्रदीयते ॥
तथा च समभागेन ग्रासेनैव च साधयेत् ।
विडेन षोडशांशेन क्षुधितो जायते रसः ॥
यदा जीर्णो भवेद् ग्रासः पातितश्च विडेन हि ।

॥ विडः ॥

कासीससिंधुलवणसौवर्चलसुराष्ट्रिकाः ॥
गंधकेन समं कृत्वा विडोयं वह्निकृद् भवेत् ॥७८-९२॥

॥ १० दशमः चारण संस्कारः ॥

अथ गर्भद्रुतेः कर्म चारणं गुणवर्धनम् ।
कथयामि यथातथ्यं रसराजस्य सिद्धिदम् ॥

ताप्यसत्वाभ्रसत्वं च घोषाकृष्टं च ताम्रकम् ।
समभागानि सर्वाणि ध्मापयेत्खदिराग्निना ॥
भस्त्रिकाद्वितयेनैव यावदभ्रकशेषकम् ।
तदभ्रसत्वं सूतस्य चारयेत्समभागिकम् ॥ ९३+९५ ॥

॥ ११ एकादशः गर्भद्रुति संस्कारः ॥

अनेनैव प्रकारेण त्रिगुणं जारणं रसे ।
गर्भद्रुतेर्जारणं हि कथितं भिषगुत्तमैः ॥ ९६ ॥

॥ १२ द्वादशः बाह्यद्रुति संस्कारः ॥

बाह्यद्रुतिविधानं हि कथ्यते गुरुमार्गतः ।
अभ्रसत्वं हि मूषायां वज्रवल्लीरसेन हि ॥
सौवर्चलेन संध्मातं रसरूपं प्रजायते ।
अभ्रद्रुतेश्च सूतस्य समांशैर्मेलनं कृतम् ॥
तेन बंधत्वमायाति बाह्या सा कथ्यते द्रुतिः ।
बाह्यद्रुतिक्रियाकर्म शिवभक्त्या हि सिध्यति ॥
गुरोः प्रसादात्सततं महाभैरवपूजनात् ।
शिवयोरर्चनादेव बाह्यगा सिध्यति द्रुतिः ॥९७+१००॥

॥ १३ त्रयोदशः जारण संस्कारः ॥

अथ जारणकं कर्म कथयामि सुविस्तरम् ।
अभ्रकं ताप्यसत्वं च समं कृत्वा तु संधमेत् ॥
अभ्रशेषं कृतं यच्च तत्सत्वं जारयेद्रसे ।
एवं पुटितद्रुतेनैव घनसत्वं हि साधयेत् ॥
धातुवादविधानेन लोहकृत् देहकृच्च हि ।
गजरंगो महाघोरात्रसेव्यो हि निरंतरम् ॥
साधितं घनसत्वं तद्रेतितं रजःसन्निभम् ।
बुभुक्षितरसस्यास्ये निक्षिप्तं वल्लमात्रकम् ॥
रसो गद्याणकस्यापि तुर्यभागः प्रकीर्तितः ।
ताम्रपात्रस्थमम्लं वै सैंधवेन समन्वितम् ॥
क्षीरेण सहितं वापि मर्दितं द्विदिनावधि ।
जातं तुल्यसमं नीलं कल्कं तत्प्रोच्यते बुधैः ॥

कल्केनानेन सहितं सूतकं च विमर्दयेत ।
दिनत्रयं तप्तखल्वे धौतः पश्चाच्च कांजिकैः ॥
स्थापयेत्कांस्यपात्रे तु तदूर्ध्वाधो विडं न्यसेत्
रसस्याष्टमभागेन संपुटं कारयेत्ततः ॥
भूर्जपत्रैर्मुखं रुध्वा सूत्रेणैव तु वेष्टयेत् ।
संपुटं वाससावेष्ट्य दोलायां स्वेदयेत्ततः ॥
गोमूत्रेणाम्लवर्गेण कांजिकेन दिनं दिनम् ।
अश्मपात्रेऽथ लोहस्य पात्रे काचमयेथवा ॥
उष्णकांजिकतोयेन क्षालयित्वा रसं ततः ।
दृढे चतुर्गुणे वस्त्रे क्षिप्त्वाधः पीडनाद्रसः ॥
निपतत्यन्यपात्रे तु सर्वोपि यदि पारदः ।
तदाभ्रं जारितं सम्यक् दण्डधारी भवेद्रसः ॥
ग्रासमाने पुनर्देयं अभ्रबीजमनुत्तमम् ।
अष्टग्रासेन सर्वं हि जारयेद् गुरुमार्गतः ॥
एवं कृते समं चाभ्रं सूतके जीर्यति ध्रुवम् ।
स्वहस्तेन कृतं सम्यक् जारणं न श्रुतं मया ॥
समाभ्रे जारिते सम्यक् दण्डधारी भवेद्रसः ।
बालश्च कथ्यते सोपि किंचित्कार्यकरो भवेत् ॥
द्विगुणे त्रिगुणे चैव कथ्यतेत्र मया खलु ।
चतुर्गुणेभ्रके जीर्णे किशोरः कथ्यते मया ॥
जीर्णे पंचगुणे चाभ्रे युवा चैव रसोत्तमः ।
षड्गुणे जारिते त्वभ्रे वृद्धश्चैव रसोत्तमः ॥
सप्ताष्टगुणिते चाभ्रसत्वे जीर्णेतिवृद्धकः ।
सर्वसिद्धिकरः सोयं पारदः पारदः स्वयम् ॥
अनेनैव प्रकारेण सर्वलोहानि जारयेत् ॥ १०१+११९ ॥

**९ मो अभ्रकग्रास-अभ्रकभक्षण नामनो संस्कार**

અભ્રકગ્રાસ દેવાથી પારદ સહેલાઇથી પકડી શકાય છે, બાંધી શકાય છે.

હવે અભ્રક ભક્ષણ નામનો સંસ્કાર કહેવામાં આવેછે.

જળયંત્રના યોગથી બિડ સાથેનો પારદ અભ્રક નું ભક્ષણ કરે છે ( કોળીયા લ્યે છે ) અને એક એક ગ્રાસ આપવામાં આવે તે ખાઇ જાય છે પ્રથમ જળયંત્ર બનાવવાનું લખવામાં આવે છે.

## जलयंत्र अने तेमां अभ्रकनुं जारण

ગોળ કુંડાજેવું લોઢાનું ઠામ એક પત્રાનું કરાવવું તેમાં ૩ આટક પાણી નાખવું પછી એક લોઢાનો મજબુત સાંધો દેખાય નહીં સાંધામાંથી પાણી પણ ન નીકળે તેવો સંપુટ કરવો તે સંપુટમાં પારદથી ૧૬ ભાગનું બિડ અને પારદથી ચોસઠમાં ભાગનું અભ્રકસત્વ અને પારદ ત્રણે મેળવી નાખવાં પછી સંપુટના સાંધાને જલમૃત્તિકાથી અથવા વહ્નિ મૃત્તિકાથી બંધ કરવા ચોતરફ જલમૃત્તિકા ચોપડવી **અગ્નિમૃત્તિકા** ચોપડવી સુકાઇ ગયા પછી તે સંપુટને તે કડાઇમાં નાખી તેમાં ગરમ પાણી ભરી કડાઇને ચુલે ચડાવવી ૬-કલાક સુધી મંદ મધ્ય તીવ્ર **અગ્નિ** આપવો એમ કરવાથી અભ્રક સત્વને પારદ ખાઇ જાય છે એ પ્રમાણે ૬ વખત અભ્રક સત્વનું જારણ કરવું તો તે પારદ બધાં કામ કરે છે બધાં કામમાં વપરાય છે પ્રથમ પારદથી ૬૪ ભાગનું બીજ એટલે અભ્રકસત્વ નાખી જારણ કરવાથી પારદનું મુખ થાય છે પછી પારદથી ૩૨ માં ભાગનું અભ્રકસત્વ નાખી જારણ કરવું. પછી ૧૬ માં ભાગનું પછી ૮ માં ભાગનું પછી ૪ થા ભાગનું અને પછી પારદની બરોબર અભ્રકસત્વ જારણ કરવું દરેક વખતે બિડ તો ૧૬ માં ભાગનું નાખવું જ્યારે ગ્રાસનું જારણ થઇ જાય ત્યારે પારદ ભુખ્યો થાય છે **બુભુક્ષિત** થાય છે.

**बिड**—આ અભ્રક જારણ કર્મમાં કહેલો બિડ, હીરાકસી સીંધાલુણ મીઠું, સંચળ ફટકડી અને ગંધક સમભાગે મેળવવાથી થાય છે અને પારદને જઠરાગ્નિ પેદા કરાવે છે જેથી અભ્રકસત્વનું જારણ થાય છે.

**जलमृत्तिका**—આ અભ્રક જારણ કર્મમાં કહેલી **जलमृत्स्ना** નીચે પ્રમાણે કરવી આવળનો ઉકાળો અવલેહ જેવો ઘાટો કરવો તેમાં લોઢાના કટોડાનો બારીક ભુકો તથા ગોળ અને ચુનો મેળવવો અને ખુબ કચરવું આ જળમૃત્તિકા પાણીથી ઓગળતી નથી કે તેને ચીંધ અંદર પાણી જઇ શકતું નથી અને પારો ઉડી શકતો નથી આને મીણમુદ્રા પણ કહે છે.

**अग्निमृत्तिका**—આ જારણ કર્મમાં કહેલી **वह्निमृत्स्ना** ની બનાવટ નીચે પ્રમાણે છે ખડી ખાણની ધોળી માટી મીઠું લોઢાનો કટોડો એ બધાંને ભેંસનાં દુધમાં ખુબ ઘુંટવું આ વહ્નિમૃત્તિકા કહેવાય છે તે માટી સંપુટને ચોપડી હોય તો તેમાંથી પાણી અંદર જઇ શકતું નથી તેને વજ્ર મુદ્રા પણ કહે છે (૭૮+૯૨)

## १० मो संस्कार चारण अभ्रसत्वपातन

તાપ્યસત્વ અભ્રકસત્વ પિતળ અને ત્રાંબુ બધાં સરખે ભાગે મુસમાં નાખી બે ધમણથી તીવ્ર અગ્નિમાં મુકી ધમવાં કોયલા ખેરના નાખવા કેવળ અભ્રકસત્વ બાકી રહે ત્યારે સાચવી રાખવું આ અભ્રકસત્વ પારદમાં ગર્ભદ્રુતિદ્વારા ચારણ સંસ્કાર કરવામાં કામ આવે છે (૯૩+૯૫)

## ११ मो संस्कार गर्भद्रुति गर्भद्रुतिजारण

ઉપર કહેલી રીતે અભ્રકસત્વ ૩ ગણું પારદમાં જારણ કરવું (૯૬)

## १२ मो संस्कार बाह्यद्रुति, अभ्रद्रुतिद्वारा पारद बंधन, अभ्रसत्वनी द्रुति.

ગુરૂપરંપરાથી ચાલી આવેલી રીતે બાહ્યદ્રુતિની ક્રિયા કહું છું અભ્રકસત્વ મૂસમાં નાખી તેમાં વજ્રવલ્લીનો રસ તથા સંચળ નાખી ધમાવવું તો તે અભ્રકસત્વ પ્રવાહીજ રહે છે

પારદ અને અભ્રકદ્રુતિ સમભાગે મેળવવાથી પારદ બંધાય છે.

બાહ્યદ્રુતિ ક્રિયાનું કર્મ શંકર ઉપર અનન્ય ભક્તિ રાખવાથી ગુરૂની કૃપાથી સદા ભૈરવને હમેશાં પ્રણામ કરવાથી શંકર પાર્વતીનું હમેશાં પૂજન કરવાથી સિદ્ધ થઇ શકે છે (૯૭+૧૦૦)

## १३ मो संस्कार जारण कर्म

હવે જારણ નામનું કર્મ વિસ્તાર સાથે કહું છું અભ્રકસત્વ અને તાપ્યસત્વ બેઇ સરખે વજને લઇ મુસમાં નાખી ધમવું તાપ્યસત્વ બળી જાય અને અભ્રકસત્વ બાકી રહે એટલે તે સત્વનું પારદમાં જારણ કરવું એજરીને અભ્રકસત્વમાં શુદ્ધ નાગ અને શુદ્ધ બંગ સરખે વજને નાખી નાગ-બંગ બળી જાય ત્યાંસુધી ધમવું અભ્રકસત્વ બાકી રહે તેનું ધાતુવાદની રીતે જારણ કરવું તો તે પારદ લોહવેધી-ધાતુ વેધી થાય પણ દેહ વેધી ન થાય અર્થાત દીર્ઘાયુષ્ય માટે તેનું સેવન થાય નહી. નાગ અને બંગ ભયંકર ધાતુ છે તેની વિધિવત વસ્તુ તૈયાર કર્યા વિના સેવવાથી નુકસાન થાય છે એ હમેશાં ધ્યાનમા રાખવું નાગ બંગના જારણથી તૈયાર કરેલા અભ્રકસત્વને રેતી જેવો ઝીણો ભુકો અડતરેથી કરીને પછી બુભુક્ષિત પારદ એક આની ભારમાં એક વાલ અભ્રકસત્વનો ભુકો એ હિસાબે નાખી તેમાં જરૂર જેટલો કલ્ક નાખી ૩ દિવસ સુધી તપ્ત ખલ્વમા ઘુંટવું પછી ખટાઇથી કે સુરકાથી ધોઇ નાખવું પછી કાચના ઠામમાં પારદને મુકી ઉપર નીચે બિડ પારદથી આઠમાં ભાગનું નાખી સંપુટ કરવું પછી ભોજપત્રથી તે સંપુટનું મો રોકી દઇ માથે દોરા વીટી પછી તે સંપુટને કપડામાં બાંધી દોલાયંત્રમાં ગૌમૂત્ર ખટાઇ અને સુરકો દરેકમાં એક એક દી બાફ આપવી પછી પારદને પથરના લોઢાના કે કાચના ઠામમાં નાખી ગરમ.સુરકાથી ધોઇ નાખી મજબુત લુગડાંને ચોવડું કરી તેમાં પારદ નાખી વળ દઇ બીજા ઠામમાં ચપટીથી નીચોવવું એટલે બધો પારદ નીકળી જાશે ત્યારે અભ્રક જારણ થયેલું માનવું તે પારદ દંડધારી થાય.

કલ્ક—આમાં પારદ સાથે ઘુંટવાનું કલ્ક લખ્યું છે તે નીચે પ્રમાણે બનાવવું ત્રાંબાના ઠામમાં લીંબુનો રસ સિંધાલુણ અને દુધ નાખી ૩ દિવસ ઢાંકી રાખવું હમેશાં ૨-૩ વખત હલાવતું જાવું એટલે મોરથુથા જેવા વાદળી રંગની વસ્તુ થાશે તે કલ્ક કહેવાય આ કલ્ક ઉપર લખ્યા પ્રમાણે પારદમાં નાખી ઘુંટવાનું છે.

ઉપર પ્રમાણે અભ્રકસત્વ (તેને અભ્રબીજ પણ કહે છે) એક વાર જારણ કર્યા પછી તેટલા અભ્રસત્વનો ભુકો નાખી ફરી જારણ કરવું એમ ૮ વખત કરેલી ક્રિયાથી જારણ કરવું એ રીતે પારદને વજને અભ્રકસત્વનું જારણ થઇ જાય એટલે પારદ **દંડધારી** થાય છે તે પારદ **બાળ** કહેવાય છે તે કામ કરે છે પણ બહુ થોડું કામ કરે છે સંતોષ કારક નહી પારદથી બમણું ત્રણુ ગણું અને ચાર ગણું અભ્રસત્વ જારણ થાય ત્યારે પારદ **કિશોર** કહેવાય. પાંચ ગણું અભ્રસત્વ જીર્ણ થાય ત્યારે તે પારદ **યુવા** કહેવાય. ૭ ગણું જીર્ણ થાય ત્યારે **વૃદ્ધ.** સાત ગણું કે આઠ ગણું જીર્ણ થાય તો **અતિવૃદ્ધ** કહેવાય તે પારદ ધાર્યા પ્રમાણે બધી જાતની સિદ્ધિ આપે છે દેહસિદ્ધિ લોહ સિદ્ધિના પારને પમાડે છે આ રીતે બધી ધાતુઓનું પારદમાં જારણ કરાય છે આ હું મારે હાથે કરી લખુ છું સાંભળીને લખતો નથી. (૧૦૧+૧૧૯)

નોંધ—આ તેરમો સંસ્કાર ગ્રન્થકારે કાંઇક વિસ્તારથી લખ્યો છે પણ તેમાં આંટી ઘુંટી ઘણી છે ગ્રન્થ વિસ્તારના ભયે તે વર્ણવેલ નથી.

## १४ चतुर्दशः सारण संस्कारः

अथेदानीं प्रवक्ष्यामि वेधवृद्धेश्च कारणम् ।
महासिद्धिकरं यस्यात्सारणं सर्वकर्मणाम् ॥

धूर्तपुष्पसमाकारा मूषाग्रांगुलदीर्घिका ।
मुखे सुविस्तृता कार्या चतुरंगुलसम्मिता ॥
मृण्मया सापि शुष्का च मध्येतिमसृणीकृता ।
अन्या पिधानिका मूषा सुनिम्ना छिद्रसंयुता ॥
शुद्धं सुजारितं सूतं मूषामध्ये निधापयेत् ।
मत्स्यकच्छपमण्डूकजलौकामेषमूकराः ॥
एकीकृत्य वसामेषामेवं तैलं तु सारणम् ।
भूनागविट् तथा क्षौद्रं वायसानां पुरीषकम् ॥
तथैव शलभादीनां महिषीकर्णयोर्मलम् ।
रसस्य षोडशांशेन चैतेषां कल्कमादिशेत् ॥
पटेन गालितं कृत्वा तैलमध्ये नियोजयेत् ।
सारणार्थे कृतं तैलं तस्मिन् तैले सुपाचयेत् ॥
बीजं च कल्कमिश्रं हि कृत्वा मूषोपरि न्यसेत् ।
पिधानेन द्वितीयेन मूषावक्त्रं निरुंधयेत् ॥
भस्मना लवणेनैव मूषायुग्मं तु मुद्रयेत् ।
मूषिकायास्त्रिभागं हि खनित्वा वसुधां क्षिपेत् ॥
तदूर्ध्वं ध्मापयेत्सम्यक् दर्शगारैः खराग्निना ।
एवं संजारितं बीजं रसमध्ये पतत्यलम् ॥
बन्धमायाति सूतेन्द्रः सारितो गुणवान् भवेत् ।
प्रथमं जारितश्चैव सारितः सर्वसिद्धिदः ॥
नो जारितः सारितश्च कथं बन्धकरो भवेत्।
गुरूपदेशतो दृष्टं सारणं कर्म चोत्तमम् ॥
हस्तानुभवयोगेन कृतं सम्यक् श्रुतं नहि ॥१२०+१३२॥

### १४ मो संस्कार सारण कर्म

હવે પછી વેધ હલકી ધાતુમાંથી ઉંચી ધાતુ બનાવવી અને વૃદ્ધિ ધાતુનો રંગ વધારવો–વર્ણ વિવર્ધન–સોનાને હલકા વલ.માંથી ઉંચા વલામાં લાવવું આ ક્રિયાનું મૂળ કારણ રૂપ સારણકર્મ અને આ સારણ કર્મ મોટી સિદ્ધિ આપનારૂં છે બીજા બધાં કર્મોમાં મુખ્ય કર્મ છે તે કહું છું.

### सारणकर्म माटे मूसनी बनावट

ધતુરાના ફુલના જેવા ઘાટની આઠ આંગળ લાંબી અને ૪ આંગળ મોઢાના ભાગમાં પોળી નીચે સાંકડી માટીની મુસ બનાવી સુકાવવી અંદરના ભાગમાં સુંવાળી કરાવવી ખડબચડી ન થાવી જોયે એ મુસ ઉપર એક ઢાંકવાની મુસ ઉંડી અને વચમાં કાણું હોય એવી કરાવવી.

તે મુસમાં શુદ્ધ અને જારણ કરેલો ૧૩ સંસ્કાર કરેલો પારદ નાખવો તેમાં **સારણ તેલ**માં કલ્ક મેળવી **બીજ**ને કલ્ક સાથે ઉપલી મુસમાં નાખી તેનાપર ઢાંકણું ઢાંકી પછી રાખ અને મીઠાથી બેઉ મુસને કપડ માટી કરી મુસના ૩ ભાગ જમીનમાં જાય એવો ખાડો ખોદી મુસને તે ખાડામાં મુકી અડખે પડખે ધુડ દાબી તેનાપર કોયલાનો તાપ આપવો ધમવું એ રીતે જારણ કરેલુ બીજ બધું પારદમાં પડે છે અને સારણ કરેલો પારદ બંધાઇ જઇ ગુણવાન થાય છે પ્રથમ જારણ કર્યા પછી સારણ કરેલો પારદ સર્વ સિદ્ધિને આપે છે પ્રથમ જારણ ન કર્યા હોય અને સારણ કરે તો બંધાય નહી. ગુરૂના ઉપદેશ પ્રમાણે આ સારણકર્મ નજરે જોવું છે અને હાથના અનુભવથી કર્યું છે સાંભળેલું લખ્યું નથી.

**સારણતેલ**—ઉપલી ક્રિયામાં લખેલું સારણતેલ માછલાં કરચલો ડેડકાં જળો બકરાં અને સુવરની ચરબી એકત્ર કરી કાઢવામાં આવે એ તેલ સારણતેલ કહેવાય

**નોંધ**—આ તેલ કેવી રીતે કયા યંત્રથી કાઢવું અને તે તે જનાવરની કઇ વસ્તુ લેવી-વગેરે ખુલાસો નથી.

**કલ્ક**—આ સારણકર્મમાં જે કલ્ક નામ લખ્યું છે તે નીચે પ્રમાણે બનાવવું અણુ-સીયાની ચરક મધ કાગડાની ચરક ટીડની ચરક પારેવાની ચરક ભેસના કાનનો મેલ બધાં સાથે મેળવી રાખવાં.

**બીજ**—આ સારણકર્મમાં બીજ નાખવાનું લખ્યું છે તે બીજ- કોઇપણ ધાતુનું કરેલું હોવું જોઇએ પણ તે કયું બીજ કઇ રીતે તૈયાર કરી નાખવું એ કાંઇ લખ્યું નથી આ ગુરૂભેદ રાખ્યો હોય કે આ ઠેકાણે શ્લોકો તુટક હોય પણ **બીજ**ની ક્રિયા કે તે બાબતનું સ્પષ્ટીકરણ ગ્રન્થકારે આ ઠેકાણે કાંઇ લખ્યું નથી આ સારણકર્મમાં શ્લોકના અનુક્રમ પ્રમાણે અર્થ કરવાથી ક્રિયા સમજાય એમ નથી તેથી વાંચનાર સમજી શકે તે રીતે સારણતેલ. અને કલ્કને જુદાં પાડી અર્થ કર્યા છે. (૧૨૦+૧૩૨)

॥ १५ पंचदशः क्रामण संस्कारः ॥

अथ क्रामणकं कर्म पारदस्य निगद्यते ।
शास्त्रात्कृतं न दृष्टं हि यथावत् क्रामयेद्रसम् ॥
कर्णमलं मर्दिपीणां स्त्रीदुग्धं टंकणेन सम्मिश्रम् ।
एतान्येव समानि च कृत्वा द्रव्याणि मर्दयेच्च दिनम् ॥
विषं च दरदश्चैव रसको रक्तकान्तकौ ।
इन्द्रगोपश्च तुवरी माक्षिकं काकविट् तथा ॥
कल्कमेतदधोर्ध्वे हि मध्ये सूतं निधापयेत् ।
काचचूर्णं ततो दत्वा चान्धमूषागतं धमेत् ॥
अनेन क्रामणेनैव पारदः क्रमते क्षणात् ।
इदं क्रामणकं श्रेष्ठं नन्दिराजेन भाषितम् ॥
ताप्यसत्त्वं तथा नागं शुद्धं क्रामणकं तथा ।
बीजानि पारदस्यापि क्रमते च न संशयः ॥१३३+१३८॥

### १५ मो क्रामण संस्कार

હવે પારદનું ક્રામણકર્મ કહેવામાં આવે છે શાસ્ત્રને આધારે કરેલું છે અને નજરે જોયેલું છે તે નીચે પ્રમાણે ક્રામણકર્મ કરવું.

કલ્ક—ક્રામણકર્મ માટે કલ્ક નીચે પ્રમાણે કરવું ભેંસના કાનનો મેલ સ્ત્રીનું ધાવણ ટંકણ બધા સાથે ૧ દિવસ ઘુંટવું પછી તેમાં વચ્છનાગ હીંગળો ખાપરીયું ગેરૂ કાંતલોહનો ભુકો ઇંદ્રગોપ ફટકડી સુવર્ણમાક્ષિક કાચડાની ચરક બધા સમભાગે લઇ ઉપલા મિશ્રણ સાથે ઘુંટવા

આ કલ્ક ઉપર નીચે અને વચમાં પારદ રાખી તેનાપર કાચનો ઝીણો ભુકો દાબી અંધમૂસમાં સીધું રાખી ધમવું આ ક્રામણ કર્મથી પારદ ક્ષણવારમાં બીજી ધાતુમાં આક્રમણ કરી શકે છે આ ક્રામણકર્મને દિરાજે કહેલ છે

તાપ્યસત્વ શુદ્ધ નાગ ધાતુઓનાં બીજ અને પારદ એ ક્રામણ કરનારી વસ્તુઓ છે. (૧૩૩+૧૩૮)

### ॥ १६ षोडशः वेधन संस्कारः ॥

अथ वेधविधानं हि कथयामि सुविस्तरम् ।
येन विज्ञातमात्रेण वेधज्ञो जायते नरः ॥

॥ वेधकराणि तैलानि ॥

धूर्ततैलमहेःफेनं कंगुणीतैलमेव च ।
भृंगीतैलं विषं चैव तैलं जातीफलोद्भवम् ॥
हयमारशिफातैलमब्धेःशोषकतैलकम् ।
एतान्यन्यानि तैलानि विद्धि वेधकराणि, च ॥
सिद्धसूतेन च समं मर्दितं वेधकृद् भवेत् ।

॥ वेध प्रकारास्तल्लक्षणानि ॥

लेपवेधस्तथा क्षेपः कुंतवेधस्तथैव च ॥
धूमाख्यः शब्दवेधः स्यादेवं पंचविधः स्मृतः ।
सूक्ष्माणि ताम्रपत्राणि कलधौतभवानि च ।
कल्केन लेपितान्येव ध्यापयेदन्धमूषया ॥
शीतीभूते तमुत्तार्य लेपवेधश्च कथ्यते ।
द्रुते ताम्रेथवा रौप्ये रसं तत्र विनिक्षिपेत् ॥
विध्यते तेन सहसा क्षेपवेधः स कथ्यते ।
द्रावयेन्नागरूप्यं च ताम्रं चैव तथावरान् ॥
पारदोन्यतमे पात्रे द्रावितेत्र नियोजितः ।
वेधते कुन्तवेधः स्यादिति शास्त्रविदोब्रुवन् ॥

धूमस्पर्शेन जायंते धातवो हेमरूप्यको ।
धूमवेधः स विज्ञेयो रसराजस्य निश्चितम् ॥
बद्धे रसवरे साक्षात्स्पर्शनाज्जायते रवः ।
तथैव जायते वेधः शब्दवेधः स कथ्यते ॥१३९+१४९॥

### १६ मो वेधन संस्कार

આ સંસ્કારથી હલકી ધાતુનું જુદે જુદે પ્રકારે સુવર્ણ રૌપ્ય બનાવી શકાય છે.

હવે વિસ્તારથી વેધન કર્મ કહું છું જે જાણવાથી મનુષ્ય વેધન કર્મનું જ્ઞાન મેળવી શકે છે

**વેધ કરનારાં તેલ**—ધતુરાનું તેલ અરીણ માલકાંગણીનું તેલ ભાંગનું તેલ વછનાગ-જાયફળનું તેલ કણેરના મૂળનું સમુદ્ર શોષનું તેલ અ અને બીજાં તેલ વેધ કરનારાં છે

આ તેલ સિદ્ધ પારદની સાથે સરખે ભાગે ઘુંટવાથી વેધ કરે છે.

### वेधना भेद अने लक्षणो

લેપવેધ, ક્ષેપવેધ કુંતવેધ ધૂમવેધ અને શબ્દવેધ એમ વેધનાં ૫ પ્રકાર છે.

**લેપવેધ**—ત્રાંબાનાં કે સોનાનાં પાતળાં કાગળ જેવાં પત્રાં કરી જુદા જુદા કલ્કનો લેપ કરી અંધ મૂસમાં ધમાવવામાં આવે સ્વાંગશીત થયે નીચે ઉતારવામાં આવે તે લેપ વેધ કહેવાય.

**ક્ષેપવેધ**—ગાળેલા ત્રાંબામાં કે ગાળેલી ચાંદીમાં સિદ્ધ પારદ નાખવામાં આવે અને તત્ક્ષણ તેનું સોનું થઇ જાય તે ક્ષેપવેધ

**કુંતવેધ**—સીસું ચાંદી રૂપું ત્રાંબું અથવા બીજી ધાતુને ઓગાળીને ગળવા આવે ત્યારે ઓગાળેલી ધાતુ પારદવાળા ઠામમાં રેડી દેવી અને તેથી સુવર્ણ થાય તે કુંતવેધ

**ધૂમવેધ**—પારદના ધુંવાડાના સ્પર્શથી હલકી ધાતુની ચાંદી કે સોનું થઇ જાય તે ધૂમવેધ

**શબ્દવેધ**—બાંધેલા પારદની ગોળીને ઓગાળેલી ધાતુમાં નાખવાથી ચડેડાટી જેવો ચરરરર શબ્દ થઈ ધાતુઓનું સોનું થઇ જાય તે શબ્દવેધ કહેવાય છે. ( ૧૩૩+૧૪૯ )

**નોંધ**—આ ૧૬ મા સંસ્કારને ગ્રન્થકાર વિસ્તારથી લખવાનું કહે છે ૫ જાતના વેધ બતાવે છે ત્યારે લખાણમાં જોશું તો એ દરેક જાતના વેધના તેણે માત્ર લક્ષણ બતાવ્યાં છે તેની ક્રિયાઓ બતાવી નથી. સિદ્ધ પારદની સાથે લખેલાં તેલ સરખે ભાગે ઘુંટવાથી વેધ કરે છે આનો અર્થ શું ? કયું તેલ કેટલે વજને કઇ રીતે નાખવું ચોપડવું કે તે તેલમાં પારો ઘુંડાડવો કે કઇ જાતનો પારો નાખવો સિદ્ધ પારદ એટલે કયો ? ઉપર કહેલા સંસ્કાર પૈકી શું ૧૫ સંસ્કાર કરેલો પારદ સિદ્ધ ગણવો એ તેલ સાથે ઘુંટવાથી પારદનું સોનું થાય કે બીજી ધાતુ પર લગાવી કાંઇ ક્રિયા કરવાથી થાય આવો કોઇ જાતનો ખુલાસો કર્યો નથી એ બધાં તેલ વેધ કરનારાં છે ત્યાં તેલ બહુવચનમાં લખે છે અને પછી ઘુંટવાનું એક વચનથી એક વસ્તુ સાથે લખે છે તેમ સિદ્ધ પારદને કઇ ચીજ સાથે ઘુંટવો તે કાંઇ લખ્યું નથી માત્ર ઉપર તેલ ગણાવ્યાં એટલે તેમાંના કોઈ સાથે ઘુંટવાનું હશે એમ અનુમાન થાય છે આ કાંઇ પ્રયોગ નથી તેમ ૫ જાતના વેધ ગણાવ્યા તેપણ ૫ જાતના વેધનાં લક્ષણ છે પ્રયોગ નથી કે પ્રયોગની રીતે વર્ણવ્યા નથી એકંદર જેતાં આ વેધ સંસ્કાર એ સંસ્કાર નથી અને આટલા લખાણ ઉપરથી કોઇ એ સંસ્કાર સમજી પણ ન શકે ત્યારે કરવાની તો વાતજ શું કરવી. ત્યારે આ સંસ્કારને માટે ગ્રન્થકાર વિસ્તારથી વર્ણવવાનું લખે છે તો સંક્ષેપ કોને કહેતા હશે.

॥ १७ सप्तदशः रंजन संस्कारः ॥

अथेदानीं प्रवक्ष्यामि रंजनं पारदस्य हि ।
रंजितः क्रामितश्चैव साक्षाद्देवो महेश्वरः ॥
रंजनं लोहताम्राभ्यां रसकेन विधीयते ।
तथा रक्तगणेनैव कर्तव्यं शास्त्रवर्त्मना ॥
गंधरागेण कर्तव्यं पारदस्याथ रंजनम् ।
ताम्रेण रक्तकाचेन रक्तसैंधवकेन च ॥
अंधमूषागतं सूतं रंजयेत्ताम्रकादिभिः ।
इष्टिकायंत्रयोगेन गंधरागेण रंजयेत् ॥
रसकस्य च रागेण तुलायंत्रस्य योगतः ।
मर्दनात्तीक्ष्णचूर्णेन रंजयेत्सूतकं सदा ॥
ताम्रकल्कीकृतेनैव स्थापयेत्सप्तवासरम् ।
रंजनं सूतराजस्य जायते नात्र संशयः ॥
मृण्मूषा च प्रकर्तव्या रक्तवर्गेण लेपिता ।
तन्मध्ये पारदं क्षिप्त्वा ध्मानाद्रंजनकं भवेत् ॥
मया संक्षेपतः प्रोक्तं रंजनं पारदस्य हि ।
शास्त्रमार्गेण बहुधा रंजनं हि निदर्शितम् ॥१५०+१५७॥

**१७ मो संस्कार रंजन पारदने रंगवो**

हवे पारदनुं रंजन कर्म कहुं छुं अने रंजन अने क्रामण संस्कार करेलो पारद शाक्षात महादेव रूप छे.

रंजन संस्कार लोहथी ताम्रथी खर्परथी रक्तागणथी गंधकथी ताम्रथी लालकाचथी लाल सैंधवथी अंध मूसमां पारदने मुकी पारदने रंगाय छे. ताम्र लाल काच अने रक्त सैंधवथी रंगवुं. गंधकथी ईंट नामना यंत्रमां रंगवुं. खर्परथी तुलायंत्रमां रंगवुं. लोह चूर्णथी. खल्व यंत्रमां घुंटीने रंगवुं. ताम्र साथे कल्क रूप करेला पारदने ७ दिवस राखी मुकवुं तो पारदनुं रंजन थाय छे.

माटीनी मुस करी रक्तवर्गथी अंदर चोपडवुं पछी तेमां पारदने मुकी धमवाथी रंजन थाय छे आ प्रमाणे पारदनुं रंजन कर्म टुंकामां मे कह्युं छे रस शास्त्रमां रंजन कर्म घणे प्रकारे वर्णवेल छे.

**नोंध**–आ अढार संस्कारमां एके संस्कार ग्रन्थकारे विस्तारथी के समजी शकाय ते रीते कहेल नथी ज्यां पोते विस्तारथी कहेवानी प्रतिज्ञा करी छे त्यां पण न समजी शकाय तेवी अपूर्ण क्रियाओ बतावी छे. एटले पारदना १८ संस्कार करवा इच्छनार आ एक ग्रन्थने आधारे करी शके एम नथी. प्रत्येक क्रिया कर्म करवा बेसे त्यारे अनेक आंटी घुंटी आवी उभी रहे

છે તે દરેક બાબતનું ગ્રન્થકારે સ્પષ્ટીકરણ કરવું જોઇએ તે આ ગ્રન્થમાં નથી જો આ ગ્રન્થ ખંડિત ન હોય તો ગ્રન્થકારની પ્રતિજ્ઞા ખોટી છે અને જો ગ્રન્થ અપૂર્ણ હોય તો પૂર્ણપાઠ વાળી પ્રત મેળવ્યા પછીજ આ ૧૮ સંસ્કાર કરવાનો આધાર રાખી શકાય (૧૫૦+૧૫૭)

આ ૧૭ મો રંજન સંસ્કાર એ સંસ્કાર નથી પરંતુ રંજન સંસ્કારનાં લક્ષણ અને ભેદ બનાવ્યાં ગણાય ગ્રન્થકાર લખે છે કે રંજન સંસ્કાર લોહ તામ્ર રસક ગંધરાગ રાતો કાથ રાતું સીંધાલુણ વગેરેના યોગથી અંધ મૂષા ઇષ્ટિકાદ તુલાયંત્ર વગેરે દ્વારા રંજન સંસ્કાર થઇ શકે છે આ સાથે તેની પ્રથમથી માંડીને છેવટ સુધીની ક્રિયા બતાવી નથી કે તોલ માપ વિધાન રીત વગેરે કાંઇ લખેલ નથી શાસ્ત્રોમાં જોઇ લેવું એમ પણ કહે છે એટલે ગ્રન્થકારે આ સંસ્કાર વિધિવત લખ્યો નથી અને જે લખ્યું છે તેની માત્ર રૂપરેખા છે તેને આધારે કોઇ આ સંસ્કાર કરવા ધારે તો થઇ શકે એમ નથી જેઓ બીજા ગ્રન્થોને આધારે આ સંસ્કારની પ્રક્રિયા જાણતા હોય તેઓ જોવા માગે કે આ બાબતમાં આ ગ્રન્થકાર શું કહે છે તો તેવાઓ આ સંસ્કારનાં લક્ષણો આમાંથી મેળવી શકે.

॥ १८ अष्टादशः सेवन संस्कारः ॥

अथ सेवनकं कर्म पारदस्य दशाष्टमम् ।
कथ्यतेत्र प्रयत्नेन विस्तरेण मयाधुना ॥
यत्नेन सेवितः सूतः शास्त्रमार्गेण सिद्धिदः ।
अन्यथा भक्षितश्चैव विषवन्मारयेन्नरम् ॥
आदौ तु वमनं कृत्वा पश्चाद्रेचनमाचरेत् ।
ततो मृताभ्रं भक्षेत पश्चात्सूतस्य सेवनम् ॥
सम्यक् मृतवरः शुद्धो देहलोहकरः सदा ।
सेवितः सर्वरोगघ्नः सर्वसिद्धिकरो भवेत् ॥
यावन्मानेन लोहस्य गद्याणे वेधकृद्भवेत् ।
तावन्मानेन देहस्य भक्षितो रोगहा भवेत् ॥
राजिकाथ प्रियंगुश्च सर्षपो मुद्गमाषकौ ।
रक्तिका चणको वाथ वल्लमात्रो भवेद्रसः ॥
एषा मात्रा रसे प्रोक्ता सर्वकर्मविशारदैः ।
अनुपानेन भुंजीत पर्णखण्डिकया सह ॥
इत्थं संसेविते सूते सर्वरोगाद्विमुच्यते ।
सर्वपापाद्विनिर्मुक्तः प्राप्नोति परमां गतिम् ॥ १५०+१६५

॥ प्रथमोध्यायः समाप्तः १ ॥

## १८ मो संस्कार सेवन

હવે અઢારમો સેવન સંસ્કાર પ્રયત્ન પૂર્વક વિસ્તારથી કહું છું

શાસ્ત્રોક્ત રીતે સંભાળથી પારદનું સેવન કર્યું હોય તો સિદ્ધિ આપે છે નહિતર ઝેરની પેઠે મનુષ્યને મારી નાખે છે પ્રથમ વમન કરાવી પછી વિરેચન જુલાબ આપી પછી અભ્રક ભસ્મ ખવરાવવી પછી પારદનું સેવન કરાવવું સારી રીતે શુદ્ધ થયેલો પારદ દેહને વજ્ર જેવો દીર્ઘજીવી બનાવે છે બધા રોગનો નાશ કરે છે અને સર્વસિદ્ધિ આપે છે એક ગદીયાણા ધાતુને જેટલા પ્રમાણનો પારદ વેધી સુવર્ણ બનાવે તેટલા પ્રમાણમાં પારદનું સેવન કરવાથી કોઇપણ રોગનો નાશ થાય.

રાઇ પ્રિયંગુ સરસવ મગ અડદ ચણોઠી ચણો કે વાલ એ પ્રમાણે પારદની જુદી જુદી માત્રા છે મનુષ્યના શરીરનો બાંધો બળ જોઇ માત્રા અપાય છે અને રાઇ જેટલી માત્રાથી શરૂ કરી વાલ જેટલી વધારી શકાય છે નાગરવેલના પાનના અનુપાનથી અપાય છે એ રીતે પારદનું સેવન કરવાથી બધા રોગ મટે છે અને પારદનું સેવન કરનાર મનુષ્યને પરલોકમાં પણ ઉત્તમ ગતિ મળે છે. ( ૧૩૭+૧૪૪ )

**નોંધ**—આ સંસ્કાર પણ અપૂર્ણ છે પ્રથમ તો પારદનું સેવન કરવું એને પારદનો સંસ્કાર કેમ ગ્રન્થકારોયે કહેલ છે એજ ગળે નથી ઉતરતું જ્યાં તેને સંસ્કાર ગણીયે તો પણ એ પારદ કયો સેવવો કઇ રીતે કેટલા સંસ્કાર કરેલો પારદ સેવવો કયા અનુપાન સાથે સેવવો શું પથ્ય પાળવું કેવી ભુલ્ય થાય તો કેવી વિક્રિયા થાય તેનું નિવારણ શું કરવું સેવન કરવાનો આરંભ કર્યા પછી શરીરમાં શું શું પરિવર્તનો એક પછી એક થવા માંડે છે તે વખતે સેવન કરનારે મનની સ્થિતિ કેવી રાખવી સેવન કરી લીધા પછી ઉતારે બંધ ક્યારે કરવો બંધ કરવા વખતે શરીરમાં શું પરિવર્તન થયેલું લાગશે અને એકંદર સેવન કરવાનું ફળ શું મળશે **तस्य मूत्रपुरीषेण दिव्यं भवति कांचनं** આ પરિણામ કેટલી માત્રા સેવન કર્યે આવશે વગેરે બાબતનો વિસ્તારથી ખુલાસો ગ્રન્થકારે કરવો જોઇએ." માત્ર ૫–૧૦ શ્લોક લખી કાઢયા તેમાં તેણે દરેક સંસ્કાર વખતે પ્રયત્ન પૂર્વક વિસ્તારથી કહું છું આ કરેલી પ્રતિજ્ઞા ખોટી પડે છે આના કરતાં આ ઉતરતા ૧૦ સંસ્કાર લખ્યા ન હોત તો સારૂં હતું લખવાથી કાંઇ ફળ નથી.

इतिश्री पद्मनाभसूनुना श्रीयशोधरेण जूनागढवास्तव्येन
विरचिते रसप्रकाश सुधाकरे प्रथमोध्यायः ॥ १ ॥

## ॥ द्वितीयोध्यायः २ ॥

**पारदबंधः**

अथेदानीं प्रवक्ष्यामि रसराजस्य बंधनम् ।
अनुभूतं मया किंचित् गुरूणां हि प्रसादतः ॥

॥ पारदबंध भेदाः लक्षणं ॥

बंधश्चतुर्विधः प्रोक्तो जलौका खोटपाटकौ।
तथा भस्माभिधः साक्षात्कथितोपि रसागमे ॥
पक्वबन्धो जलौका स्यात्पिष्टीस्तम्भस्तु खोटकः ।
पाटः पर्पटिकाबन्धो भस्म भूतिसमो भवेत् ॥

॥ पारदबंधसाधनानि उत्तमादि भेदाः ॥

मूलिकात्र मणिश्चैव स्वर्णकं नागवंगके ।
चत्वार एते सूतस्य बन्धनस्याथ कारणम् ॥
उत्तमो मूलिकाबन्धो मणिबन्धस्तु मध्यमः ।
अधमो धातुबन्धस्तु पूतिबन्धोधमाधमः ॥
द्रुतिबंधः पंचमोसौ देहलोहकरः सदा ।
अभ्रद्रुतिविशेषेण विज्ञेयोसौ भिषग्वरैः ॥ १+६ ॥

**બીજો અધ્યાય**

**पारदबंधन.**

હવે પછી પારદનું બંધન બાંધવાના પ્રયોગો કહું છું કે જે કાંઈક ગુરૂના પ્રસાદથી અનુભવમાં આવ્યું છે. પારદ ચાર રૂપે બંધાયેલો ગણાય છે. જલૌકા, ખોટ પાટ, અને ભસ્મ. બીજી વસ્તુઓના સંયોગો સાથે અગ્નિમાં પકવવામાં આવે તે જલૌકાબંધ કહેવાય. અગ્નિમાં પકાવવાથી પારદનો લોટ જેવો ભુકો થઇ જાય અને અગ્નિમાં ઉડે નહીં તે પિષ્ટિબંધ કહેવાય. પર્પટીની પદ્ધતિથી પકાવવામાં આવે તે પાટ અને રાખ જેવો થઇ જાય તે ભસ્મબંધ કહેવાય છે. વનસ્પતિ જડીબુટી. હીરા, માણેક વિગેરે મણિ—રત્ન, હીરો, સોનું અને સીસું કલઇ એ ચાર વિભાગની ચીજોથી પારદ બંધાય છે. જડીબુટીથી બાંધવામાં આવે તે ઉત્તમ છે. હીરાથી બાંધવામાં આવે તે મધ્યમ છે. સોનું વિગેરેથી બાધવામાં આવે તે સામાન્ય છે. અને સીસા કલઇથી બાંધવામાં આવે તે હલકામાં હલકું છે. રસસિધ્ધિયોએ પાચમો એક દ્રુતિબંધ કહ્યો છે. તે અભ્રક વિગેરે ચીજોની જેવી રીતે દ્રુતિ થાય છે તેમ કરવામાં આવે છે. અને તેવા રૂપમાં રહે છે. એ દ્રુતિબંધ દેહસિદ્ધિ અને લોહસિદ્ધિ આપનારો છે. ( ૧+૬ )

**जडीबुटीथी पारद बांधवाना प्रयोगो**

**मूलिकाबंधः १**

जडीबुटीथी पारद बांधवानो प्रयोग १ लो

क्रमप्राप्तमिदं वक्ष्ये मूलिकाबंधनं रसे ।
शुद्धो राक्षसवक्त्रश्च रसश्चाभ्रकजारितः ॥

इंगुदीमूलनिर्यासे मर्दितः पारदस्त्र्यहम् ।
तत उद्धृत्य वस्त्रेण बंधनं कारयेद् भिषक् ॥
कांजिके स्वेदनं कुर्यान्नियतं सप्तवासरम् ।
पाचितं चान्नमध्ये तु कर्तव्यं वत्सरावधि ॥
ततो धूर्तफले न्यस्तं स्वेदयेच्छतसंख्यया ।
पाचितोसौ महातैले धूर्ततैलेन्नराशिके ॥
बद्धस्तु तेन विधिना कठिनत्वं प्रजायते ।
वंगस्य स्तंभनं सम्यक् करोत्येव न संशयः ।
धारितोसौ मुखे साक्षाद्वीर्यस्तम्भकरः सदा ।
मूलिकाबंधनं ह्येकं कथितं पारदस्य वै ॥६+११॥

जडीबुटीथी पारद बांधवानो प्रकार १ लो

આઠ સંસ્કાર કરેલો અથવા અભ્રકાન્તરિત પારદ લેવો. પછી ઈંગોરીયાના મૂળના રસમાં ત્રણ દિવસ ઘુંટવો. પછી જાડા કપડામાં પોટલી બાંધવી અને દોલાયંત્ર દ્વારા ધાન્યામ્લથી સાત દિવસ પછી બાફ આપવી. પછી અન્ન રંધાય તેમાં એક વર્ષ સુધી પકાવવો. પછી ધતુરાના ડોડવામાં નાખી પુટપાકથી સો વખત પકાવવો. પછી ધતુરાના તેલમાં પકાવી ધાન્યના ઢગલામાં એક માસ રાખી મુકવો એટલે બંધાય છે. તે પારદ બંગનું સ્તમ્ભન કરે છે ( પાણી શોષે છે ) મોંમાં રાખવાથી વીર્યસ્તંભન કરે છે ( ૬ + ૧૧ ).

मूलिकाबंधः २

अथापरः प्रकारो हि बन्धनस्यापि पारदे ।
नागार्जुनीमूलरसैर्मर्दयेद्दिनसप्तकम् ॥
मुखचर्वणसंभूतैर्निंबकाष्ठेन पेषितः ।
नवनीतसमस्तेन जायते पारदस्ततः ॥
वस्त्रेण बंधनं कृत्वा फले धौर्ते निवेशयेत् ।
गोमयैर्वेष्टितं तच्च करीषाग्नौ विपाचयेत् ॥
लावकाख्ये पुटे सम्यक् क्रमवृद्ध्या शतं पुटेत् ।
मासत्रयप्रमाणेन पाचयेदन्नमध्यतः ॥
पश्चात्पुटशतं दद्याच्छगणेनाथ पूर्ववत् ।
अनेनैव प्रकारेण बध्यते सूतकः सदा ॥
दृष्टप्रत्ययोगोयं कथितः साधकाय वै ।
धारितोसौ मुखे सम्यक् वीर्यस्तंभकरः परम् ।
वंगस्तंभकरोप्येवं बद्धः सूतवरोप्यलम् ॥१२+१८॥

જડીબુટીથી પારદ બાંધવાનો પ્રકાર ૨ જો

પથરાની ખરલમાં આઠ સંસ્કાર કરેલો પારદ નાખવો. પછી દુધેલીનાં મૂળીયાંને મોંમાં ચાવી રસ કરી તે રસ પારદ નાખતું જવું અને લીંમડાના બનાથી ઘુંટવું એમ ૭ દિવસ ઘુંટવાથી માખણ જેવો થઇ જશે પછી કપડામાં બાંધી ધતુરાના ડોડવામાં નાખવો ગાયના છાણનો થર દઇ અડાયાં છાણાંથી લાવક નામનો લઘુપુટ દેવો એ પુટ ધતુરાના ડોડવામાં અપાઇ રહે એટલે ત્રણ મહિના સુધી અન્નમાં પકાવવો પછી અડાયાં છાણાના ૧૦૦ પુટ દુધીના રસથી આપવા તો પારદ બંધાય છે. આ પ્રયોગ નજરે જોયેલો અને અનુભવેલો છે. મોંમાં રાખવાથી વીર્યસ્તંભક કરે છે. અંગનું પાણી શોષે છે (૧૨+૧૮)

**નોંધ—**ત્રણ મહીના અન્નમાં પકાવવો એટલે શું રંધાતા અન્નમાં અને દાણાના ઢગલામાં કે દાણાના કોઠારમાં ખોસી રાખવો એ વાતનું સ્પષ્ટીકરણ ગ્રન્થકારે કરેલું નથી.

मूलिकाबंधः ३

शुद्धं सुजारिताभ्रं वै सूतकं च विमर्दयेत् ।
अर्कमूलरसेनव वासरैकं मयत्नतः ॥
वज्रमूषा ततः कार्या सुदृढा मसृणीकृता ।
अर्कमूलभवेनैव कल्केन परिलेपिता ॥
मूषामध्ये रसं मुक्त्वा चान्धयेदन्यमूषया ।
यामार्धं ध्मापितः सम्क् रसखोटः प्रजायते ॥
स्वांगशीतं परिज्ञाय रसखोटं समुद्धरेत् ।
वर्षमात्रे धृतो वक्त्रे वलीपालितनाशनः ॥
सर्वसिद्धिकरोप्येष मूलिकाबद्ध पारदः ।
मूलिकाबंधनं सत्यं कृतं नागार्जुनादिभिः ।
सर्वसिद्धिकरं श्रेष्ठं सर्वकार्यकरं सद ॥ १९+२३ ॥

જડીબુટીથી પારદ બાંધવાનો પ્રકાર ૩ જો

અભ્રક ભસ્મની બરોબર શુદ્ધ પારદ લઇને સાથે ઘુંટી એક દિવસ આકડાનાં મૂળના રસમા ઘુંટવો પછી વજ્રમુષા લઇ તેમાં આકડાના મૂળનો કલ્ક ચોપડો તેમાં પારદ નાખી તેના ઉપર બીજી વજ્રમૂષા ઢાંકી સંધિલેપ કરી દોઢ કલાક ધમાવવાથી પારદનો ખોટ—ખંગર થાય એક વર્ષ મોંમાં રાખવાથી વળીયા પળીયાં મટે, જડીબુટીથી પારદ બાંધવાના પ્રયોગો નાગાર્જુન જેવાં સિદ્ધ પુરૂષોયે કર્યા હતા. (૧૯+૨૩)

मूलिकाबंधः ४

शुद्धं रसवरं सम्यक् तथैवाभ्रकभक्षितम् ।
जम्बूजंबीररसैः पश्चान्मर्दयेद्दिनसप्तकम् ॥

तस्याःप्रकल्पयेन्मूषां मृतकं तत्र निक्षिपेत् ।
अन्यस्यामन्धमूषायां मृतमूषां निरुन्धयेत् ॥
पुटं तत्र प्रदातव्यं एकेनारण्यकेन च ।
पुटान्येवं प्रदेयानि एकैकोत्पलवृद्धितः ॥
अनेनैव प्रकारेण पुटानि त्रीणि दापयेत् ।
बन्धमाप्नोति सूतेन्द्रः सत्यं गुरुवचो यथा ॥२४+२७॥

जटीबुटीथी पारद बांधवानो प्रकार ४ थो

अभ्रक भक्षि—अभ्रकजारित पारद लेवो पछी जळकुंभीना रसमां सात दिवस घुंटवो पछी जळकुंभीनी लुगदीनी मूस बनावी सुकववी तेमां पारद नाखवो पछी ए मूस उपर बीजी जळकुंभीनी मूस ढांकी ते संपुट बीजी अंधमूसामां मुकवुं अने कपडमाटी करी लेवी, पछी एक अडાયા छाणाનો અગ્નિ આપવો ફરીવાર ઉપરને ક્રમે પેક કરી બે છાણાનો અગ્નિ દેવો અને એવીજ રીતે ત્રીજી વખત ૩ છાણાનો અગ્નિ આપવો ગુરુનું વચન છે કે પારદ બંધાશે ( ૨૪+૨૭ )

सूतिकाबंधः ५

चूर्णीकृतानि सततं धूर्तबीजानि यत्नतः ।
सूतराजसमान्येवमूर्ध्वयन्त्रेण पातयेत् ॥
एकविंशतिवाराणि ततः खल्वे निधापयेत् ।
इंगुदीपत्रनिर्यासे मर्दयेद्दिनसप्तकम् ॥
भृंगराजरसेनैव विषखर्परकेन च ।
पाठारसेन संमर्द्य लज्जालुस्वरसेन वै ॥
त्र्यहं त्र्यहं च संमर्द्य बन्धमायाति निश्चितम् ।
दोलायंत्रेण संस्वेद्य सप्ताहं धूर्तजे रसे ॥
विषमूषोदरे धृत्वा मांसे सूकरसंभवे ।
भर्जयेद्धूर्ततैलेन सप्ताहाज्जायते सुखम् ॥
कठिनो वज्रसदृशो जायते नात्र संशयः ।
क्षीरं शोषयते नित्यं कौतुकार्थे न संशयः ॥
वीर्यं वंगं स्तम्भयति सत्यं सत्यं न संशयः ।
प्रकाराः कथिताः पंच सूतराजस्य बंधने ॥२८—३४ ॥

जडीबुटीथी पारद बांधवानो प्रकार ५ मो

धतुरानां बीने खांडी भुको करवो पछी आठ संस्कार करेलो पारद लइ तेनी बराबर ए भुको नाखी एक दिवस घुंटी ऊर्ध्व पातन यंत्रथी पारदने उडाडी लेवो एवी रीते वखतो

વખત ધતુરાના બીનો ભુકો નાખી એકવિશ વખત ઉડડવો પછી ખરલમાં નાખી ઈંગોરિયાનાં પાનના રસમા સાત દિવસ ઘુંટવો પછી ભાંગરાનો રસ વિષખાપરાનો રસ કાળીપાડનો રસ અને રીસામણીનો રસ એ દરેકમાં ત્રણ ત્રણ દિવસ સુધી ઘુંટવો પછી ધતુરાના રસમાં દોલાયંત્રથી સાત દિવસ બાફ આપવો પછી વિષખાપરની લુગદીની મૂસ કરી તેમાં પારદ નાખી તે મૂસને સુવરના માંસમાં નાખી ધતુરાના તેલમાં તળવું એવી રીતે સાત દિવસ કરવાથી પારદ વજ્ર જેવો કઠણ થાય છે દુધમાં નાખવાથી દુધ સુકાઇ જાય છે અને જોનારને કૌતુક ઉપજે છે વીર્યનું સ્તંભન કરે છે અંગનું પાણી શોષે છે ( ૨૮+૩૪ ),

**નોંધ—**ધતુરાના તેલમાં ઘણા પ્રયોગ ગ્રન્થકારે લખ્યા છે પણ તે કેવી રીતે કાઢવું ભૂધરયંત્રથી કે પીલીને કે બીજી રીતે તે જણાવ્યું નથી.

**वज्रसत्वेन शतवेधी रसबंधः ६**

वज्रबंधं द्वितीयं तु क्रमेणैव यथातथम् ।
रसशास्त्राणि बहुधा निरीक्ष्य प्रवदाम्यहम् ॥
वज्रसत्वं तथा सूतं समांशं कारयेद् बुधः ।
रसपादसमं हेम त्रयमेकत्र मर्दयेत् ॥
वंध्याकर्कोटिकामूलरसेनैवाथ भावयेत् ।
तथा धूर्तरसेनापि चित्रकस्य रसेन वै ॥
काम्बोजीरसकेनापि तथा नाडीरसेन वै ।
आसां नियामिकानां च रसं वस्त्रेण गालयेत् ॥
सूर्यातपे दिनैकैकं क्रमेणानेन मर्दयेत् ।
अंधमूषागतं गोलं मुद्रयेद्दृढमुद्रया ॥
लोहसंपुटके पश्चान्निक्षिप्तं मुद्रितं दृढम् ।
घटिकाद्वयमानेन ध्मापितं भस्त्रया खलु ॥
स्वांगशीतलकं ज्ञात्वा गृह्णीयात्तां च मूषिकाम् ।
उत्खन्योत्खन्य यत्नेन सूतभस्म समाहरेत् ॥
काचटंकणयोगेन ध्मापितं तं च गोलकम् ।
वेधते शतवेधेन सूतको नात्र संशयः ।
वक्त्रस्थो निधनं हन्याद्देहलोहकरो भवेत् ॥३५+४३॥

**હીરાના સત્વથી પારદ બંધન ૬**

પ્રથમ કહેલી ક્રિયા મૂલિકાબંધ-વનસ્પતિથી પારદ બાંધવાનો કહ્યો હવે હીરાથી પારદ બાંધવાનો **વજ્રબંધનો** પ્રકાર ઘણાં રસશાસ્ત્રો જોઇને કહું છું.

હીરાનું સત્વ અને પારદ સમભાગે લેવાં અને પારદથી ચોથા ભાગનું સોનું લેવું ત્રણેને સાથે વાંઝકંટોલીના મૂળના રસથી, ધતુરાના રસથી, ચિત્રકના રસથી, કંબોજીના રસથી, નાડીના

રસથી એ પ્રત્યેક વનસ્પતિના રસને કપડે ગાળી દરેકના રસમાં એક પછી એક સુરજને તડકે ઘુંટવું પછી અંધમુસમાં એ ગોળાને મુકી દ્રઢમુદ્રાથી છાંદી તે મુસને લોઢાના સંપુટમાં મુકી મજબુત કપડમાટી કરી બે ઘડી એટલે ૪૮ મીનીટ સુધી ધમણથી ધમી અગ્નિ આપવો પછી સ્વાંગશીત થવા દઇ તે મુસને કાઢી લઇ ખોતરી ખોતરીને પારદની ભસ્મ કાઢી લેવી પછી કાચ અને ટંકણ નાખી ધમી ગોળો કરવો તે ગોળો એ **વજ્રબંધ** હીરાથી બધાયેલો પારો છે. ૧૦૦ તોલા ત્રાંબા કે ચાંદીને ૧ તોલો આ પારદ વેધે છે-સોનું બનાવે છે જો આ પારદની ગોળી મોમાં હમેશાં રાખવામાં આવે તો શરીરને વજ્ર જેવું બનાવે અને મરણનો ભય ટાળે ( ૩૫+૪૩ )

**નોંધ**—આ વજ્રબંધમાં પારદ લખ્યો છે તે કેવો લેવો અને હીરાનું સત્વ કઇ રીતે કરવું સોનું કેવું લેવું ભસ્મ કે વરખ કે કટકો શોધેલું કે વગર શોધેલું તે કાંઇ જણાવ્યું નથી.

### वज्रभस्मयोगेन रसबंधः ७

वज्रभस्म तथा सूतं समं कृत्वा तु मर्दयेत् ।
त्रिनेमिकावज्रवल्ली सहदेवी रसेन ॥
स्नुहिक्षीरेण सप्ताहं सूर्यधर्मे सुतीव्रके ।
रसगोलं सुवृत्तं तु शुष्कं चैवाथ लेपयेत् ॥
काकमाचीरसेनैव लांगलीस्वरसेन हि ।
गोजिह्विकारसेनैव सप्तवारं प्रलेपयेत् ॥
वज्रमूषागतं गोलं मुद्रयेद्दृढमुद्रया ।
लोहसंपुटमूषायामन्वितं मध्यसंस्थितम् ॥
सप्तमृत्कर्पटैः सम्यग्लेपितं सुदृढं कुरु ।
ध्मापितं दृढमंगारैस्तत्रस्थं शीतलीकृतम् ॥
भित्वा मूषागतं सूतं खोटं नक्षत्रसन्निभम् ।
सर्वकार्यकरं शुभ्रं रञ्जितं वेधकृद्भवेत् ॥ ४४—४९ ॥

हीरानी भस्मथी पारद बंधन ७

હીરાની ભસ્મ અને પારદ સમભાગેં લઇ સાથે ઘુંટવું પછી ત્રણ ધારી વજ્રવલીના અને સહદેવીના રસથી તથા ડાંડલીયા થોરના દુધથી સાત દિવસ સુધી આકરે સુરજને તડકે ઘુંટવું પછી તે પારદનો ગોળો કરી સુકાવી તેના પર કાકમાચી લાંગલી અને ગોજીવ્હાનો રસ સાત વખત ચોપડવો પછી તે ગોળાને વજ્ર મૂષામાં મુકી મજબુત મુદ્રાથી પેક કરવો પછી તેને લોઢાના સંપુટમાં મુકી પેક કરવું તેના પર સાત કપડ માટી કરવી પછી અંગારાપર મુકી ધમાવવું તે પછી સ્વાંગશીત થયે એ સંપુટને ખોલી તેમાંથી નક્ષત્ર જેવો ચળકતો પારદનો ગોળો કાઢી લેવો તે ધાતુનો વેધ કરે અને મોમાં રાખવાથી સેંકડો વર્ષનાં આયુષ્ય આપે (૪૪+૪૯)

**નોંધ**—આ પ્રયોગમાં પારદ કેવો લેવો ત્રિનેમી વજ્રવલ્લી રસ સહદેવી રસ અને સ્નુહી દુધથી સાત દિવસ સુરજને આકરે તડકે ઘુંટવાનું લખ્યું છે પણ પ્રત્યેકના રસમાં સાત સાત

દિવસ ઘુંટવું કે ત્રણે મળીને સાત દિવસ ઘુંટવું એ વાતનું સ્પષ્ટીકરણ થતું નથી. તેમ પારદના ગોળા ઉપર કાકમાચી લાંગલી અને ગોખરૂનો રસ સાત વખત ચોપડવાનું લખ્યું છે તે પ્રત્યેકનો રસ સાત સાત વખત ચોપડવો કે ત્રણેનો રસ ભેળીને સાત વખત ચોપડવો એ વાતનો ખુલાસો મળતો નથી તેમ કોલસા ઉપર કેટલો વખત ધમાવવું એ સમયની મુદત લખી નથી આ રીતે આ પ્રયોગમાં શંકા છે.

अभ्रद्रुत्या रसबंधः ८

अभ्रकद्रुतिभिः सार्धं मृतकं च विमर्दयेत् ।
समांशेन शिलापृष्ठे यामत्रयमनारतम् ॥
कस्तूरीघनसाराभ्यां कृष्णागरुसमन्वितम् ।
शर्करालशुनाभ्यां च रामठेन च संयुतम् ॥
पलाशबीजस्य तथा तत्प्रसूनरसेन हि ।
तीक्ष्णांशुनाथ मृदितं द्रुतिभिः सह मृतकम् ॥
मिलत्येव न संदेहः किमन्यैर्बहुभाषितैः ।
ततो गुञ्जारसेनैव श्वेतदृश्चीवकस्य च ।
लांगल्याश्च रसैस्तावद्यावद्भवति बन्धनम् ॥
ततः प्रकाशमूषायां पञ्चांगारैर्धमेत्क्षणम् ।
बन्धमायाति वेगेन यथा सूर्योदयेऽम्बुजम् ॥
अभ्रद्रुतिसमायोगे रसेन्द्रो बध्यते खलु ।
शिवभक्तो भवेत्साक्षात्सत्यवाक् संयतेन्द्रियः ॥
शिवयोर्मेलनं सम्यक् तस्य हस्ते भविष्यति ।
रसागमेषु यत्प्रोक्तं बंधनं पारदस्य च ।
कथितं तन्मया स्पष्टं नानुभूतं न चेष्टितम् ॥ ५०-५८॥

અભ્રકની દ્રુતિથી પારદ બંધન ૮

અભ્રકની દ્રુતિ સાથે પારદ સરખે વજને લઇને ૩ પોર ઘુંટવો પછી કસ્તૂરી કપૂર કૃષ્ણાગરૂ સાકર લસણ હીંગ ખાખરાનાં બીનો રસ અને ખાખરાનાં ફુલના રસમાં આકરે તડકે ઘુંટવાથી દ્રુતિ સાથે પારદ મળી જાય છે એમાં સંશય નથી વધુ કહેવાની જરૂર નથી. પછી ચણોઠીનો રસ ધોળા ફુલના સાટોડાનો રસ અને લાંગલીનો રસ એનાથી પારદ બંધાઇ જાય ત્યાંસુધી ઘુંટયા કરવું પછી ખુલી ઉઘાડી મુસમાં પંચાંગારથી થોડી વાર ધમવું જેમ સૂર્યોદયથી અંબુજ નામનું કમળ બંધાઇ જાય બીડાઇ જાય તેમ પારદ બંધાઇ જાય છે. અભ્રક દ્રુતિના યોગથી એ રીતે પારદ બંધાય છે શિવની ભક્તિમાં જે પ્રીતિ રાખે છે સત્યવાણી બોલે છે ઇંદ્રિયું નિયમમાં રાખે તેને હાથે અભ્રક દ્રુતિરૂપ પાર્વતીનું અને પારદરૂપ શંકરનું મેલન તેને હાથે થઇ શકશે રસ–આગમમાં–રસ શાસ્ત્રોમાં પારદનું બંધન જે રીતે કહેવાયું છે તે મેં સ્પષ્ટ રીતે કહેલ છે આ પારદ બંધન મેં અનુભવ્યું નથી કે તે કરવાનો યત્ન પણ કર્યો નથી (૫૦+૫૮)

**નોંધ**—આ પ્રયોગમાં પારદ-કેવો લેવો તેનો ખુલાસો નથી પણ અનુમાન થાય છે કે આઠ સંસ્કાર કરેલો પારદ લેવો જોઇએ પંચાંગાર એટલે કઇ જાતનો કેટલા માપનો અગ્નિ આપવો તે લખ્યું નથી.

वज्रद्रुत्या रसबंधः ९

वज्राणां ब्रह्मजातीनां द्रुतिर्वल्लप्रमाणिका ।
तोलकं शुद्धसूतं च मर्दयेत्कन्यकारसे ॥
तावत्तं मर्दयेत्सम्यग्यावत् पिष्टी प्रजायते ।
कृत्वा मूषां समां शुद्धां दहनोपलनिर्मिताम् ॥
तन्मध्ये पिष्टिकां मुक्त्वा पिष्टीमानं विषं त्वहेः ।
पिधानं तादृशं कुर्यान्मुखं तेनाथ रुन्धयेत् ॥
कांस्यभाजनमध्ये तु स्थापयेन्मूषिकां शुभाम् ।
भाजनानि च चत्वारि चतुर्दिक्षु गतानि च ॥
चित्रं घर्मप्रसंगेन बन्धमायाति पारदः ।
यामात्खरातपे नित्यं शिवेनोक्तमतिस्फुटम् ॥
वज्रद्रुतिसमायोगात्सूतो बंधनकं व्रजेत् ।
सर्वेषां सूतबन्धानां श्रेष्ठं सत्यमुदीरितम् ॥ ५९–६४ ॥

હીરાની દ્રુતિથી પારદ બંધન ૯

બ્રાહ્મણ જાતીના એટલે ધોળા હીરાની દ્રુતિ એક વાલ લેવી અને શુદ્ધ આઠ સંસ્કાર કરેલો પારદ ૧ તોલો લઇ બેઉને કુંવારના રસમાં ઘુંટવું બેઇ એક થઇ પિષ્ટી થઇ જાય ત્યાંસુધી ઘુટવું.

પછી અગ્નિ પાષાણ—ચકમકના પાણાની સરખી સારી લીસી મુસ કરવી તેમાં ઉપલી પિષ્ટી મુકવી અને પિષ્ટીને વજને સર્પનું ઝેર નાખવું પછી મુસના મોઢાના માપનું ઢાંકણું કરી રાખ્યું હોય તે ફીટ થાય તેમ ઢાંકી છાંદી લઇ પછી એક કાંસાના વાટકામાં તે મુસ મુકવી પછી તે કામને તડકે મુકી તેની નજીક ચાર દીશે કાંસાના વાટકા મુસની સામાં મોઢાં આવે તેમ મુકવા એટલે તે કાંસાના વાટકા મારફત સુરજના તડકાનો તાપ મુસને લાગશે અને તેથી અજાયબી વચ્ચે પારો બંધાઇ જાશે હમેશાં સખત તડકે મુકી આ રીતે તાપ આપવો આ પ્રમાણે વજ્રદ્રુતિના યોગથી પારદ બંધાઇ જાય છે એમ શંકરે કહેલ છે બધા પારદને બાંધવાના પ્રયોગોમાં આ પ્રયોગ ઉત્તમ છે અને સત્ય છે આ બંધાયેલો પારદ બધા ધારેલા ઉપર પ્રમાણેનાં કામ આપે છે આયુષ્ય લાંબું કરે છે ધાતુને વેધે છે.

**નોંધ**—આ પ્રયોગમાં હીરાની દ્રુતિ કેમ કરવી અને કઇ રીતે કરેલી હીરાની દ્રુતિના યોગથી આ પ્રયોગ કરવો એ જણાવ્યું નથી જો આ પ્રયોગ કોઇએ કરવો હોય તો કોઇપણ રીતે હીરાની દ્રુતિ બનાવી આ પ્રયોગ કરવો.(૫૯+૬૪)

દિવસ ઘુંટવું કે બધું મળીને સાત દિવસ ઘુંટવું એ વાતનું સ્પષ્ટીકરણ થતું નથી. તેમ પારદના ગોળા ઉપર કાકમાચી લાંગલી અને ગોરખ્યાનો રસ સાત વખત ચોપડવાનું લખ્યું છે તે પ્રત્યેકનો રસ સાત સાત વખત ચોપડવો કે બધાંનો રસ મળીને સાત વખત ચોપડવો એ વાતનો ખુલાસો મળતો નથી તેમ કોલસા ઉપર કેટલો વખત ધમાવવું એ સમયની મુદત લખી નથી આ રીતે આ પ્રયોગમાં શંકા છે.

अभ्रद्रुत्या रसबंधः ८

अभ्रकद्रुतिभिः सार्धं सूतकं च विमर्दयेत् ।
समांशेन शिलापृष्ठे यामत्रयमनारतम् ॥
कस्तूरीधनसाराभ्यां कृष्णागरुसमन्वितम् ।
शर्करालशुनाभ्यां च रामठेन च संयुतम् ॥
पलाशबीजस्य तथा तत्प्रसूनरसेन हि ।
तीक्ष्णांशुनाथ मृदितं द्रुतिभिः सह सूतकम् ॥
मिलत्येव न संदेहः किमन्यैर्बहुभाषितैः ।
ततो गुञ्जारसेनैव श्वेतदृश्चीवकस्य च ।
लांगल्याश्च रसैस्तावद्यावद्भवति बन्धनम् ॥
ततः प्रकाशमूषायां पञ्चांगारैर्धमेत्क्षणम् ।
बन्धमायाति वेगेन यथा सूर्योदयेम्बुजम् ॥
अभ्रद्रुतिसमायोगे रसेन्द्रो बध्यते खलु ।
शिवभक्तो भवेत्साक्षात्सत्यवाक् संयतेन्द्रियः ॥
शिवयोर्मेलनं सम्यक् तस्य हस्ते भविष्यति ।
रसागमेषु यत्प्रोक्तं बंधनं पारदस्य च ।
कथितं तन्मया स्पष्टं नानुभूतं न चेष्टितम् ॥ ५०–५८॥

અભ્રકની દ્રુતિથી પારદ બંધન ૮

અભ્રકની દ્રુતિ સાથે પારદ સરખે વજને લઇને ૩ પોર ઘુંટવો પછી કસ્તૂરી કપૂર કૃષ્ણાગરૂ સાકર લસણુ હીંગ ખાખરાનાં બીનો રસ અને ખાખરાનાં ફુલના રસમાં આકરે તડકે ઘુંટવાથી દ્રુતિ સાથે પારદ મળી જાય છે એમાં સંશય નથી વધુ કહેવાની જરૂર નથી. પછી ચણોઠીનો રસ ધોળા ફુલના સાટોડાનો રસ અને લાંગલીનો રસ એનાથી પારદ બંધાઇ જાય ત્યાંસુધી ઘુંટયા કરવું પછી ખુલી ઉઘાડી મુસમાં પંચાંગારથી થોડી વાર ધમવું જેમ સૂર્યોદયથી અંબુજ નામનું કમળ બંધાઇ જાય ખીલાઇ જાય તેમ પારદ બંધાઇ જાય છે. અભ્રક દ્રુતિના યોગથી એ રીતે પારદ બંધાય છે. શિવની ભક્તિમાં જે પ્રીતિ રાખે છે સત્યવાણી બોલે છે ઇંદ્રિયું નિયમમાં રાખે તેને હાથે અભ્રક દ્રુતિરૂપ પાર્વતીનું અને પારદરૂપ શંકરનું મેલન તેને હાથે થઇ શકશે રસ–આગમમાં–રસ શાસ્ત્રોમાં પારદનું બંધન જે રીતે કહેવાયું છે તે મે સ્પષ્ટ રીતે કહેલ છે આ પારદ બંધન મેં અનુભવ્યું નથી કે તે કરવાનો યત્ન પણ કર્યો નથી (૫૦+૫૮)

**નોંધ**—આ પ્રયોગમાં પારદ-કેવો લેવો તેનો ખુલાસો નથી પણ અનુમાન થાય છે કે આઠ સંસ્કાર કરેલો પારદ લેવો જોઇએ પંચાંગાર એટલે કઇ જાતનો કેટલા માપનો અગ્નિ આપવો તે લખ્યું નથી.

### वज्रद्रुत्या रसबंधः ९

वज्राणां ब्रह्मजातीनां द्रुतिर्वल्लप्रमाणिका ।
तोलकं शुद्धसूतं च मर्दयेत्कन्यकारसे ॥
तावत्तं मर्दयेत्सम्यग्यावत् पिष्टी प्रजायते ।
कृत्वा मूषां समां शुद्धां दहनोपलनिर्मिताम् ॥
तन्मध्ये पिष्टिकां मुक्त्वा पिष्टीमानं विषं त्वहेः ।
पिधानं तादृशं कुर्यान्मुखं तेनाथ रुन्धयेत् ॥
कांस्यभाजनमध्ये तु स्थापयेन्मूषिकां शुभाम् ।
भाजनानि च चत्वारि चतुर्दिक्षु गतानि च ॥
चित्रं धर्मप्रसंगेन बन्धमायाति पारदः ।
यामात्खरातपे नित्यं शिवेनोक्तमतिस्फुटम् ॥
वज्रद्रुतिसमायोगात्सूतो बंधनकं व्रजेत् ।
सर्वेषां सूतबन्धानां श्रेष्ठं सत्यमुदीरितम् ॥ ५९–६४ ॥

હીરાની દ્રુતિથી પારદ બંધન ૯

બ્રાહ્મણ જાતીના એટલે ધોળા હીરાની દ્રુતિ એક વાલ લેવી અને શુદ્ધ આઠ સંસ્કાર કરેલો પારદ ૧ તોલો લઇ બેઉને કુંવારના રસમાં ઘુંટવું બેઇ એક થઇ પિષ્ટી થઇ જાય ત્યાંસુધી ઘુટવું.

પછી અગ્નિ પાષાણ-ચકમકના પાણાની સરખી સારી લીસી મુસ કરવી તેમાં ઉપલી પિષ્ટી મુકવી અને પિષ્ટીને વજને સર્પનું ઝેર નાખવું પછી મુસના મોઢાના માપનું ઢાંકણું કરી રાખ્યું હોય તે ફીટ થાય તેમ ઢાંકી છાંદી લઇ પછી એક કાંસાના વાટકામાં તે મુસ મુકવી પછી તે કામને તડકે મુકી તેની નજીક ચાર દશે કાંસાના વાટકા મુસની સામાં મોઢાં આવે તેમ મુકવા એટલે તે કાંસાના વાટકા મારફત સુરજના તડકાનો તાપ મુસને લાગશે અને તેથી અજાયબી વચ્ચે પારો બંધાઇ જાશે હમેશાં સખત તડકે મુકી આ રીતે તાપ આપવો આ પ્રમાણે વજ્રદ્રુતિના યોગથી પારદ બંધાઇ જાય છે એમ શંકરે કહેલ છે બધા પારદને બાંધવાના પ્રયોગોમાં આ પ્રયોગ ઉત્તમ છે અને સત્ય છે આ બંધાયેલો પારદ બધા ધારેલા ઉપર પ્રમાણેનાં કામ આપે છે આયુષ્ય લાંબું કરે છે ધાતુને વેધે છે.

**નોંધ**—આ પ્રયોગમાં હીરાની દ્રુતિ કેમ કરવી અને કઇ રીતે કરેલી હીરાની દ્રુતિના યોગથી આ પ્રયોગ કરવો એ જણાવ્યું નથી જો આ પ્રયોગ કોઇએ કરવો હોય તો કોઇપણ રીતે હીરાની દ્રુતિ બનાવી આ પ્રયોગ કરવો.-(૫૯+૬૪)

છાણાં ખડકવાં કે ગજપુટ ઉપર ૩૬ કલાક છાણાં ખડક્યા કરી બાળવા કરવા આ રીતે આ પ્રયોગમાં ઘણી શંકાઓ છે પણ કરવા બેસીયે ત્યારે એક પછી એક રીતે ફેરફાર કરતાં ખરી રીત હાથ આવે છે સિદ્ધ પ્રયોગો ઘણી વખત આવા આંટી ઘુંટી વાળાજ ગ્રન્થકારો બતાવે છે તેમાં એમને ગમે તે હેતુ હોય.

### सुवर्णेन रसबंधः

धातुबन्धस्तृतीयोसौ स्वहस्तेन कृतो मया ।
तदहं कथयिष्यामि साधकार्थे यथातथम् ॥
भूर्जवत्सूक्ष्मपत्राणि कारयेत्कनकस्य च ।
तान्येव कोलमात्राणि पलमात्रं तु सूतकम् ॥
मर्दयेन्निम्बुकद्रावैर्दिनमेकमनारतम् ।
ततस्तद्गोलकं कृत्वा खर्परोपरि विन्यसेत् ॥
चुल्यामारोपणं कार्यं धान्याम्लेन निषिंचयेत् ।
पिष्टिस्तंभस्तु कर्तव्यो नियतं त्रिदिनावधि ॥
ततो धूर्तरसेनैव स्वेदयेत्सप्तवासरान् ।
श्वेता पुनर्नवा चिंचा सहदेवी च नीलिका ॥
तथा धूर्तवधू चैव लांगली सुरदालिका ।
सूतबंधकरा श्रेष्ठा प्रोक्ता नागार्जुनादिभिः ॥
एतासां स्वरसैः पंकैर्लेपयेत्सूतगोलकम् ।
त्रिगुणैर्भूर्जपत्रैस्तु वेष्टयेत्तदनंतरम् ॥
वस्त्रेण पोट्टलीं बध्वा स्वेदयेन्निंबुकद्रवैः ।
यामत्रयं प्रयत्नेन धौतः पश्चाद् गवां जलैः ॥
ततो धूर्तफलान्तस्थं पाचयेद्बहुभिः पुटैः ।
लावकाख्यैः सुमतिमान् शोभनः सूर्यकांतिवत् ।
जायते नात्र संदेहो बद्धः शिवसमो भवेत् ॥७१-७९॥

#### સોનાથી પારદની ગોળી કરવી

હવે ધાતુથી પારદ બાંધવાનો ત્રીજો પ્રકાર જે મેં પોતાને હાથે કરેલ છે તે યથાર્થ રીતે કહું છું. ભોજપત્ર જેવાં પાતળાં સોનાનાં પત્રાં કરાવવાં તોલો ૧ પત્રાંમાં ૪ તોલા અષ્ટ-સંસ્કારિત પારદ નાખી લીંબુના રસ સાથે એક દિવસ અખંડ ઘુંટયા પછી તેનો ગોળો વાળી એક ઠીબમાં કે કુંડામાં મુકવો તે કુંડાને ચુલે ચડાવી નીચે ધીમો તાપ આપવો અને ઉપર ધાન્યામ્લ સિંચ્યા કરવું એમ ત્રણ દિવસ ત્રણ રાત અગ્નિ આપવો અને ધાન્યામ્લ થોડું થોડું નાખ્યા કરવું પછી ધતુરાના રસનો ૭ દિવસ બાફ આપી ગોળી વાળવી પછી ધોળી સાટોડી, આંબલી, સહદેવી ગળી ભાંગ કળગારી કુકડવેલ. એ ઓસડીયાંની તેના જ રસમાં લુગદી કરી

ઉપલી ગોળી ઉપર ચોપડવી તેના ઉપર ત્રેવડું ભોજપત્ર વીંટવું તેની કપડામાં પોટલી બાંધવી પછી લીંબુ રસની ૯ કલાક બાફ આપવી પછી એ ગોળીને ગૌમૂત્રથી ધોઇ નાખવી પછી ધતુરાના ડોડવામાં એ ગોળી મુકી લઘુપુટથી પકાવવો એ પ્રમાણે ૧૦૦ ડોડવામાં પકાવવાથી સૂર્યકાંતિ જેવો ચળકતી ગોળી થાય શિવ સરખું કલ્યાણકરે બધી સિદ્ધિ આપે મોમાં રાખ-વાથી આયુષ્ય વધે વીર્ય સ્તંભન થાય છે. ( ૭૧+૭૯ )

## रौप्येण रसबंधः

अष्टमांशेन रूप्येण सूतकं हि प्रमर्दयेत् ।
चांगेरीस्वरसेनव पिष्टिकां कारयेद् बुधः ॥
खोटं बध्वा तु विपचेत् धूर्ततैले त्रिवासरान् ।
तथा च कंगुणीतैले करवीरजटोद्भवे ॥
जातीफलोद्भवेनापि वत्सनागोद्भवेन च ।
भृंग्युद्भवेन च तथा समुद्रशोषकस्य वै ॥
देवदारुभवेनापि पाचयेन्मतिमान् भिषक् ।
पश्चात्सुतीक्ष्णमदिरा दातव्या तु तुषाग्निना ॥
दिनानि सप्तसंख्यानि सुखमुत्पद्यते ध्रुवम् ।
शुक्रस्तम्भकरः सम्यक् क्षीरं पिबति नान्यथा ॥८०+८४॥

### ચાંદીથી પારદ બાંધવો

અષ્ટસંસ્કારિત પારદ તોલા ૮ માં શુદ્ધ ચાંદીની બારીક ભુકી અથવા ચાંદીનો વરખ તોલો ૧ નાખી ખાટી લુણીના રસમાં ઘુંટી ભુકી જેવું થાય એટલે એજ રસમાં ગોળી વાળવી પછી તે ગોળીને ધતુરાના તેલમાં ત્રણ દિવસ પકાવવું પછી માલકાંકણીનું તેલ કણેરનાં મુળનો રસ જાયફળનું તેલ વછનાગનું તેલ ભાંગનું તેલ સમદરશોષનું તેલ દેવદારનું તેલ પ્રત્યેકમાં એકેક દિવસ પકાવવું પછી જલદ મદિરા સાત દિવસ સુધી થોડી થોડી રેડવું જાવું અને ખરલ નીચે ફોતરાનો અગ્નિ બાળવો તો તે પારદની ગોળી ઉત્તમ રીતે બંધાય અને તેને ભુખ ઉત્પન્ન થાય દુધમાં એ ગોળી નાખવાથી દુધ સુકાઇ જાય મોંમા રાખવાથી વીર્યસ્તંભન થાય (૮૦+૮૪)

## तुत्थेन-तुत्थोत्थ ताम्रेण रसबंधः

लोहपात्रे सुविस्तीर्णे तुत्थकस्याल्पवालुकम् ।
अष्टसंस्कारितं सूतं तस्मिन्निक्षिप्य मात्रया ॥
तुत्थचूर्णेन संच्छाद्य पूरयेन्निंबुकद्रवैः ।
पिधानेन मुखं रुध्वा लोहपात्रस्य यत्नतः ॥
निर्वाते निर्जने देशे त्रिदिनं स्थापयेत्ततः ।
उष्णकांजिकयोगेन क्षालयेद्बहुशो भिषक् ॥

नवनीतसमो वर्णः मृतकस्यापि दृश्यते ।
रसखोटं ततो बध्वा स्वेदयेत्कांजिकैस्त्र्यहम् ॥
अश्मचूर्णस्य कणिकामध्ये खोटं निधाय च ।
जलसेकः प्रकर्तव्यः शीतीभूतं समुद्धरेत् ॥
अनेनैव प्रकारेण त्रिवारं पाचयेद् ध्रुवम् ।
कठिनत्वं प्रयात्येव सत्यं गुरुवचो यथा ॥
ततो धूर्तफलानां हि सहस्रेणापि पाचयेत् ।
मुखमुत्पद्यते सम्यक् वीर्यस्तंभकराप्ययम् ॥ ८५+९१ ॥

મોરથુથાના ગાંગાથી પારદ બાંધવો

લોઢાની કડાઈમાં મોરથુથાને વાટી પાળ કરી વચમાં આઠ સંસ્કારવાળો પારદ નાખી પારદ ઉપર મોરથુથાનો ભુકો ઢાકી તેના ઉપર ધીમે ધીમે લીંબુનો રસ રેડવો પછી કડાયા ઉપર ઢાકણું ઢાંકી પવન કે માણસની આવજા ન હોય ત્યા સંભાળથી તે કડાયાને ત્રણ દિવસ સુધી રાખી મુકવું પછી ચોથે દિવસે ગરમ ધાન્યામ્લથી ખટાઈથી ૨૧ વખત ધોઈ નાખવું એટલે પારો માખણ જેવો થઈ જશે પછી તેની ગોળી વાળી કપડામાં બાંધી ત્રણ દિવસ ધાન્યામ્લની બાફ આપવી. પછી ગોળી વાળી કપડામાં બાંધી વગર બુઝાવેલા ચુનાના કટકામાં મુકી ઉપર ધીમે ધીમે પાણી છાંટવું ઠંડું થયે કાઢી લેવું એમ ત્રણ વખત ચૂનામાં બુઝાવવું કઠણાશ આવી જશે પછી ધતુરાના એક હજાર ડોડવામાં એક પછી એક એમ કરી પકાવવો એટલે તેને મુખ થાશે અર્થાત દૂધ માં મૂકવાથી દૂધને શોષી લેશે મોંમા રાખવાથી વીર્યસ્તંભન થાશે (૮૫+૯૧)

धातुबीजेन रसबंधः

बीजं—वंगतीक्ष्णे समे कृत्वा ध्मापयेद्वज्रमूषया ।
वङ्गमुत्तारयेत्सम्यक् तीव्राङ्गारैः प्रयत्नतः ॥
अनेनैव प्रकारेण त्रिगुणं वाहयेत्त्रपु ।
प्रयोगः—बीजं शाणप्रमाणं हि सूतं पलमितं भवेत् ॥
मर्दयेत्कन्यकाद्रावैर्दिनमेकं विशोषयेत् ।
गोलस्य स्वेदनं कार्यमहोभिः सप्तभिस्तथा ॥
त्रिफला क्वाथमध्ये तु त्रियामं स्वेदयेत्सुधीः ।
कुमार्याः स्वरसेनैव भृंगराजरसेन हि ॥
भृंगीरसेन च तथा त्रिदिनं स्वेद्यमेव हि ।
एकैकेनौषधेनैवं काचकूप्यां निवेशयेत् ॥
खटीपटुशिवाभक्तं पिष्ट्वा वक्त्रं निरुन्धयेत् ।
खातं त्रिहस्तमात्रं स्याल्लद्दीपूर्णं तु कारयेत् ॥

मध्ये तु काचघटिकां सुरापूर्णां निवेशयेत् ।
भूमिस्थां माससुग्मेन पश्चादेनां समुद्धरेत् ॥
वद्धं सूतवरं ग्राह्यं शुभ्रं चंद्रप्रभानिभम् ।
मुखस्थं कुरुते सम्यक् दृढवज्रसमं वपुः ॥
कामिनीनां शतं गच्छेद्वलीपलितवर्जितः ।
देवीशास्त्रानुसारेण धातुवद्धरसोप्ययम् ।
प्रकाशितो मया सम्यक् नात्र कार्या विचारणा ॥९२–१०१॥

घातु बीजथी पारद बांधवो.

કલઇ અને તીખું લોડું સમભાગે લઇ વજ્રમૂસમાં જલદ અંગારાથી ધમવું એટલે લોઢામાં કલઇ ઉતરી જશે એવી રીતે લોઢાથી ત્રણગણી કલઇ ઉતારવી પીવરાવવી પ્રત્યેક વખતે સ્વાંગશીત થવા દેવું એ બીજ થયું.

એ બીજ તોલો ૦।, પારદ અષ્ટસંસ્કારિત તોલા ૪ નાખી કુંવારના રસમાં એક દિવસ ઘુંટી સુકાવવું પછી કપડામાં પોટલી બાંધી સાત દિવસ ત્રિફળાના કવાથમાં દોલાયંત્રથી બાફ આપવી પછી કુંવારના રસમાં ૩ પ્રહર બાફ આપવી ભાંગરાનો રસ ભાંગનો રસ પ્રત્યેકમાં ૩ ત્રણ દિવસ બાફ આપવી પછી કાચની શીશીમાં નાખી તેમાં જલદ મદિરા ભરવી પછી શીશીનું મોં ખડીમાટી મીઠું કરકે ચોખાનો લોટ વિગેરેથી છાંદવું પછી ત્રણ હાથ ઓરસ ચોરસ ઉંડો ખાડો ખોદી તેમાં ઘોડાની લાદ અર્ધ નીચે અર્ધ ઉપર અને વચમાં શીશી મુકી ખાડા ઉપર ધુડ વાળી લેવી બે મહિના સુધી રહેવા દઇ કાઢી લેવું ચંદ્ર સરખી ચળકતી પારદની ગોળી કાઢી લેવી મોંમા રાખવાથી શરીર વજ્ર જેવું મજબુત થાય સો કામિનીગામી થઇ શકાય વૃદ્ધ પણ યુવાન થાય આ પ્રયોગ દેવીશાસ્ત્રમાં કહ્યો છે તે મેં પ્રકાશમાં મુક્યો છે (૯૨+૧૦૧)

कांतलोहेन रसबंधः

रसेंद्रः कांतलोहं च तीक्ष्णलोहं तथैव च ।
अभ्रसत्वं तथा ताप्यसत्वं हेमसमन्वितम् ॥
समांशानि च सर्वाणि मर्दयेत्रिवृतद्रवैः ।
निपेचयेदेकदिनं पश्चाद् गोलं तु कारयेत् ॥
पक्वमूषा प्रकर्तव्या गोलं गर्भे निवेशयेत् ।
गोजिह्वा काकमाची च निर्गुंडी दुग्धिका तथा ॥
कुमारी मेघनादा च मधुसैंधवसंयुता ।
एतासां स्वरसेनैव स्वेदयेद्बुधो भिषक् ॥
यावद्दृढत्वमायाति तावत्स्वेद्यं तु गोलकम् ।
वक्त्रे धृतं जरामृत्युं निहन्ति च न संशयः ॥

सर्वरोगान्निहत्याशु वयः स्तंभयते ध्रुवम् ।
कर्णे कण्ठे तथा हस्ते धारिता मस्तकेपि वा ।
अभिचारादिदोषाश्च न भवन्ति कदाचन ॥१०२+१०७॥

### કાંતલોહથી પારદ બાંધવો.

અષ્ટસંસ્કારિક પારદ કાંતલોહ તીક્ષ્ણલોહ અભ્રકસત્વ સુવર્ણમાક્ષિક સત્વ સુવર્ણ બધાં સરખે ભાગે લઇ સાથે મેળવી લીંબુના રસમાં ઘુંટી ધીમે તાપે તપાવી તપાવી લીંબુના રસમાં આખો દિવસ ઘુંટાવવા પછી ગોળી વાળી પક્વમૂષામા મુકવું અને સોંપાથરી પીલુડી નગોટ દુધેલી કુંવાર તાંદળજો એ પ્રત્યેકને રસ મધ સૈંધવ એ દરેકને પુટ આપવો, ગોળી કઠણ થતાં સુધી દેવો આ ગોળી મોંમો રાખવાથી ગઢપણ આવતું નથી બધા રોગ મટે છે યુવાવસ્થા ટકી રહે છે કાને ડોકે હાથે કે માથે બાંધવાથી કોઇપણ અભિચાર—કામણ લાગુ થતું નથી. ( ૧૦૨+૧૦૭ )

### उपसंहारः

चतुर्विधान्येव तु बन्धनानि श्रीसूतराजस्य मयोदितानि ।
कुर्वंति ये तत्त्वविदो भिषग्वरा राज्ञां गृहे तेपि भवन्ति पूज्याः ॥१०८॥
इति परमरहस्यं सूतराजस्य चोक्तं रसनिगममहाब्धेर्लब्धमेतत्सुरत्नम् ।
सकलगुणवरिष्ठा वादिनः कौतुकज्ञा निजहृदि च सुकण्ठे धारयिष्यंति तज्ज्ञाः ॥१०९॥

ઉપર પ્રમાણે મેં ચાર પ્રકારનાં પારદબંધન કહ્યાં જે વૈદ્યો આ પ્રયોગ કરે છે તેઓ રાજ્યમાં માન પામે છે રસશાસ્ત્ર રૂપી મહા સમુદ્રમાંથી રત્ન સરખું પારદનું આ રહસ્ય કૌતુકજ્ઞ ગુણવાન ધાતુવાદી ( ધાતુવાદ કુશળ–રસાયનશાસ્ત્રી કીમીયાગર વૈદ્યોએ ) પોતાને હૈયે અને કંઠે રાખવું એવી મારી ભલામણ છે (૧૦૮+૧૦૯)

इतिश्री पद्मनाभसूनुना श्रीयशोधरेण जूनागढवास्तव्येन
विरचिते रसप्रकाश सुधाकरे द्वितीयोध्यायः ॥ २ ॥



## ॥ तृतीयोध्यायः ३ ॥

अथ मया रसभस्म निगद्यते सकलपारदशास्त्रनियोगतः ।
ससितकृष्णसुपीतकलोहितं भवति वर्णचतुष्टयभूषितम् ॥ १ ॥

અથાં રસશાસ્ત્રોનું અવલેકન કરી હવે પછી હું જુદી-જુદી રીતે રસભસ્મ-પારદભસ્મને વિધિ કહીશ તે ભસ્મ શ્વેત કાળી પીળી અને લાલ ચાર રંગની થાય છે.

### हिंगुलात्पारदनिष्कासनम्

हंसपाकदरदः सुशोभितो निखिलनिम्बरसेन विमर्दितः ।
नियतयामचतुष्टयमम्लके घनरसे समभागविलोडितः ॥
डमरुकाभिधयंत्रनिवेशितस्तदनु लोहरजः खटिकासमम् ।
सुपयसा लवणेन विमर्दितं कुरु भिषग्वरयंत्रसुरोधनम् ॥
नियतयामचतुष्टयवह्निना मृदु समं रसमत्र विपाचयेत् ।
उपरि तत्र जलेन निषिञ्चयेदिति भवेद्दरदाद्दरसूतकः ॥
अखिलशोधवरेण च वै यथा सकलकञ्चुकदोषविवर्जितः ।
बहुलदोषहरोपि भवेत्तथा भवति शुद्धतमो दरदोद्भवः ॥२+५॥

हिंगळामांथो पारद काढवानी रीत

હંસપાક નામને (રૂમી) હીંગળો લેવો તેને લીંમડાના પંચાંગના સ્વરસમાં ઘુંટી સુકાવ્યા પછી ૧૨ કલાક ખાટા લીંબુના રસમાં ઘુટી સુકાવવો પછી પારદ જેટલું કપૂર મેળવી ઘુંટી ડમરૂયંત્રમાં નાખી લોઢાને કાટાડો ખડી દુધ, મીઠું, એ ચીજના મિશ્રણથી ડમરૂયંત્રનો સાંધો છોંદી લઇ સુકાવી ૧૨ કલાક અખંડ ધીમો અગ્નિ આપવો ડમરૂયંત્રના ઉપલા માટલાને બહારને તળે પાણીનાં બીનાં પોતાં મુકવાં સ્વાંગશીત થયે સંભાળથી પારદ કાઢી લેવો આ પારદ સાત કંચુક સાત મળના પડ વિનાનો સંસ્કારિત પારદ જેવો અને રોગ મટાડવામાં ઉત્તમ ગણાય છે બહુ શુદ્ધ છે માટે દરેક ઔષધમાં વાપરવો (૨+૫)

### पारद भस्म श्वेत-रस कपूरं

विमलसूतवरो हि पलाष्टकं तदनुधातुखटीपटुकांक्षिकाः ।
पृथगिमाश्च चतुष्पलभागिकाः स्फटिकशुद्धपलाष्टकसम्मिताः ॥
सह जलेन विमर्द्य च यामकं लवणकाम्लजलेन विमिश्रिताः ।
उदितधातुगणस्य च मूषिकां कुरु विषं विनिवेशय तत्र वै ॥
डमरुकाभिधयंत्रवरेण तं द्विदशयाममम्मुं पच वह्निना ।
पवनपित्तकफक्षयहारकः सकलरोगहरः परमः सदा ॥
गजपतेर्बलवद् बलदो नृणां द्विजपतीक्षणवन्नयनप्रदः ।
युवतिकामविलासविधायको भवति सूतवरः सुखदः सदा ।
गगनसाररसः किल कान्तिदस्त्वखिलकुष्ठहरः कथितो मया ॥६+९॥

શુદ્ધ પારદ તોલા ૩૨, ખડી માટી તોલા ૧૬, સૈંધવ તોલા ૧૬, પાપડીયો ખારો તોલા ૧૬, ફટકડી તોલા ૩૨ બધાંને સાથે ખરલ કરી પાણીમાં ઘુંટી સુકાવી પછી સીંધાલુણવાળા લીંબુના રસમાં ઘુંટી વજ્રમૂષામાં નાખી તેમાં વચ્છનાગ પારદથી ૧૬ મા ભાગનો નાખી તે મૂષાને ડમરૂયંત્રમાં મુકી સંધિબંધ કરી ૩૬ કલાક અખંડ અગ્નિ આપવો. આ ભસ્મ વાયુ પિત્ત કફનો નાશ કરે સર્વ રોગ ઉપર અનુપાન પરત્વે વપરાય હાથી સરખુ બળ વધે, ગરૂડના જેવું આંખનું તેજ થાય, જુવાન સ્ત્રીઓના કામ વિલાસમાં સંતોષ આપે કાંતિ વધે બધાં કુષ્ટ રક્તદોષનો નાશ થાય ભીમસેની કપૂર ૧ રતી સાથે ૦॥ રતી આ રસની માત્રા અપાય. ( ૬+૯ )

**નોંધ**—આમાં વચ્છનાગનું પ્રમાણ તથા આ રસની અને ભીમસેની કપૂરની માત્રા ગ્રન્થકારે લખી નથી.

## पारदस्य अरुणवर्ण भस्म ( उदयभास्करः )

विगतदोषकृतौ रसगंधकौ तदनु लुंगरसेन परिप्लुतौ ।
प्रहरयुग्ममितं च शिलातले रविकरेण विमर्द्य विचूर्णितौ ॥
रुचिरकाचघटीविनिवेशितो सिकतयंत्रवरेण दिनत्रयम् ।
कुरुभिषग्वरवन्हिमधस्ततः स च भवेदरुणः कमलच्छविः ॥
उदयभास्करनामरसो ह्ययं भवति रोगविघातकरः स्वयम् ।
मगधजामधुना सह गुंजिकात्रयमितश्च सदा परिसेवितः ॥
ललितकामविधावभिलाषुकः स्थविरकोपि रतौ तरुणायते ।
गदहरो बलदोपि हि वर्णदो भवति कर्मविपाकजरोगहा ।
सकलसूतकशास्त्रविमर्शनाद्द्विजवरेण मया प्रकटीकृतः ॥१०+१४॥

### पारदनी केसरी रंगनी भस्म—उदय भास्कर रस

શુદ્ધ પારદ અને શુદ્ધ ગંધક સમભાગે લઇ બીજોરાના રસમાં છ કલાક ઘુંટી તડકે સુકવી સુંદર આગનશીશીમાં નાખી વાલુકાયંત્રમા ત્રણ દિવસ ત્રણ રાત પકાવવું તેથી અરૂણ રંગની ઉત્તમ ભસ્મ થશે આ રસનું નામ ઉદય ભાસ્કર પણ છે સર્વ રોગમાં અનુપાનભેદથી અપાય છે લીંડીપીપરનો ભુકો બે વાલમા ત્રણ રતી ભસ્મ નાખી બે પડિકાં કરવાં મધ સાથે સવાર સાંજ ચાટવાથી વૃદ્ધ પણ તરૂણ સરખો બળવાન થાય છે. સુંદર કામવિલાસમા આનંદ ઉપજાવે છે બધા વ્યાધિને હરે છે બળ આપે છે કાંતિ વધારે છે પારદ રસશાસ્ત્રના રહસ્ય રૂપ આ **ઉદય ભાસ્કર** મેં બનાવ્યો છે આમાં પારદ અષ્ટસંસ્કારિત વાપરવાથી વધુ ગુણકારી થાય છે. (૧૦+૧૪).

## पारदस्यतल भस्म रक्त वर्ण

रसविदापि रसः परिशोधितो विगतदोषकृतोपि हि गंधकः ।
त्रिमललोहमये कृतखर्परे ह्यमलसाररजः परिमुच्यताम् ॥

अतिकुशाग्नियुते द्रवति स्वयं तदनु तत्र रसः परिमुच्यताम् ।
विशदलोहमयेन च दर्विणा विघटयेत्प्रहरत्रयसंमितम् ॥
तदनु काचघटीं विनिवेश्य वै सिकतयंत्रवरेण हि पाचितः ।
द्विदशयाममधःकृतवह्निना भवति रक्तरसस्तलभस्मसात् ॥
गतबलेन नरेण सुसेवितो भवति वाजिकरः सुखदः सदा ।
स च वलीपलितानि विनाशयेच्छतशरत्सु निरामयकृत्परम् ॥१५+१८॥

### पारदनी तल भस्म लाल रंगनी

શુદ્ધ પારદ અને શુદ્ધ ગંધક સરખે વજને લઈ એક લોટાની કડાઈમાં ખાંડેલો ગંધક નાખવો ચુલે ચડાવી મંદ અગ્નિ આપવો ગંધક પીગળી જશે એટલે તેમાં પારદ નાખવો ચોખ્ખી કડછીથી ૯ કલાક સુધી ધિમેધિમે હલાવ્યા કરવું મંદ અગ્નિ આપ્યા કરવો પછી ઠારી આગનશીશીમાં ભરી તેને કપડમાટી કરી વાલુકા યંત્રમાં ૩૬ કલાક પકાવવો એટલે શીશીને તળીયે લાલ ભસ્મ રૂપ રસ જામશે તે કાઢી લેવો સવારમાં ૨ થી ૪ ગુંજાની માત્રા મધ પીપર સાથે નબળા માણુસે સેવવાં વાજીકર સુખપ્રદ વલીપલિતનાશક છે આનું સેવન કરનાર માણુસને ઘડપણુ આવતું નથી આરોગ્ય સાથે ૧૦૦ વર્ષ જીવે છે. આ રસમા પણુ અષ્ટસંસ્કારિત પારદ લેવો અને ગંધક ઘી દુધમાં ૨૧ વખત શોધેલો વાપરવો એ રહસ્ય છે. (૧૫+૧૮)

### पारदस्य माणिक्यवर्णं भस्म (रसमाणिक्यं)

विमलनागवरैकविभागिकं हरजभागचतुष्टयमिश्रितम् ।
सततमेव विमर्द्य शिलातले वलिवसां च समां कुरु तद्भिषक् ॥
दिनमितं सुविमर्द्य च कन्यकास्वरस ऐनकरेण विशोषयेत् ।
तदनु सूतवरस्य तु कज्जलीं रुचिरकाचघटे विनिवेशय ॥
दिवसयुग्ममधः कृतवह्निना स च भवेदरुणः कमलच्छविः ।
सकलरोगविनाशनवह्निकृत् बलकरः परमोपि हि कांतिकृत् ॥
नयनरोगविनाशकरो भवेत्सकलकामुकविभ्रमकारकः ।
स खलु कर्मविपाकजरोगहा विशदनागयुतः खलु पारदः ॥१९–२२॥

### पारदनी माणेकनां रंगनी भस्म रसमाणिक्य

શોધેલુ શીશું તોલા ૨ ને પિગાળવું રસ થઈ જાય એટલે તેમાં પારદ તોલા ૮ નાખી નીચે ઉતારી ખરલમાં નાખી ઘુંટવું. પારદ મળી જાય એટલે તેમાં ગંધક તોલા ૧૦ નાખી ઘુંટી કજ્જલી કરવી તેમાં કુવારનો રસ નાખી એક દિવસ ઘુંટી સૂર્યને તડકે સુકાવવું પછી એ કજ્જલી કપડમાટી કરેલી આગનશીશીમાં નાખી બે દિવસ બે રાત વાલુકાયંત્રદ્વારા પકાવી તૈયાર કરવું. આનો રંગ પણુ અરૂણુ માણેકના જેવો (ઉગતા સૂર્ય સરખો) થાય છે માત્રા ૧ થી ૩ ગ્રેની મધ પીપર સાથે દેવાથી બધા રોગોને મટાડે ભુખ લગાડે બળ કાંતિ વધારે નેત્રરોગનો અને સર્વરોગનો નાશ કરે છે જઠરાગ્નિ બળ કાંતી વધારે છે કામિ પુરૂષને આનંદ આપે છે. કર્મ વિપાક–પૂર્વ જન્મના પાપથી થતા રોગની શાંતિ કરે છે. (૧૯+૨૨)

षड्गुणगंधकजारितं इष्टिकायंत्रपक्व पारद भस्म

मृदुमृदा रचिता मसृणेष्टिका उपरि गर्तवरेण च संयुता ।
रसवरं दशशाणमितं हि तत्सशुकपिच्छवरेण निधापयेत् ॥
सकलपूर्णकृतं च सुगर्तकं गलितनिंबुफलोद्भवकेन वै ।
स्थगय तं च पिधानवरेण वै मृदितया सुमृदा परिमुद्रितम् ॥
तदनु कुक्कुटनामपुटे शृतो ह्युपलकेन वनोद्भवकेन वै ।
विधिविदा भिषजा ह्यमुना कृतो विमलषड्गुणगंधकमश्नुते ॥
स च शरीरकरोप्यथ लोहकृत् सकलसिद्धिकरः परमो भवेत् ।
शतगुणं हि यदा परिजीर्यते रसवरः खलु हेमकरो भवेत् ॥२३–२६॥

ઇંટયંત્રમાં પકાવેલી ષડ્ગુણ ગંધક જારિત પારદ ભસ્મ

સુંવાળી માટીની લીસી ઈંટ ઉપર પગી જેવડો ખાડો કરવો તેમા અઢી તોલા શુદ્ધ પારદ નાખી તેના પર અઢી તોલા ગંધક વાટેલો પાથરવો તેના ઉપર પાકેલાં લીંબુનો રસ રેડી ખાડો ભરી દેવો તેના પર માટીનું ઢાંકણુ ઢાંકી સંધિલેપ કરવો. તેના પર અડાયા છાણુનો કુક્કુટપુટનો અગ્નિ આપવો. એવી રીતે ૭ વખત ગંધકજારણુ કરવો. પ્રત્યેક વખતે પારદને વજને ગંધક નાખવો અને લીંબુ રસથી ખાડો ભરવો પારદ અષ્ટ સંસ્કારિત વાપરવો એવી રીતે સો વખત પારદ જારણુ કરવાથી સોનું બનાવવાની ધાતુ વેધક શક્તિ આવે છે પ્રત્યેક વ્યાધિ ઉપર મધ પીપર સાથે બબે રતી આ રસ આપવાથી આરામ થાય છે શરીરને દઢ દીર્ઘાયુષી કરે.છે લોહસિદ્ધિ અને દેહસિદ્ધિ પ્રાપ્ત કરાવે છે. (૨૩–૨૬)

पारद भस्म कृष्णं मधुर पुटपक्व (महारस पोटली)

सशुकपिच्छसमोपि हि पारदो भवति खल्वतलेन च कुट्टितः ।
दृढवरां सुपकल्पय पर्पटीं वसनबद्धकृतामपि पोटलीम् ॥
उपरि नागरसेन विलेपिता रविकरेण सदा परिशोषिताम् ।
कनकपत्ररसेन च सप्तधाप्यवनिगर्ततले विनिवेशय ॥
अवनिगर्तमरत्निकमायतं द्विदशमङ्गुलमेव सुनिम्नकम् ।
सिकतया परिपूर्य तदर्धकं तदनु तत्र निवेशय पोटलीम् ॥
उपरि वालुकया परिपूर्य तच्छगणकैश्च पुटं परिदीयताम् ।
द्विदशयाममयाग्निमहो कुरु भवति तेन महारसपोटली ॥
इति मया कथिता रसपोटली बलकरा सुकरा सुखसिद्धिदा ॥२७–३०॥

ભૂધર પુટમાં કરેલી પારદ ભસ્મ કાળી

શુદ્ધ પારદ, ગંધક સમ લઈ પર્પટી ઢાળવી ખરલ કરી કપડામાં બાંધી પોટલી કરવી તેના ઉપર નાગરવેલનાં પાનનો રસ ચોપડી તડકે સુકાવવી પછી ધતુરાના પાનનો રસ ચોપડી સાત વખત સુકાવવું પછી એક હાથ ઓરસ ચોરસ અને બાર આંગળ ઉંડો ખાડો ખોદી તે અર્ધો ખાડો રેતીથી ભરી તે ઉપર પોટલી મુકી તેના ઉપર બીજી રેતી ભરી તેના ઉપર

અડાયાં છાણાનો અગ્નિ ૩૬ કલાક આપવો સ્વાંગશીત થયે કાઢી લઇ ખરલ કરી રાખવું માત્રા ૨થી૪ રતીભાર મધ પીપર સાથે ચાટી ઉપર દુધ પીવું બળ શક્તિ વધે પૌષ્ટિક છે (૨૭+૩૦)

पारद भस्म कृष्णं कटाहपक्वं

विशदसूतसमोऽपि हि गंधकस्तदनु खल्वतले सुविमर्दितः ।
त्रिदिनमेव हि हंसपदीरसे दिनकरस्य करेण सुशोषितः ॥
विमललोहमये दृढखर्परे तदनु कज्जलिकां प्रतिमुच्य वै ।
करमिता सुकृतापि हि चुल्लिका ह्युपरि तत्र निवेश्य च भाजनं ॥
अमललोहमयेन च दर्विणा रसवरं नियतं परिमर्दयेत् ।
तदनु वह्निमधः कुरु वै दृढं सततमेव हि यामचतुष्टयम् ॥
सुपच एष रसो जलदोपमो भवति वल्लमितो मधुना युतः ।
कवलितः क्षयरोगगणापहो मदनवृद्धिकरः परमो नृणाम् ।
स च वलीपलितानि विनाशयेत् सकलकुष्ठविनाशकरः परः ॥३१–३५॥

પારદ ભસ્મ કડાયામાં પકાવેલી કાળી

શુદ્ધ પારદ શુદ્ધ ગંધક સમભાગે લઇ ત્રણ દિવસ સુધી કાળા હંસરાજના રસમાં ઘુંટી તાકે સુકાવવું. પછી સ્વચ્છ લોઢાની કડાઇમાં એ કજ્જલી નાખી એક હાથ ઉંચે ચુલે ચઢાવી સ્વચ્છ કડછીથી હલાવ્યા કરવું અને નીચે સખત તાપ કરવો એમ ૧૨ કલાક પકાવવાથી વાદળાના જેવા રંગની કાળી ભસ્મ થશે મધ સાથે ૧ વાલ ચાટવાથી બધી જાતના ક્ષયરોગ મટે કામ જાગૃત થાય ગઢપણ જતું રહે વળીયાં પળીયાં મટે બધા લોહીબગાડના રોગ તથા ત્વચાવિકારનો નાશ થાય (૩૧+૩૫)

पारद भस्म कृष्णं मूषापक्वं

मृदुमृदा परिकल्पितमूषिकां रसमितांगुलिकां शुचि संन्यसेत् ।
रसवरं विमलं च सुगंधकं सशुकपिच्छसमं परिमर्दितम् ॥
रससमानमितं घृतमूषया द्वितययुग्मकृतं परिमुद्रितम् ।
धनकमूलरसेन च पाचितं तदनुसप्तदिनं कृशवह्निना ॥
रसवरस्य शुभं हि निपाचनं यवमितो रसराजवरस्तदा ।
दिनमुखे प्रतिहन्ति सुभक्षितः मरुद्दोषकृतां विकृतिं जयेत् ॥३६–३८॥

પારદ ભસ્મ કાળી મૂસમાં પકાવેલી

સુંવાળી માટીથી ૭ આંગળની મુસ કરવી. પારદ ગંધક સમભાગે લઇ તેની કજ્જલી કરી તે મુસમાં નાખવી તેને ચુલે ચડાવી ધતુરાના મુળના રસથી ૭ દિવસ ધીમે તાપે પકાવવી ભસ્મ થયે ૧ થી ૨ જવની માત્રા દેવાથી સર્વરોગની પીડા મટે. (૩૬+૩૮)

पारद भस्म कृष्णं (कटाहपक्वं–रसपर्पटी)

रसवरं पलयुग्ममितं शुभं गन्धिकनामयुतः समभागिकम् ।
बलिरसं च घृतेन विमर्दयेदतिहुताशिकृते द्रवति स्वयम् ॥

तदनु ताम्ररसौ विनिवेश्यतां त्रयमिदं सरसं च विमर्दितम् ।
द्रुतमयं च सदायसभाजने तदनु मृतकृतां वरकज्जलीम् ॥
विघटयेदथ लोहसुदर्विणा तदनु मोचदलोपरि ढाल्यते ।
भवति सारतमा रसपर्पटी सकलरोगविघातकरी हि सा ॥
कुरु समानकटुत्रयसंयुतां मरिचियुग्ममितां सुखदां सदा ।
अनुपाने प्रयोक्तव्या त्रिफलाक्षौद्रसंयुता ।
पर्पटीं भक्षयेत्प्रातस्तथा त्र्यूषणसंयुताम् ॥
सन्निपातहरा सा तु पंचकोलेन संयुता ।
भक्षिता मधुना सार्धं सर्वज्वरविनाशिनी ॥
कणाक्षौद्रेण सहिता सर्वशोफान्निकृन्तति ।
श्यामात्रिकटुकेनापि वातजां ग्रहणीं जयेत् ॥
गुग्गुलुत्रिफलासा.र्धं वातरक्तं विनाशयेत् ।
वातशूलहरा सम्यक् हिंगुपुष्करसंयुता ॥
व्योषैः कन्य रसैर्वापि कफामयविनाशिनी ।
दशमूलशृतेनापि वातज्वरनिवर्हणी ॥
वाकुचीबीजकल्केन कण्डूपामे विनाशयेत् ।
आरुष्करेण सहिता सा तु सिध्मविनाशिनी ॥
गोमूत्रेणानुपानेन चार्शोरोगविनाशिनी।
नवमाल्यर्जुनश्चैव चित्रको भृंगराजकः ॥
शाल्मली निम्बपंचांगं कल्हारश्च गुडूचिका ।
निर्गुंडी च समांशानि कारयेद्भिषगुत्तमः ॥
चूर्णीकृत्य च तत्सर्वं पर्पट्याश्चानुपानकम् ।
अष्टादश च कुष्ठानि निहंत्येव न संशयः ॥
पर्पटी रसराजश्च रोगान्हन्त्यनुपानतः ।
अपथ्यं नैव भुंजीयाद्दोपदूष्याद्यपेक्षया ॥ ३९+५२ ॥

ગંધક તોલા ૮ ને ૨ા તોલા ઘીમાં વાટી લોઢાની કડાઇમાં નાખી ધીમો તાપ આપવો એટલે પીગળી જાશે એટલે તેમાં પારદ અને તામ્ર ભસ્મ મેળવી હલાવવું પછી લોહભસ્મ મેળવી કેળનાં પાન ઉપર ઢાળવી ઠરી ગયા પછી લોઢાની ખરલમાં ઘુંટવી ૧ વાલ પર્પટી ૨ વાલ મરીનો ભુકો ૧ વાલ ત્રિકટુ ભુકો અને મધ સાથે સર્વ રોગમાં ચાટવી.

ત્રિફળા તોલા ०ા અને મધ સાથે ચાટવાથી અથવા ત્રિકટુનું ચૂર્ણ એ આનીભાર સાથે દેવાથી પણ સર્વવ્યાધિનુ શમન થાય. પંચકોલના ઉકાળા સાથે આ વાથી સન્નિપાત જ્વર મટે મધ સાથે ચાટવાથી બધા તાવ ઉતરે લીડીપીપર અને મધ સાથે ચાટવાથી બધા સોજા મટે

અડાયાં છાણાનો અગ્નિ ૩૬ કલાક આપવો સ્વાંગશીત થયે કાઢી લઇ ખરલ કરી રાખવું માત્રા ૨થી૪ રતીભાર મધ પીપર સાથે ચાટી ઉપર દુધ પીવું બળ શક્તિ વધે પૌષ્ટિક છે (૨૭+૩૦)

पारद भस्म कृष्णं कटाहपक्वं

विशदसूतसमोपि हि गंधकस्तदनु खल्वतले सुविमर्दितः ।
त्रिदिनमेव हि हंसपदीरसे दिनकरस्य करेण सुशोषितः ॥
विमललोहमये दृढखर्परे तदनु कज्जलिकां प्रतिमुच्य वै ।
करमिता सुकृतापि हि चुल्लिका ह्युपरि तत्र निवेशय च भाजनं ॥
अमललोहमयेन च दर्विणा रसवरं नियतं परिमर्दयेत् ।
तदनु वह्निमधः कुरु वै दृढं सततमेव हि यामचतुष्टयम् ॥
सुपच एष रसो जलदोपमो भवति वल्लमितो मधुना युतः ।
कवलितः क्षयरोगगणापहो मदनवृद्धिकरः परमो नृणाम् ।
स च वलीपलितानि विनाशयेत् सकलकुष्ठविनाशकरः परः ॥३१–३५॥

**પારદ ભસ્મ કડાયામાં પકાવેલી કાળી**

શુદ્ધ પારદ શુદ્ધ ગંધક સમભાગે લઇ ત્રણ દિવસ સુધી કાળા હંસરાજના રસમાં ઘુંટી તડકે સુકાવવું. પછી સ્વચ્છ લોઢાની કડાઇમાં એ કજ્જળી નાખી એક હાથ ઉંચે ચુલે ચઢાવી સ્વચ્છ કડછીથી હલાવ્યા કરવું અને , નીચે સખત તાપ કરવો એમ ૧૨ કલાક પકાવવાથી વાદળાના જેવા રંગની કાળી ભસ્મ થશે મધ સાથે ૧ વાલ ચાટવાથી બધી જાતના ક્ષયરોગ મટે કામ જાગૃત થાય ગઢપણ જતું રહે વળીયાં પળિયાં મટે બધા લોહીબગાડના રોગ તથા ત્વચાવિકારનો નાશ થાય ( ૩૧+૩૫ )

पारद भस्म कृष्णं मूषापक्वं

मृदुमृदा परिकल्पितमूषिकां रसमितांङ्गुलिकां भुवि संन्यसेत् ।
रसवरं विमलं च सुशोभितं सशुकपिच्छसमं परिमर्दितम् ॥
रससमानमितं धृतमूषया द्वितययुग्मकृतं परिमुद्रितम् ।
कनकमूलरसेन च पाचितं तदनुसप्तदिनं कृशवह्निना ॥
रसवरस्य शुभं हि विपाचनं यवमितो रसराजवरस्तदा ।
दिनमुखे प्रतिहन्ति सुभक्षितः सकलदोषकृतां विकृतिं जयेत् ॥३६–३८॥

**પારદ ભસ્મ કાળી મૂસમાં પકાવેલી**

સુંવાળી માટીથી ૭ આંગળની મુસ કરવી. પારદ ગંધક સમભાગે લઇ તેની કજ્જળી કરી તે મુસમાં નાખવી તેને ચુલે ચડાવી ધતુરાના મૂળના રસથી ૭ દિવસ ધીમે તાપે પકાવવી મધ સાથે ૧ થી ૨ રતી માત્રા દેવાથી સર્વરોગની પીડા મટે. ( ૩૬+૩૮ )

पारद भस्म कृष्णं ( कटाहपक्वं-रसपर्पटी )

रसवरं पलयुग्ममितं शुभं कनिरत्नाम्रमयः समभागिकम् ।
यल्लिरसां च घृतेन विमर्दयेदतिकृशाग्निकृते द्रवति स्वयम् ॥

तदनु ताम्ररसौ विनिवेश्यतां त्रयमिदं सरसं च विमर्दितम् ।
द्रुतमयं च सदायसभाजने तदनु सूतकृतां वरकज्जलीम् ॥
विघट्टयेदथ लोहसुदर्विणा तदनु मोचदलोपरि ढाल्यते ।
भवति सारतमा रसपर्पटी सकलरोगविघातकरी हि सा ॥
कुरु समानकटुत्रयसंयुतां मरिचयुग्ममितां सुखदां सदा ।
अनुपाने प्रयोक्तव्या त्रिफलाक्षौद्रसंयुता ।
पर्पटीं भक्षयेत्प्रातस्तथा त्र्यूषणसंयुताम् ॥
सन्निपातहरा सा तु पंचकोलेन संयुता ।
भक्षिता मधुना सार्धं सर्वज्वरविनाशिनी ॥
कणाक्षौद्रेण सहिता सर्वशोफान्निकृन्तति ।
श्यामात्रिकटुकेनापि वातजां ग्रहणीं जयेत् ॥
गुग्गुलुत्रिफलासार्धं वातरक्तं विनाशयेत् ।
वातशूलहरा सम्यक् हिंगुपुष्करसंयुता ॥
व्योपैः कन्यारसैर्वापि कफामयविनाशिनी ।
दशमूलशृतेनापि वातज्वरनिबर्हणी ॥
वाकुचीबीजकल्केन कण्डूपामे विनाशयेत् ।
आरुष्करेण सहिता सा तु सिध्मविनाशिनी ॥
गोमूत्रेणानुपानेन चार्शोरोगविनाशिनी।
नवमाल्यर्जुनश्चैव चित्रको भृंगराजकः ॥
शाल्मली निम्बपंचांगं कल्हारश्च गुडूचिका ।
निर्गुंडी च समांशानि कारयेद्भिपगुत्तमः ॥
चूर्णीकृत्य च तत्सर्वं पर्पट्याश्चानुपानकम् ।
अष्टादश च कुष्ठानि निहन्त्येव न संशयः ॥
पर्पटी रसराजश्च रोगान्हन्त्यनुपानतः ।
अपथ्यं नैव भुंजीयाद्दोपदूष्याद्यपेक्षया ॥ ३९+५२ ॥

ગંધક તોલા ૮ ને ૨।। તોલા ઘીમાં વાટી લોઢાની કડાઇમાં નાખી ધીમો તાપ આપવો એટલે પીગળી જાશે એટલે તેમાં પારદ અને તામ્ર ભસ્મ મેળવી 'હલાવવું પછી લોહભસ્મ મેળવી કેળનાં પાન ઉપર ઢાળવી ઠરી ગયા પછી લોઢાની ખરલમાં ઘુંટવી ૧ વાલ પર્પટી ૨ વાલ મરીનો ભુકો ૧ વાલ ત્રિકટુ ભુકો અને મધ સાથે સર્વ રોગમાં ચાટવી.

ત્રિફળા તોલા ૦। અને મધ સાથે ચાટવાથી અથવા ત્રિકટુનું ચૂર્ણ બે આનીભાર સાથે દેવાથી પણ સર્વવ્યાધિનુ શમન થાય. પંચકોલના ઉકાળા સાથે આ વાથી સન્નિપાત જ્વર મટે મધ સાથે ચાટવાથી બધા તાવ ઉતરે લીંડીપીપર અને મધ સાથે ચાટવાથી બધા સોજા મટે

ઉપલસરી અને ત્રિકટુના કાઢા સાથે વાયુની સંગ્રહણી મટે. ગુગળ અને ત્રિફળા સાથે ગળત્કોઢ તથા ગાંઠીયો વા નજલો મટે. હીંગ અને પુષ્કરમૂળના કાઢા સાથે દેવાથી વાયુનું શૂળ મટે. ત્રિકટુ સાથે અથવા કુંવારના રસ સાથે કફના દરદમાં દેવી. દશમૂળના ઉકાળા સાથે વાયુ બાદીના તાવમાં દેવી. બાબચીના ચૂર્ણ સાથે ખુજલી અને ખસમાં આપવી. બીલામાંની સાથે સિધ્મકુષ્ઠમાં આપવી. હરસમાં ગૌમૂત્ર સાથે દેવી. ચમેલી આસોંદરો ચિત્રક ભાંગરો શેમળો લીંમડાનું પંચાંગ કમળ ગળો નગોડ સમભાગે કરેલા ચૂર્ણ સાથે અઢારે પ્રકારના કોઢ મટે. માત્રા અને પથ્યાપથ્ય વ્યાધિ પ્રમાણે સમજવું (૩૯+૫૨)

पारद भस्म कृष्णं (रस पर्पटी)

शुद्धं रसं गंधकमेव शुद्धं पृथक् समांशं कुरु यत्नतस्ततः ।
एरंडमूलस्य रसेन सूतं तथाद्रिकर्ण्या स्वरसेन मर्दयेत् ॥
तं काकमाच्याः स्वरसेन पिष्ट्वा तथा च तं दाडिमबीजतोयैः ।
क्रमेण सूतं हि दिनैश्चतुर्भिः शुद्धत्वमायाति हि निश्चयेन ॥
ततस्तु गंधं खलु मार्कवद्रवैर्विभाव्यमानं कुरु लोहपात्रे ।
मद्रावयेत्तं वदरस्य चाग्निना मढालयेद् भृंगरसे त्रिवारम् ॥
कार्या ततः कज्जलिका विमर्द्य तां द्रावयेल्लोहमये सुपात्रे ।
मढालयेत्तां कदलीदले हि संछाद्य चान्येन दलेन पश्चात् ॥
तस्यास्त्वधोर्ध्वे मददीत गोमयं शीतीकृत्वा गव्यघृतेन भर्जिता ।
रोगानशेषान्मलदोषजातान् हिर्नास्ति चैषा रसपर्पटी हि ॥
सा जिरकेणैव तु रामठेन वातामशूलं ग्रहणीं सकामलाम् ।
गुल्मानि चाष्टावुदराणि हन्यात् संसेविता शुद्धरसस्य पर्पटी ।
मयापि सद्वैद्यहिताय नूनं प्रदर्शितेयं खलु रोगनाशिनी ॥५३-५९॥

પારદ ભસ્મ કાળી (રસ પર્પટી)

શુદ્ધ પારદ તોલા ૨૦ લઇ તેને એરંડાના મૂળનો રસ, ગરણી, પીલુડીનો રસ, દાડમનાં બીનો રસ પ્રત્યેકની એકેક દિવસ ભાવના દઇ તૈયાર કરવું પછી ગંધક તોલા ૨૦ ને તેને ભાંગરાનાં રસની ભાવના દઇ સુકાવી લોઢાની કડાઇમાં નાખી બોરડીના લાકડાના અંગારાથી ઓગાળી ભાંગરાના રસમાં બુઝાવવું એવી રીતે ત્રણ વખત કરી ગંધક તૈયાર કરવો પછી પારદ અને ગંધક સાથે મેળવી કજ્જળી કરી લોઢાના કડાયામાં એ કજ્જળી તથા તોલા ૫ ઘી નાખી રસ કરી કેળના પાન ઉપર ઢાળવું તેના ઉપર બીજું પાન દબાવવું ઉપર નીચે ગાયનું છાણ દાબવું ટંડું થાય એટલે ધુંટી ગાયના ઘીમાં શેકવું ૧ થી ૨ વાલ માત્રામાં ૦। તોલો હિંગાષ્ટક ચૂર્ણ અથવા જીરૂં અથવા હીંગ સાથે મેળવી સવારમાં ખવરાવવાથી વાયુનું આમનું શૂળ સંગ્રહણી, કમળો ગુલ્મ બધા ઉદરરોગ હરસ વિગેરે રોગોનો નાશ થાય છે. (૫૩+૫૯)

पारद भस्म श्वेतं मूषापक्वं

सूतं सुशुद्धं लवणैश्चतुर्भिः क्षारैस्त्रिभिश्चापि विमर्दयेच्च ।
संशोष्य पश्चादपि हिंगुराजिकाशुंठीभिरेभिश्च समं विमर्द्य ॥

रसेन सार्धं हि कुमारिकाया मूषां विदध्याद्रवितर्मशोषिताम् ।
तस्यां निधायाथ रसस्य गोल्कं तं स्वेदितं चाम्लरसेन सम्यक् ॥
यामाष्टकेनाग्निकृतेन दोलया पश्चाद्रसेनाभिविमर्दितोसौ ।
भेकपर्ण्युरुबुभृंगराजकैः शृंगवेरगिरिकर्णिकारसैः ॥
काकमाचिजविभक्तिकाजलैर्धूर्तजरपि जयन्तिकाद्रवैः ।
सिंधुवारकरसेन मर्दितं मसृणखल्वतले त्रिवासरम् ॥
मतिरसं च विशोष्य हि भक्षयेद्रक्तिकाद्वयमितं रुजापहम् ।
केकिमाहिषवराहपित्तकैः कच्छपस्य च रसेन मर्दितम् ।
जायतेथिकतरं गुणेन वै सन्निपातभवमूर्च्छनं जयेत् ॥६०+६४॥

શુદ્ધ પારદ તોલા ૨૦, સીંધાલુણ સંચળ, મીઠું, વડાગરૂ જવખાર, સાજીખાર પાપડખાર પ્રત્યેક તોલા ૨॥ લઈ સાથે ઘુંટી ગોળો વાળી સુકાવવું પછી હીંગ, રાઇ, સુંઠ સમભાગે લઈ કુંવારના રસમાં ઘુંટી મુસ કરી તડકે સુકાવવી પછી એ મુસમાં ગોળો મુકી દોલાયંત્રદ્વારા લીંબુના રસની ૨૪ કલાક બાફ આપવી પછી પારદને કાઢી લઇ બ્રાહ્મી એરંડો, ભાંગરો, આદુ, ગરણી પીલુડી રામબાવળ, ધતુરો, અરણી, નગોડ પ્રત્યેકના રસની ત્રણ ત્રણ દિવસ ભાવના દઈ તૈયાર કરવું આ પારદ ભસ્મ ૧ થી ૨ રતી ભાર મધ પીપર સાથે ખવરાવવાથી ઉપદંશ ગરમી કુષ્ટ રક્તદોષ વિગેરે મટે તથા બળ કાંતિ શક્તિ વધે આ ભસ્મને મયૂર માહિષ વરાહ કચ્છપ એના પિત્તમાં એક એક દિવસ ઘુંટીને તૈયાર કરી હોય તો ભયંકર સન્નિપાતની બેભાનીને મટાડે દરદી સારો થઈ જાય (૬૦+૬૪)

નોંધ—૪ લવણ અને ૩ ક્ષાર કેટલા પ્રમાણમાં લેવા એ જણાવ્યું નથી તેમ તે સાથે ઘુંટયા પછી સુકાવવું એમ લખ્યું છે તો તેમાં કાંઇ પ્રવાહી પડતું નથી તો એને સુકાવવું શું કોઇ ક્ષાર પ્રવાહી નાખવો જો તેમ કર્યું હશે તો સુકાશે કે?

આ ભસ્મ બનાવવામાં પારદ સાથે જે લવણ તથા ક્ષાર મળી ૧૭॥ તોલા ભાર પડે છે તેને લીંબુના રસની બાફ આપવા પછી આ ક્ષાર અને લવણ પારદથી છુટું કઇ રીતે પડે છે કે તેમાંજ રહે છે? મૂસમાં મુકેલા પારદવાળા ગોળાને બાફ આપવાની છે બાફ આપ્યા પછી તે પારદને ઉંદરકની વગેરેની ભાવના આપવાની છે તે પારદ કે પારદની ભસ્મ લવણ અને ક્ષાર વીનાની કઇ રીતે રહેશે તે ગ્રન્થકારે સમજાવ્યું નથી.

यः श्रीसूतवरस्य सेवनमिदं नित्यं करोतीह वै
दीर्घायुर्धनधान्यधर्मसहितः प्राप्नोति सौख्यं परम् ॥
लोके कीर्तिपरंपरां वितनुते धर्मे मतिर्जायते
प्रान्ते तस्य परा गतिर्हि नियतं सत्यं शिवेनोदितम् ॥ ६५ ॥

જે માણસ ઉપર કહેલી ભસ્મો પૈકી કોઇ ભસ્મનું સેવન હમેશાં કરે છે તે દીર્ઘાયુ ધન ધાન્ય ધર્મ સુખ કીર્તિને મેળવે છે અને અંતે ઉત્તમ ગતિ પામે છે એમ મહાદેવનું સત્યકથન છે. (૬૫)

इतिश्री पद्मनाभसूनुना श्रीयशोधरेण जूनागढवास्तव्येन
विरचिते रसप्रकाश सुधाकरे तृतीयोध्यायः ॥ ३ ॥

## ॥ चतुर्थोध्यायः ४ ॥

अथेदानीं प्रवक्ष्यामि धातुशोधनमारणम् ।
अनुभूतं मया किंचित्किंचित् शास्त्रानुसारतः ॥ १ ॥

હવે ધાતુઓનાં શોધન મારણ કહું છું તે પૈકી કેટલુંક મારૂં અનુભવેલ છે અને કેટલુંક શાસ્ત્રોથી જાણેલ છે. (૧)

अष्टधातः

सुवर्णं रजतं चेति शुद्धलोहमुदीरितम्
ताम्रं चैवाश्मसारं च नागवंगौ तथैव ॥
पूतिलोहं निगदितं द्वितीयं रसवेदिना ।
संमिश्रलोहं त्रितयं सौराष्ट्रीतिवर्तकम् ।
एतेष्टौ धातवो ज्ञेया लोहान्येवं भवन्ति हि ॥ २+३ ॥

આઠ ધાતુ

સોનું અને રૂપું એ શુદ્ધ કુદરતી ધાતુ કહેવાય છે. ત્રાંબું લોઢું સીસું કલઇ એ પૂતિલોહ કહેવાય છે. કાંસું પિત્તલ અને વર્તલોહ ( જર્મન સીલવર જેવી ધાતુ ) એ મિશ્રલોહ કહેવાય છે એ પ્રમાણે આઠ ધાતુઓ સમજવી. (૨+૩)

सुवर्णभेदाः

सुवर्णं द्विविधं ज्ञेयं रसजं खनिसंभवम् ।
अन्ये त्रयः सुवर्णस्य प्रकाराः संति नोदिताः ॥
रसजं रसवेधेन जायते हेमसुंदरं ।
तच्चतुर्दशवर्णाढ्यं सर्वकार्यकरं परम् ॥
पर्वते भूमिदेशेषु खन्यमानेषु कुत्रचित् ।
दृश्यते खनिजं प्राज्ञैस्तच्चतुर्दशवर्णकम् ॥ ४+६ ॥

સોનાની જાત

સોનું બે પ્રકારનું થાય છે એક પારદના વેધથી અને બીજું ખાણમાંથી નીકળે છે તે. પારદ વેધથી થતું સોનું ચૌદવલું બધા કામમાં ઉપયોગી બને છે અને ખાણમાં થનારૂં સોનું પણ તેવુંજ હોય છે તે ઘણે ભાગે પર્વતમાં ટેકરાવાળી જમીનમાં વિગેરે ઠેકાણે ખોદવાથી માટી સાથે મળેલું નીકળે છે. (૪+૬)

स्वर्ण शोधनं

रूप्यादियोगेन यदा मिश्रं स्वर्णं हि जायते ।
हेमकार्यं न चैतेन तदा शोध्यं भिषग्वरैः ॥
हीनवर्णस्य हेम्नश्च पत्राण्येव तु कारयेत् ।
घटिकापङ्कचूर्णं च कांजिकेन प्रमर्दयेत् ॥

पत्राणि लेपयेत्तेन कल्केनाथ प्रयत्नतः ।
आरण्योत्पलकैः कार्या कोष्ठिका नातिविस्तृता ॥
मध्ये तत्संपुटं मुक्त्वा वह्निं प्रज्वालयेत्ततः ।
एवं पुटत्रयं दत्वा शुद्धं हेम समुद्धरेत् ॥
न तु शुद्धस्य हेम्नश्च शोधनं कारयेद्भिषक् ।
अन्येषामेव लोहानां शोधनं कारयेद् भिषक् ॥७–११॥

### સોનાનું શોધન

સોનામાં રૂપા વીગેરેનો ભેગ હોય-જણાય તોજ તેને શોધવાની જરૂર છે નહીંતર સોનું શુદ્ધજ છે તેને શોધવાની જરૂર નથી હીનવર્ણું–હલકું સોનું જણાય તો તેનાં પાતળા પત્રાં કરાવવા ખડી–ધોળી માટી અને સીંધાલુણને ધાન્યામ્લમાં વાટી પત્રાં ઉપર ચોપડી સંપુટમાં પેક કરી એક નાની કોઠીમાં ઉપર નીચે અડાયાં છાણાં અને વચમાં સંપુટ મુકી છાણાં સળગાવવાં એવી રીતે ત્રણ વખત કરવાથી સોનામાં કોઇ ધાતુનો ભેગ હશે તે નાબુત થશે અને વાપરવા લાયક બનશે ચોખ્ખું પાટનું સોનું હોય તો તેને શોધવાની જરૂર નથી સોના શિવાય બીજી ધાતુ બરાબર શોધીને વાપરવી. ( ૭-૧૧ )

### स्वर्ण–भस्मविधिः

(१) ततः स्वर्णभवं पत्रं तापितं हि विनिक्षिपेत् ।
ज्वालामुखीरसे षष्ठोपुटैर्भस्मोभवत्यलम् ॥
गुरुणा कथितं सम्यक् निरुत्थं जायते ध्रुवम् ।
रोगान्हिनस्ति सकलान् नात्र कार्या विचारणा ॥
(२) हेम्नः पत्राणि सूक्ष्माणि सूचिवेध्यानि कारयेत् ।
पुराम्बुभस्मसूतेन लेपयित्वाथ शोषयेत् ॥
संपुटे च ततो रुध्यात् पुटयेद्दशभिः पुटैः ।
म्रियते नात्र संदेहो निरुत्थं भस्म जायते ॥
(३) हेम्नः सूक्ष्मदलानि भूर्जसदृशान्यादाय संलेप्य वै ।
वज्रीदुग्धकहिंगुहिंगुलसमैरेकत्र पिष्टीकृतैः ॥
सत्यं संपुटके निधाय दशभिश्चैवं पुटैः कुक्कुटैः ।
पाच्यं हेम च रक्तगैरिकसमं संजायते निश्चितम् ॥
(४) लोहपर्पटीकाबद्धं मृतं सूतं समांशकम् ।
विद्रुते हेम्नि निक्षिप्तं स्वर्णभूतिप्रभं भवेत् ॥
तद्भस्म पुरतोयेन दरदेन समन्वितम् ।
मर्दयेद् दिनमेकं तु संपुटे धारयेत्ततः ॥

पुटितं दशवारेण स्वर्णं सिंदूरसन्निभम् ।
जायते नात्र संदेहो रंजनं कुरूते ध्रुवम् ।
देहं लोहं च मतिमान् सुधनी साधयेदिदम् ॥१२+१९॥

**સોનાની ભસ્મ બનાવવાની જુદી જુદી રીત**

**સુવર્ણ ભસ્મ વિધિ ૧**—સોનાનાં પાતળાં પત્રાં કરાવી જ્વાળામુખી—ભાટકર્ણકુસના રસમાં ૬૦ વખત બુઝાવવાથી નિરૂત્થ ભસ્મ થાય છે એમ અમારા ગુરૂએ કહ્યું છે. બધા રોગોમાં વપરાય છે

**સુવર્ણ ભસ્મ વિધિ ૨**—સોનાનાં કાગળ જેવા પત્રાં કરાવવાં સછી ચોથા ભાગની પારદ ભસ્મ લઇ ગુગળનો રસ મેળવી રાળ જેવું કરી પત્રાં પર ચોપડી સુકાયે સંપુટમાં પેક કરી ભઠ્ઠી આપવી એવા ૧૦ પુટ ભઠ્ઠી દેવાથી નિરૂત્થ ભસ્મ થાય છે.

**સુવર્ણ ભસ્મ વિધિ ૩**—સોનાનાં કાગળ જેવા પત્રાં કરાવવાં પછી સ્નુહીદુધ હીંગ, હિંગૂળ ત્રણે સમભાગે ઘુંટી પત્રાં ઉપર ચોપડી ચોપડી દસ કુકુટ પુટ દેવા ગેરૂના જેવા રંગની સુવર્ણ ભસ્મ થશે.

**સુવર્ણ ભસ્મ વિધિ ૪**—લોહ પર્પટીથી બાંધેલા પારાની ભસ્મ ગાળેલા સોનામાં સરખે ભાગે નાખી હલાવવું. એટલે વિભૂતિ જેવો ભુકો થશે તે ભસ્મમાં સમભાગે હિંગૂળ નાખી ગુગળના રસમાં ઘુંટી શરાવ સંપુટમાં મુકી ભઠ્ઠી દેવી એવી રીતે ૧૦ ભઠ્ઠી દેવાથી સુવર્ણની સીદૂરવર્ણની ભસ્મ થશે દેહરંજન કરે છે આ ભસ્મ સેવનાર માણસ ૧૦૦ વર્ષ સુધી નીરોગી રહી જીવે છે સુવર્ણ સરખી કાંતી થાય છે ધનવાનોએ આ ભસ્મ તૈયાર કરાવી અવશ્ય સેવવી. ( ૧૨+૧૯ )

सुवर्णभस्मना गुण

एतत्स्वर्णभवं करोति च रजः सौंदर्यतां वै सदा ।
रोगान्दैवकृतान्निहंति सकलान्येवं त्रिदोषोद्भवान् ॥
यः सेवेत नरः समान् द्विदशकान् वृद्धश्च नो जायते ।
दोषाश्चैव गरोद्भवा विषकृता आगन्तुजा नैव हि ॥२०॥

**સોનાની ભસ્મના ગુણ**

માત્રા ૧ થી ૨ રતીભાર મધ ઘી સાથે ચાટી ઉપર ગાયનું દુધ પીનું આતા સેવનથી માણસ રૂપાળો થાય છે કાંતિ બળ બુદ્ધિ આયુષ્ય વધે છે દૈવીરોગ માતા ઓરી શ્વેત કુષ્ઠ જેવાં દરદ થના નથી થયા હોય તો મટી જાય છે. વાયુ, પિત્ત કફજન્ય રોગો નષ્ટ થાય છે જે માણસ આ ભસ્મ ૨૦ વર્ષ સેવે તેને સો વર્ષ સુધી યુવાવસ્થા ટકી રહે છે ગઢપણુ આવતું નથી અને સ્થાવર જંગમ વિષ તથા શત્રુએ આપેલું ઝેર પણ હાનિ પહોંચાડતું નથી (૨૦)

रौप्य भेदाः

रूप्यं च त्रिविधं प्रोक्तं खनिजं सहजं तथा ।
कृत्रिमं च त्रयो भेदाः कथिताः पूर्वसूरिभिः ॥

भूधरे कुत्र चत्प्राप्तं खन्यमाने च खानिजम् ।
कैलासशिखराज्जातं सहजं तदुदीरितम् ॥
रसवेधेन यज्जातं वंगात्तत्कृत्रिमं मतम् ।
यद्रूप्यं वह्निना तप्तमुज्ज्वलं हि विनिःसरेत् ।
तच्छुद्धं कलधूतं हि सर्वकार्यकरं परम् ॥ २१+२३ ॥

રૂપાના ભેદ

ચાંદી ૨૩ ત્રણ પ્રકારનું છે ખાણનું સહજ અને બનાવટી એવો પૂર્વમુનિઓનો મત છે પર્વતોમાં ખોદવાથી નીકળે તે ખાણનું, કૈલાસ પર્વતનું સહજ; અને બંગવેધથી થાય તે કૃત્રિમ રૂપું ગણાય છે. જે રૂપાને અગ્નિમાં નાખવાથી સફેદ ઉજળું રહે તે ચોખ્ખું સમજવું અને કાળું પડી જાય તે ભેગવાળું (૨૧+૨૩)

रौप्य शोधनं

ताम्रादिसंसर्गभवं त्वशुद्धं रुप्यं हि मिश्रं खलु दोषलं च ।
तच्छोधयेद्वै भसितस्य मूष्यां सीसेन सार्धं रजतं तु ध्मापयेत्
ताराच्च षड्गुणं नागं ध्मापयेद्यत्नतः सुधीः ।
शनैर्विधम्यमानं हि दोषशून्यं प्रजायते ॥
अनेनैव प्रकारेण शोधयेद्रजतं सदा ।
सर्वकार्ये प्रयोक्तव्यं सर्वसिद्धिविधायकम् ॥ २४+२६ ॥

રૂપાનું શોધન

ત્રાંબા વિગેરેના ભેગવાળું રૂપું અશુદ્ધ છે અને નુકસાન કરે છે. માટે તેવા હલકા રૂપાને શોધવું. સીસાની સાથે મૂસમાં ધમણ વડે ધમવાથી શુદ્ધ થાય છે, રૂપાથી છગણું સીસું લઇ મૂસમાં નાખી કોયલામાં મુકી ધમાવવું. વખતો વખત હલાવ્યા કરવું, ધીમેધીમે ધમાવવું. સીસું બધું નાશ પામે એટલે ઠંડું કરવું આવી રીતે શોધેલું રૂપું બધા કામમાં વપરાય છે. ધારેલો ગુણ આપે છે. (૨૪+૨૬)

रौप्य भस्म—मारणं

(१) भागमेकं तु रजतं सूतभागचतुष्टयम् ।
मर्दयेद्दिनमेकं तु सततं निम्बुवारिणा ॥
पेषणाज्जायते पिष्टीर्दिनैकेन तु निश्चितम् ।
मूषामध्ये तु तां मुक्त्वा अधोर्ध्वं गंधकं न्यसेत् ॥
वालुकायंत्रमध्यस्थां दिनैकं तु दृढाग्निना ।
पाचितां तु प्रयत्नेन स्वांगशीतलतां गताम् ॥
तालेनाम्लेन सहितां मर्दितां हि शिलातले ।
ततो द्वादशवाराणि पुटान्यत्र प्रदापयेत् ॥
अनेन विधिना सम्यक् रजतं म्रियते ध्रुवम् ।

(२) तारमाक्षिकयोश्चूर्णमम्लेन सह मर्दयेत् ॥
विंशत्पुटेन तत्तारं भूतीभवति निश्चितम् ।
पुटाधिक्यं हि लोहानां सम्यक् स्याद् गुणकारि च ।
रंजनं कुरुतेत्यर्थं रक्तं श्वेतत्वमादिशेत् ॥ २७+३२ ॥

**રૂપાની ભસ્મ વિધિ ૧**—ચોખ્ખા રૂપાનો ભુકો તોલા ૧૦, શુદ્ધ પારદ તોલા ૪૦ બન્નેને એક દિવસ લિંબુના રસમાં ઘુંટવાથી પિષ્ટિ થાશે એક મૂસમાં ઉપર નીચે ગંધક અને વચમાં એ પિષ્ટી મુકી મૂસનું મોં બંધ કરી વાલુકાયંત્રમાં સખત અગ્નિથી એક દિવસ પકાવી સ્વાંગશીત કરવી પછી તેમાં સરખે વજને હરતાલ નાખી લીંબુના રસમાં ઘુંટી ભઠી આપવી તેવી બાર ભઠી આપવાથી રૂપાની ઉત્તમ ભસ્મ થશે.

**રૂપાની ભસ્મ વિધિ ૨**—રૂપાનો ભુકો અને શુદ્ધ સુવર્ણમાક્ષિકને સાથે ઘુંટી લીંબુના રસમાં એક દિવસ ખલ કરી ભઠી આપવી. ૨૦ ભઠી થી ઉત્તમ ભસ્મ થશે. ધાતુઓને વધુ પુટ-ભઠી આપવાથી ઉત્તમ ગુણકારી થાય છે. અને ધાતુનું રંજન કરે છે. (૨૭+૩૨)

रौप्य भस्म गुणाः

शुद्धं भस्मीकृतं रूप्यं सारघाज्यसमन्वितम् ।
नेत्ररोगानपि सदा क्षयजानुदजानपि ॥
पित्तजान् काससंभूतान् पाण्डुजानुदराणि च ।
दोषजानपि सर्वांश्च नाशयेदरुचिं सदा ॥ ३३+३४ ॥

રૂપાની ભસ્મના ગુણ

આખા દિવસમાં રૌપ્ય ભસ્મની માત્રા ૨ થી ૪ રતિ મધ ઘી સાથે ચાટવી નેત્ર રોગ, ક્ષય, દરસ, પિત્તનાં દરદ, ઉધરસ વિગેરે છાતીના રોગ, પાંડુરોગ, ઉદરરોગ, અરૂચિ વિગેરેને મટાડે (૩૩+૩૪)

ताम्रभेदाः शोधनं

ताम्रं चापि द्विधा प्रोक्तं नेपालं म्लेच्छदेशजम् ।
नेपालदेशमादन्यन्म्लेच्छं तत्कथितं बुधैः ॥
सीसकेन समं ताम्रं रजतेनैव शोधयेत् ।
पश्चान्मारणकं सम्यक् कर्तव्यं रसवादिना ॥ ३५+३६ ॥

ત્રાંબાના ભેદ અને શોધન

ત્રાંબુ નેપાળી અને મ્લેચ્છ બે જાતનું ગણાય છે, નેપાળમાં નિકળનારૂં નેપાળી અને નેપાળ સિવાય બીજે કોઈપણ ઠેકાણે નિકળતું ત્રાંબુ મ્લેચ્છ નામનું ગણાય છે. ત્રાંબાનું શોધન ઉપર બતાવેલા રૂપાના શોધન પ્રમાણે અથવા સીસાના શોધન પ્રમાણે કરવું પછી મારણ કરવું એવો રસવાદીનો મત છે (૩૫+૩૬)

અગ્નિમાં પિગાળી રસ કરીને...માં ઢાળવું બુઝાવવું વળી રસક ઉડી જનારી વસ્તુ જણાવેલ છે બજારના નળીયા અથવા વિલાયતી કેલેમાઇન અગ્નિ ઉપર ઉડી જતું નથી તેમ કોઇ ધાતુરૂપ નથી કે તેનો અગ્નિમાં રસ થાતો નથી. જસતની ભસ્મને ભટ્ટીયો આપી આપી લાલ બનાવી તેનો ઉપયોગ કરવો અથવા તો જસતની ખાણો જ્યાં હોય અને જસત જે માટી સાથે મળેલું હોય તે માટી મેળવી તેમાંથી પથરા વિગેરે ખનિજ પદાર્થ જુદા પાડી શુદ્ધ કરી ઉપયોગમાં લેવું અથવા તો કોઇ પહાડ પર્વતોમાનાં જે માટીમાં જસતનો અંશ જણાય તે માટીને સાફ કરી ખાપરીયાને ઠેકાણે વાપરવી. આ ગ્રન્થકારના લખાણ પ્રમાણે તો **રસક** પીગળનારી વસ્તુ છે અગ્નિથી રસ કરી વનસ્પતિના રસ કે ક્વાથમાં બુઝાવવાનું લખ્યું છે એટલે તે ધાતુ છે એ નક્કી છે વળી આ રસક ધાતુને અગ્નિ ઉપર ઉડી જનારી કહી છે આ બેઇ ગુણ જસત યશદમાં છે. બીજા કોઇ ખનિજ પદાર્થમાં કે નળીયા જેવા કે કાટોડા જેવા ખાપરીયામાં કે કેલેમાઇનમાં કે જસત ઉત્પન્ન થાય છે તે ખાણની માટીમાં આવા ગુણ નથી માટે રસક–ખર્પરની જગ્યાએ જસત વાપરવું એજ સિદ્ધ થાય છે. (૧૧૯+૧૩૩)

इतिश्री पद्मनामसूनुना श्रीयशोधरेण जूनागढवास्तव्येन
विरचिते रसप्रकाशसुधाकरे पंचमोऽध्यायः ॥ ५ ॥



मनःशिलाया भेदाः शोधनं सत्वं गुणाः

भेदाः मनःशिला त्रिप्रकारा श्यामा रक्ता च खण्डिका ।
श्यामा रक्ता मिश्रवर्णा भाराढ्या श्यामिका भवेत् ॥
कणवीरा सुरक्तांगी ताम्राभा सैव शस्यते ।
चूर्णिता याति रक्तांगी गुरुः स्निग्धा च खंडिका ॥
सर्वाः कुलस्थ्यः कथिताः पूर्वं पूर्वं गुणोत्तराः ।

शोधनं– मुनिपत्ररसेनापि शृंगवेररसेन वा ।
भाविता सप्तवारेण विशुध्यति न संशयः ।

सत्वं– सर्पिषा च गुडेनाथ किट्टगुग्गुलुनाथ वा ।
ध्माता तु कोष्ठिकायंत्रे मुंचेत्सत्वं न संशयः ॥

गुण– रसायनवरा सर्वा वातश्लेष्मविनाशिनी ।
सत्वाधिका विषघ्नी च भूतकण्डूक्षयापहा ।
अग्निमांद्यं प्रशमयेत् कोष्ठरोगनिवर्हिणी ॥१६+२१॥

મનશીળ-મણશીળ

લક્ષણ—મનશીળ ત્રણ જાતની થાય છે કાળી મિશ્રરંગની અને રાતી-કાળી મનશીળમાં રાતી ઝાંઇ હોય છે તેના પાસાદાર હાંરપુંવાળા કટકા હોય છે. મિશ્રરંગની અને ત્રાંબાના રંગની પણ હોય છે. લાલ મનશીળ ભાંગવાથી ભુકો રાતી જણાય છે ઉત્તરોત્તર વધુ ગુણવાળી ગણાય છે.

શોધન—અગથીયાના પાનના રસમાં ૭ વાર ઘુંટવાથી અથવા આદુના રસમાં ૭ વાર ઘુંટવાથી શુદ્ધ થાય છે.

સત્વ—ઘી ગોળ કીટોડો અને ગુગળ એ બધી ચીજો મનશીળમાં નાખી ઝીણી ગોળીઓ વાળી કોઠીમાં ધમવાથી સત્વ નિકળે છે.

ગુણ—વાત કફ નાશક વિષહર ભૂતબાધા ખસવાળી ક્ષય મંદાગ્નિ અને કોઠાના દરદ વિગેરેમાં વપરાય છે ઉત્તમ રસાયન છે. ( ૧૬+૨૨ )

अंजनानि तेषां लक्षणं भेदाः शोधनं सत्वं गुणाः

भेदाः—सौवीरं च रसांजनं निगदितं स्रोतोंजनं चैव हि ।
तद्वत् पुष्पमयांजनं तदनु नेत्रीलांजनं कथ्यते ॥
पंचानामपि नामवर्णगुणवद्रूपाणि सम्यग्विधा ।
कथ्यंतेत्र मयापि शोधनमिदं सत्वं मृतिश्चोच्यते ॥

सौवीरं-सौवीराख्यं चांजनं धूम्रवर्णं पित्तास्रघ्नं छर्दिहिध्माव्रणघ्नम् ।
नेत्रव्याधौ शोधने रोपणे च श्रेष्ठं प्रोक्तं वर्णरोगप्रशांत्यै ॥

रसांजनं- पीताभं विषरक्तदोषकदनं श्वासादिहिध्मापहं ।
वर्ण्यं वातविनाशनं कृमिहरं दार्व्युत्थं शोधनम् ॥

स्रोतांजनं– स्निग्धं स्वादु कषायकं विषवमीपित्तास्रनुद्धेदनं
नेत्र्यं हिध्मरुजापहं निगदितं स्रोतांजनं सर्वदा ॥
पुष्पांजनं– सितं स्निग्धं हिमं चैव नेत्ररोगविषापहम् ।
ज्वरघ्नमतिहिध्माघ्नं पुष्पांजनमिहोदितम् ॥
नीलांजनं– रसायनं सुवर्णघ्नं गुरु स्निग्धं त्रिदोषहा ।
नीलांजनं च कथितं लोहमार्दवकारकम् ॥
शोधनं– भृंगराजरसेनैव सर्वाण्येवांजनानि हि ।
विशुध्यंतीह सततं सत्यं गुरुवचो यथा ।
सत्वं– शिलायाः सत्ववत् सत्त्वमञ्जनानां च पातयेत् ॥२२–२८॥

## સુરમાની જાત્ય તથા ગુણ

ભેદ—સૌવીરાંજન, રસાંજન, સ્રોતાંજન, પુષ્પાંજન અને નીલાંજન એમ પાંચ જાતના સુરમાં છે તેના લક્ષણ ગુણ નીચે પ્રમાણે

**સૌવીરાંજન**—ધુમાડાના જેવા રંગનું હોય છે પરંતુ લોહી ઉલટી હેડકી શમક અને કાનનાં દરદમાં હિતકારક છે તથા આંખના રોગમાં શોધન રોપણ તરીકે ઉપયોગ થાય છે

**રસવંતી**—દારૂ હળદરનો ઉકાળો કરી બનાવાય છે કાંઈ પીળાશ પડતી હોય છે પિત્ત વિકાર પરંતુ લોહી શ્વાસ હેડકી વાયુ અને કૃમિ વિગેરેનો નાશ કરે છે કાન્તિ વધારે છે આને રસાંજન કહે છે.

**સ્રોતાંજન**—સ્નિગ્ધ સ્વાદુ તુરૂં વિષ ઉલટી પરંતુ લોહી અને હેડકી વિગેરેને મટાડે છે લેખન છે નેત્રને હિતકારક છે.

**પુષ્પાંજન**—સફેદ હોય છે સ્નિગ્ધ ઠંડુ છે જ્વરઘ્ન હેડકી નાશક નેત્રરોગહર અને વિષ-વિકારને મટાડે છે.

**કાળો સુરમો**—રસાયન સરખું છે સ્નિગ્ધ ત્રિદોષઘ્ન લોઢાને પોચું કરનારૂં અને સોનાને મારનારૂં છે આને નીલાંજન પણ કહે છે.

શોધન—બધાં અંજન સુરમાને ભાંગરાના રસની ભાવના આપવાથી શુદ્ધ થાય છે.

સત્વ—મનશીળના સત્વની પેઠે સુરમાઓનાં સત્વ કઢાય છે (૨૨-૨૮)

## गंत्रकस्य भेदाः शोधनं गुणः प्रयोगः

भेदाः लक्षणं– गंत्रकस्य चतुर्भेदा लक्षिताः पूर्वसूरिभिः ।
श्वेतः पीतस्तथा रक्तः कृष्णश्चेति चतुर्विधः ॥
श्वेतस्तु खटिकाकारो लेपनाल्लोहमारणम् ।
जायते नात्र संदेहो ह्यनुभूतं मया खलु ॥
पीतवर्णो भवेद्यस्तु स चोक्तोऽमलसारकः ।
रसे रसायने श्रेष्ठः शुकपिच्छः स कथ्यते ॥

लाक्षारसनिभो रक्तः शुकतुंडः स कथ्यते ।
धातूनां रंजनं कुर्याद्रसबंधं करोत्यलम् ॥
यः कृष्णवर्णः स तु दुर्लभोऽस्ति नाशं करोतीह जरापमृत्योः ।
संसेवनाद्वज्रसमं शरीरं भवेत्सुकान्तं हि निरामयं च ॥

शोधनं– घटीमध्ये पयः क्षिप्त्वा मुखे वस्त्रं प्रबंधयेत् ।
वस्त्रोपरि वलेच्चूर्णं मुखं रुध्वा शरावतः ॥
भूमौ निधाय तत्पात्रं पुटं दद्यात्प्रयत्नतः ।
विंशत्युपलकैश्चैव स्वांगशीतं समुद्धरेत् ॥
अनेनैव प्रकारेण स्वांगशीतं पुनः पुनः ।
एवं संशोधितो गंधः सर्वकार्यकरो भवेत् ॥

गुण– विपाके मधुरो गंधपाषाणस्तु रसायनः ।
विसर्पकण्डुकुष्ठस्य शमनो दीपनस्तथा ॥
आमाजीर्णप्रशमनो विषहा रसशोषणः ।
सूतस्य वीर्यदः साक्षात्पार्वतीपुष्पसंभवः ॥
कृमिरोगहरः सम्यक् सूतं मूर्च्छयति ध्रुवम् ।
सेवितो बलिराज्ञा यः प्रभूतबलहेतवे ॥
तस्माद्बलिवसेत्युक्तो गंधकोतिमनोहरः ।

प्रयोगः १ शुकपिच्छस्तु मरिचसमांशेन तु कल्कितः ॥
त्रिफला षड्गुणा कार्या मर्दयेत्कृतमालकैः ।
मूलद्रवैस्ततः पीतो हन्ति कुष्ठान्यनेकशः ॥
तन्मूलसलिले घृष्टं वपुस्तेनाथ लेपितम् ।
कुष्ठान्येव निहन्त्याशु सद्यः प्रत्ययकारकम् ॥

प्रयोगः लेपः २– संशुद्धगंधकं चैव तैलेन सह पेषयेत् ।
अपामार्गक्षारतोयैस्तैलेन मरिचेन च ॥
विलिप्य सकलं देहं तिष्ठेत्सूर्यातपेषु च ।
भोजयेत्तक्रभक्तं च तृतीये प्रहरे खलु ॥
वह्निना स्वेदयेद्रात्रौ प्रातरुत्थाय मर्दयेत् ।
महिषस्य पुरीषेण स्नायाच्छीतेन वारिणा ॥
स्नानं कुर्यादुपस्येवं कण्डूः पामा च नश्यति ।
दृष्टप्रत्ययोगोयं कथितोत्र मया खलु ।
नाशयेच्चिरकालोत्था कुष्ठपामाविचर्चिकाः ॥

प्रयोगः तैल ३-- कलांशव्योपसयुक्तं शुद्धगंधकचूर्णकम् ।
वस्त्रे वितस्तिमात्रे तु गंधचूर्णं सतैलकम् ॥
विलिप्य वेष्टयित्वा च वर्तिं सूत्रेण वेष्टयेत् ।
धृत्वा सदंशतो वर्तिमध्यं प्रज्वालयेच्च ताम् ॥
विद्रुतः पतते गंधो बिंदुशः काचभाजने ।
तां द्रुतिं प्रक्षिपेत्पत्रे नागवल्ल्यास्त्रिबिन्दुकाम् ॥
रसं वल्लमितं तत्र दत्वांगुल्या विमर्दयेत् ।
तत्सर्वं भक्षयेत्पश्चाद् गोदुग्धं चानु संपिबेत् ॥
कामस्य दीप्तिं कुरुते क्षयपाण्डुविनाशनम् ।
ग्रहणीं नाशयेद् दुष्टां शूलार्तिश्वासकासकम् ॥
आमाजीर्णं प्रशमयेल्लघुत्वं च प्रजायते ।
गंधकस्य गुणान्वक्तुं शक्तः कः शंभुना विना ॥२९-५३॥

**ભેદ**—સફેદ પિળો લાલ અને કાળો એમ ગધક ચાર પ્રકારનો થાય છે સફેદ ગંધક ખડીના આકારનો થાય છે ધાતુઓ ઉપર ચોપડી ભઠ્ઠી આપવાથી ધાતુનું મારણ કરે છે એમાં સંદેહ નથી અનુભવેલું છે. પીળો ગંધક બે પ્રકારનો થાય છે એક લાકડીયો અને બીજો આમલસારો. પહેલો લેપમાં અને દારૂ બનાવવામાં વપરાય છે બીજો દવામાં ખાવામાં આવે છે તે શુકપિચ્છ કહેવાય. લાલ-ગંધક અળતાના જેવા રંગનો હોય છે તે શુકતુંડ કહેવાય છે ધાતુનું રંજન કરવામાં અને પારાને બાંધવામાં આ ઉપયોગી થાય છે કાળો-ગંધક અલભ્ય છે તે વૃદ્ધાવસ્થા અને અકાળમરણને મટાડે છે શરીરને વજ્ર જેવુ દ્રઢ નીરોગી અને કાંતિયુક્ત કરે છે.

**શોધન**—એક તપેલામાં દુધ ભરી તેને મોઢે મલમલનું કપડું બાંધી કપડા ઉપર ગંધકનો ભુકો પાથરી તેના ઉપર એક કુંડું ઉંધું ટાંકી જમીનમાં ખાડો ગાળી તેમાં એ તપેલું મુકી કુંડા ઉપર ૨૦ છાણાનો અગ્નિ દેવો સ્વાંગશીત થયે દુધમાંથી ગંધક કાઢી લેવો એવી રીતે ૨૧ વખત શોધવાથી ખાવા લાયક સર્વદોષરહિત ગંધક થાય.

ગુણ—પાકમાં મધુર છે ખજવાળ કુષ્ઠ આમ અજીર્ણ વિષવિકાર હરસ કૃમિરોગ વિગેરે દરદોને મટાડે છે પારદનું શોષણ કરનારો છે. પારદમાં અધિક બળ આપનારો છે. પારદને મૂર્છા પમાડનારો છે. બળી રાજાએ અધિક બળ મેળવવા માટે ગંધક સેવ્યો હતો તેથી ગંધકનું નામ બલિવસા પડ્યું છે.

**પ્રયોગ ૧ ચૂર્ણ**—ગંધક તોલા ૧૦ મરી તોલા ૧૦ હરડે તોલા ૨૦ બેડાં તોલા ૨૦ અને આમળાં તોલા ૨૦ એ બધા સાથે ખાંડી ગરમાળાના મૂળના રસની ત્રણ ભાવના દઈ તૈયાર કરવું સવાર સાંજ બેઆની ભારથી માંડી અર્ધો તોલો સુધી ચૂર્ણ મોમાં નાખી ઉપર ગરમાળાનાં મૂળનો રસ પીવો અને એ ચૂર્ણ ગરમાળાના મૂળના રસમાં વાટી શરીરે ચોપડવું તો ચાળીસ દિવસમાં ભયંકર કોઢ મટે તથા અઢારે પ્રકારનાં કુષ્ઠને નાબુદ કરે.

પ્રયોગ ૨ લેપ—શોધેલો ગંધક અને કાળાં મરીને તેલમાં મેળ જેવા વાટી પછી અઘેડાના ખારના પાણીમાં વાટી લેપ જેવું કરી આખે શરીરે ચોપડી સૂર્યને તડકે રહેવું બપોર પછી બે બજ્યે છાસ ચોખા ખાવા રાત્રે તાપણી તાપવી સવારમાં ઉઠી પાકાનું છાણ આખે શરીરે ચોપડવું અને ટાઢે પાણીયે ન્હાવું પછી ગંધક તેલ ચોપડી ઉને પાણીયે ન્હાવું એ રીતે હમેશાં કરવાથી ૩ દિવસમાં લાંબા વખતના ખજવાળ ખસ કરોળીયા વિગેરે કુષ્ઠ વિકાર મટે છે આ પ્રયોગ અનુભવેલો છે.

પ્રયોગ ૩ તેલ તથા દ્રુતિ—દ્રુતિ–ગંધક તોલા ૧૬ અને ત્રિકટુ તોલો ૧ સાથે મેળવી એક દિવસ ઘુંટવું પછી તેલમાં કાલવી એક વેંત વચમાં પોળા સફેદ કપડા ઉપર ચોપડી વાટ જેવું વણવું તેના ઉપર દોરા બાંધવા પછી એ વાટને સાણસીથી વચમાં પકડી નીચેથી સળગાવી હેઠે કાચનું વાસણ રાખવું એ પ્રમાણે પિગળેલો–તેલ રૂપ બનેલો ગંધક ટીપે ટીપે પડશે આ દ્રુતિના ત્રણ ટીપાં નાગરવેલના પાનપર નાખી તેમાં એક શુદ્ધ પારદ નાખી આંગળી વતી ઘસવું એટલે પારો મળી જશે તે પાન ખાઇ જવું ઉપર ગાયનું દુધ શેકડું અથવા સાકરવાળું પીવું કામ જાગૃત થાય શક્તિ આવે છે ક્ષય પાંડુ સંગ્રહણી શૂળ શ્વાસ આમાજીર્ણ વિગેરે દરદો મટે છે શરીર હળવું થાય છે. ગંધકના અલૌકિક ગુણ શંકર વિના બીજું કોઈ વર્ણવી શકે નહી (૨૯-૫૩)

कंकुष्ठ वर्णनं शोधनं गुणः

भेदः– पर्वते हिमसमीपवर्तिनि जायतेतिरुचिरं कंकुष्ठकम् ।
एकमेव नलिकाभिधानकं रेणुकं तदनु चापरं भवेत् ॥
पीतवर्णमसृणं च वै गुरु स्निग्धमुत्तमतरं प्रचक्षते ।
श्यामपीतमविहीनसत्वकं रेणुकं हि कथितं द्वितीयकम् ॥
वदन्ति कंकुष्ठमथापरे हि सद्यः प्रसूतस्य च दंतिनः शकृत् ।
तत्कृष्णपीतं भवतीव रेचनं तृतीयमाहुर्विबुधा भिषग्वराः ॥
चतुर्थकंकुष्टमिहैव वाजिनां नालं हि केचित्प्रवदन्ति तज्ज्ञाः ।
यद्धस्तिजं श्वेतमथातिपीतं विरेचनं तत्प्रकरोति शीघ्रम् ॥
रसायने श्रेष्ठतरं रसे च सत्वेन युक्तं खलु गौरवान्वितम् ।
शोधनं– शुंठ्यम्भसा भावितमेव शुद्धिं कंकुष्ठमायाति हि सत्यमुक्तम् ॥
गुणः– कंकुष्ठकं तिक्तकटूष्णवीर्यं विशेषतो रेचनकं करोति ।
गुदार्तिगुल्मव्रणशूलहृत्परं प्रचक्षते शास्त्रविदः पुराणाः ॥
प्रयोगः– सत्वाकृष्टिर्न च प्रोक्ता यस्मात्सत्वमयं हि तत् ।
यवमात्रं भजेदेनं विरेकार्थं न संशयः ॥
क्षणादामज्वरं हंति जाते सति विरेचने ।
तांबूलेन समं चैवं भक्षितं सारयेद् ध्रुवम् ॥

कंकुष्ठविषोपाय– वब्बूलमूलिकाक्वाथं सौभाग्याजाजिसंयुतम् ।
भूयो भूयः पिवेद्धीमान् विषं कंकुष्ठजं जयेत् ॥५४-६२॥

## પીળીયો

**વર્ણન**—હિમાલય નજીકના પર્વતમાં પીળીયો નિકળે છે એક ભુંગળીના જેવો આવે છે અને એક ભુકાના રૂપમાં આવે છે પીળીયો કાળાશ પડતા પીળારંગનો હોય છે તે ગુણમાં હલકો છે કેટલાક કહે છે તુરત જન્મેલા હાથીના બચ્ચાની વિષ્ટા તે પીળીયો છે, કેટલાક ઘોડાના નાળને પીળીયો કહે છે સફેદ પડતો પીળો પીળીયો જલદી જુલાબ લાવે છે તે રસ રસાયનમાં વાપરવા લાયક છે.

**શોધન**—સુંઠના કાટાની ભાવના આપવાથી પીળીયો શુદ્ધ થાય છે પીળીયો સત્વરૂપજ છે તેથી તેનું સત્વ કાઢવાની જરૂર નથી.

**ગુણ**—પીળીયો કડવો તીખો ઉષ્ણવીર્ય ગુદાની પીડા ગુલ્મ ગુમડાં શુળ તાવ અને આમજ્વર વિગેરેને મટાડે છે તથા જુલાબ લગાડે છે.

**પ્રયોગ**—અધોડી ભારની માત્રા નાગરવેલનાં પાન સાથે ખવરાવવાથી જુલાબ લાગશે આમજ્વર જીર્ણજ્વર અને આદીનો તાવ ઉતરે

**પીળીયાના વિષનો ઉપાય**—પીળીયો વધુ ખાઈ જવાથી બહુ જુલાબ લાગે બીજા કોઇ ઉપદ્રવ થાય તો બાવળના મૂળની છાલ પાણીમાં ઉકાળી તેમાં બે માસા ફુલાવેલ ટંકણ અને પાવલીભાર જીરાનો ભુકો નાખી વખતો વખત પાવાથી આરામ થાશે. (૫૪+૬૨)

कासीसमेद्य गुणाः

भेदः– कासीसं प्रथमं हि सैकतमिदं पुष्पाख्यमन्यत्तथा
क्षाराम्लं गुरु धूम्रव्रणविषहृन् वीर्योष्णकं रागदम् ॥
श्वित्रघ्नं सुखकेशरंजनकरं तत्सैकतं पूर्वकं
पुष्पाख्यं ह्यपरं गुणैश्च सहितं सेव्यं सदा रोगहृत् ॥
पुष्पाभिधं च कासीसं प्रसिद्धं नेत्ररोगहा ।
सोष्णवीर्यं कषायाम्लं विषघ्नं श्लेष्मनाशनम् ।
व्रणहृत्क्षयरोगघ्नं पटरंजनकं परम् ॥

शोधनं–सत्वं भृंगराजरसे स्विन्नं निर्मलं हि प्रजायते ।
सौराष्ट्रीसत्ववत्सत्वमेतस्यापि समाहरेत् ॥

प्रयोगः– कासीसं भस्म कांतस्य चोभयं समभागिकम् ।
वराविडंगसंयुक्तं घृतक्षौद्रप्लुतं प्रगे ॥
भक्षितं हंति वेगेन पांडुयक्ष्माणमेव च ।
प्लीहं गुल्मं गुदे शूलं मूत्रकृच्छ्राण्यशेषतः ॥
सेवितं सर्वरोगघ्नं रसायनविधानतः ।

अग्निसंधुक्षणं कुर्यात् वलीपलितनाशनम् ।
आमाजीर्णभवान् रोगान् निहंत्येव न संशयः ॥६३+६९॥

### હીરાકસી

**ભેદ**—એક સાદી હીરાકસી છે અને બીજી પુષ્પકાસીસ છે બન્નેમાં ગુણ સરખા છે પણ બીજી વધુ સારા ગુણવાળી ગણાય છે ખારી ખાટી ધુંવાડાના જેવા રંગની વિષહર ઉષ્ણવીર્ય રંગ આપનારી સફેદકોઢ મટાડનારી અને કેશનું રંજન કરનારી છે પુષ્પકાસીસ નેત્રરોગ મટાડવામાં પ્રસિદ્ધ છે ગુમડાં ક્ષયરોગ વિગેરેમાં વપરાય છે તથા કપડાં રંગવાના કામમાં આવે છે.

**શોધન**—સત્વ ભાંગરાના રસમાં નાખવાથી શુદ્ધ થાય છે ફટકડીની પેઠે આનું પણ સત્વ નીકળે છે.

**પ્રયોગ**—શુદ્ધ હીરાકસી અને કાંતલોહની ભસ્મ બન્ને સરખે ભાગે મેળવી રાખવાં તથા હરડે બેડાં આંમળાં અને વાવડીંગ એનો સરખે ભાગે ભુકો કરી રાખવો ઉપલા રસાયનની માત્રા ૩ રતીમાં આ ચૂર્ણ તોલો ૦૧ મેળવી મધ ઘી સાથે ચાટી ઉપર દુધ પીવું પાંડુરોગ ક્ષય બરલ ગુલ્મ ગુદાનું શુળ બધા મુત્રકૃચ્છ આમ અને અજીર્ણના બધા દરદોને મટાડે છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે વળીયાં પળીયાનો નાશ કરે ( ૬૩+૬૯ )

नवसारगुणः

उद्दिष्टं नवसाराख्यं लवणं चुल्लिकाभिधम् ।
लोहद्रावणकं प्रोक्तं रसजारणकं तथा ॥
वह्निं च दीपयत्याशु गुल्मप्लीहामयापहम् ।
मांसादिजारणं सम्यक् भुक्तपाकं करोति तत् ॥७०-७१॥

નવસારને ચુલ્લિકા લવણ પણ કહે છે ધાતુને પિગાળવામાં તથા પારાનું જારણ કરવામાં કામ આવે છે ખવરાવવાથી જઠરાગ્નિને પ્રદીપ્ત કરે છે ગુલ્મ બરલ વિગેરેને મટાડે છે માંસાદિને પિગાળી નાખે છે અને ખોરાકને પચાવે છે. ( ७०+७१ )

वराटिका लक्षणं गुणः

लक्षणं— पीता वराटिका या तु सार्धनिष्कप्रमाणिका ।
श्रेष्ठा सैव बुधैः प्रोक्ता टंकभारा हि मध्यमा ।
पादोनटंकभारा या कथ्यते सा कनिष्ठिका ॥
गुणः— रसे रसायने प्रोक्ता परिणामादिशूलनुत् ।
ग्रहणीक्षयरोगघ्नी वीर्योष्णा दीपनी मता ॥
वृष्या दोषहरी नेत्र्या कफवातविनाशिनी ।
रसेन्द्रजारणे शस्ता विडमध्ये सदा हिता ॥
स्थूला वराटिका प्रोक्ता गुरुश्च श्लेष्मपित्तहृत् ।
शोधनं— स्वेदिता धारनालेन यामाच्छुद्धिमवाप्नुयात् ॥७२+७६॥

### કોડી

**ભેદ**—પીળી કોડી પોણા તોલાની ઉત્તમ ગણાય. અર્ધા તોલાની મધ્યમ અને છઆની ભારની હલકી ગણાય છે.

ગુણ—રસ રસાયનમાં વપરાય છે પરિણામ શૂળ સંગ્રહણી ક્ષયરોગ કફ વાયુ અને નેત્રરોગ વિગેરેને મટાડે છે ઉષ્ણવીર્ય છે જઠરાગ્નિ દીપક છે શક્તિપ્રદ પારદ જારણમાં અને બિડમાં ઉપયોગી છે મોટા કોડા ગરિષ્ટ અને કફ પિત્ત કરનારા છે.

**શોધન**—ધાન્યામ્લમાં સુરકામાં ત્રણ કલાક બાફવાથી કોડી શુદ્ધ થાય છે. (૭૨+૭૬)

हिंगूलः दरदः गुणः शोधनं

भेदः–गुणः– दरदः शुकतुंडाख्यो हंसपाकस्तथापरः ।
चर्मारः प्रथमः प्रोक्तो हीनसत्वः स उच्यते ॥
प्रवालाभः शलाकाढ्यः उत्तमो हंसपाककः ।
दीपनः सर्वदोपघ्नो हिंगुलोतिरसायनः ॥
सर्वरोगहरः साक्षात् द्रावणे संप्रशस्यते ।
यथा षड्गुणगंधेन जारित रसराजकः ॥
दरदाकर्पितः सूतो गुणैरेवंविधो भवेत् ।
शोधनं– कुष्माण्डखण्डमध्ये तु स्वेदितो लकुचाम्बुना ।
सकृत् संजायते शुद्धः सर्वकार्येषु योजयेत् ॥७७–८०॥

### હિંગળો

**ભેદ ગુણ**—શુકતુંડ અને હંસપાક બે જાતનો હિંગળો છે પરવાળા જેવો સળીયું સળીયું ડાંખળાંવાળો હંસપાક રૂમી સીંગરફ ઉત્તમ ગણાય છે. હિંગળો દીપન સર્વદોષઘ્ન રસાયન સર્વ રોગ નાશક છે, દ્રાવણમાં ઉપયોગી છે હિંગળામાંથી કાઢેલો પારો ષડ્ગુણ ગંધક જારિત રસસિંદૂરના જેવોજ ગુણમાં ઉત્તમ ગણાય છે.

**શોધન**—કોળાની છાલ ઉતારી તેના કટકા કરી વચમાં હીંગળાનો કટકો મુકી બીજોરાના રસની બાફ આપવાથી અથવા તસખલ્વમાં હીંગળાને ખરલ કરી તેમાં કોળાનો રસ તથા બીજોરાના રસમાં એક દિવસ ઘુંટવાથી બધા કામમાં વાપરવા લાયક બને છે (૭૭+૮૦)

गैरिकं भेदः गुणाः

पापाणगैरिकं चैकं द्वितीयं स्वर्णगैरिकम् ।
पापाणगैरिकं प्रोक्तं कठिनं ताम्रवर्णकम् ॥
अत्यंतशोणितं स्निग्धं मसृणं स्वर्णगैरिकम् ।
स्वादु तिक्तं हिमं नेत्र्यं कपायं रक्तपित्तनुत् ॥
हिक्कावमिविपघ्नं च रक्तघ्नं स्वर्णगैरिकम् ।
पापाणगैरिकं चान्यत् पूर्वस्मादल्पकं गुणैः ॥

गैरिकं तु गवां दुग्धैर्भावितं शुद्धिमृच्छति ।
गैरिकं सत्वरूपं हि नन्दिना परिकीर्तितम् ॥ ८१–८४ ॥

ગેરૂ

ભેદ ગુણ શોધન—એક ધુડીયો ગેરૂ અને બીજો સોનાગેરૂ છે ધુડીયો ગેરૂ કઠણ પથરા જેવો અને ત્રાંબા જેવા ઘેરા રાતા રંગનો છે સોનાગેરૂ બહુ લાલ સુંવાળો અને પોચો છે સ્વાદવાળો જરા કડવો જરા કડછો ઠંડો નેત્રને હિતકર પડતા લોહીને અટકાવનાર હેડકી ઉલટી અને વિષવિકારને મટાડનાર છે ધુડીયો ગેરૂ સોનાગેરૂ કરતાં ગુણમાં ઓછો છે ગાયના દુધની ભાવના દેવાથી બેઉ ગેરૂ શુદ્ધ થાય છે ગેરૂ સત્વ રૂપજ છે એમ નંદિ નામના વિદ્વાને કહ્યું છે. (૮૧+૮૪)

साधारणरसाः अंबरं गिरिसिंदूरं बोदारः विडः

अंबरं– समुद्रेणाग्निनक्रस्य जरायुर्वहिरुज्झितः ।
रवितापेन संशुष्कः सोऽग्निजार इति स्मृतः ॥
त्रिदोषशमनो ग्राही धनुर्वातहरः परः ।
वर्धनो रसवीर्यस्य जारणः परमः स्मृतः

गिरिसिंदूरं महागिरौ शिलान्तस्थो रक्तवर्णश्च्युतो रसः ।
सूर्यातपेन संशुष्को गिरिसिंदूरसंज्ञितः ॥
रसबंधकरो भेदी त्रिदोषशमनस्तथा ।
देहलोहकरो नेत्र्यो गिरिसिंदूर ईरितः ॥

बोदारः– भवेद्गुर्जरके देशे सदलं पीतवर्णकम् ।
अर्बुदस्य गिरेः पार्श्वे नाम्ना बोदारशृङ्गकम् ॥
नागसत्वं लिंगदोषहरं श्लेष्मविकारनुत् ।
रसबन्धकरं सम्यक् श्मश्रूरंजनकं परम् ॥

साधारण रसशोधनं – साधारणरसाः सर्वे बीजपूररसेन वै ।
त्रिवारं भाविताः शुष्का जायंते दोषवर्जिताः ॥

विडः– विडं हि कथ्यते तद्वत्सर्वदोषहरं परम् ॥ ८५+९३ ॥

અંબર—મોટા મઘરમચ્છની ઓર અથવા કેટલાકની માન્યતા પ્રમાણે મઘરમચ્છ મદોન્મત્ત થઇ ઓગાળે છે ત્યારે તેનાં ગોદાના ફીણ સમુદ્રના પાણી સાથે તણાઇ કાંઠે આવે છે તે સૂર્યને તડકે સુકાય છે એ અંબર છે. તે ત્રિદોષનું શમન કરે છે સંગ્રહણીને મટાડે છે ધનુર્વાને તથા આંચકી સન્નિપાતને શાંત કરે છે પારદના બળને વધારે છે જારણમાં ઉત્તમ છે શક્તિપ્રદ અને વીર્યવર્ધક છે.

ગિરિસિંદૂર—પહાડી સિંદૂર–મોટા પર્વતોમાં શિલાઓની અંદરથી લાલ રંગનો રસ બહાર આવી સૂર્યને તડકે સુકાય છે તે સિંદોરના જેવા રંગનો પહાડી સિંદોર કહેવાય છે તે પારદને બાંધે છે દસ્ત લાવે છે ત્રિદોષનું શમન કરે છે નેત્રને હિતકર છે અને દેહને લોહ સરખો કરે છે.

બોદાર—ગુજરાતમાં આબુ પર્વતની તળેટીમાં બોદાર નિકળે છે તેને પડ હોય છે આમાં સીસાનો ભાગ હોય છે બોદાર નાગસત્વ સીસાનું સત્વ કહેવાય છે ઉપદંશ અને ગુમડા વિગેરેના મલમમાં પડે છે કફનાશક છે પારાને બાંધે છે અને દાઢી વિગેરેના વાળ કાળા કરવાના કલપોમાં પડે છે.

બિડ—આ એક મીઠાની જાત છે આને બિડલુણ પણ કહે છે ગૌમુત્ર સાથે આપવાથી કફનાં દરદ મટે છે ઘીની સાથે પિત્તનાં દરદ અને સરસીયાં તેલની સાથે દેવાથી વાયુ મટે છે બે આની ભારની માત્રા છે.

બધા સાધારણ રસનું શોધન—બધા સાધારણ રસ તેમાનાં કોઈનું પણ શોધન કરવું હોય તેને ખાંડી બીજોરાના રસની ત્રણ ભાવના દેવી એટલે શુદ્ધ થાય છે (૮૫+૯૨)

इतिश्री पद्मनाभसूनुना श्रीयशोधरेण जूनागढवास्तव्येन

विरचिते रसप्रकाशसुधाकरे षष्ठोऽध्यायः ॥ ६ ॥



# ॥ सप्तमोध्यायः ७ ॥

नव रत्नानि

माणिक्यं मौक्तिकं चैव विद्रुमं तार्क्ष्यं पुष्पकम् ।
वज्रं नीलं च गोमेदं वैडूर्यं च क्रमेण हि ॥
सुजातिगुणसम्पन्नं रत्नं सर्वार्थसिद्धिदम् ।
दाने रसायने चैव धारणे देवतार्चने ॥ १+२ ॥

નવ રત્નો

માણેક (ચુની), મોતી, પરવાળાં, તીક્ષ્ર્ય-પન્ના, પુષ્પક પોખરાજ, હીરો, નીલમણી નીલમ, ગોમેદમણિ-પીળું રત્ન, વૈડૂર્યમણી લસણીયો આ નવ રત્ન અથવા મણિ કહેવાય છે સારી જાતવાળું ગુણવાળું રત્ન દાનમાં રસાયનમાં પહેરવામાં અને દેવતાર્ચનમાં વાપરવાથી સિદ્ધિ આપે છે. ( ૧+૨ )

माणिक्यं पद्मरागः

भेदः– पद्मरागाभिधं श्रेष्ठं प्रथमं तदुदीरितम् ।
द्वितीयं नीलगन्धि स्याद् घनं रक्तं सुशोभनम् ॥
उत्तमलक्षणं– महच्च कमलच्छायं स्निग्धं स्वच्छं गुरु स्फुटम् ।
समं वृत्तायतं गात्रे माणिक्यं चोत्तमं मतम् ॥
गंगोदकसमुद्भूतं नीलगर्भारुणच्छवि ।
माणिक्यं पूर्ववच्छायं नीलगंधि तदुच्यते ॥
अधमलक्षणं– माणिक्य चाप्यधा नेष्टं सच्छिद्रं मलिनं लघु ।
कर्कशं चिपिटं वक्रं सूक्ष्मं चाविशदं तथा ॥
गुणः– संदीपनं वृष्यतमं हि रूक्षं वातापहं कर्मरुजापहं च ।
भूतादिदोषत्रयनाशनं परं राज्ञां सदा योग्यतमं प्रशस्तम् ॥३–७॥

**ભેદ ઉત્તમ લક્ષણ**—પદ્મરાગ અને નીલગંધિ એમ બે જાતનાં માણેક હોય છે આકારમાં મોટું કમળ પુષ્પ સરખા રંગવાળું લંબગોળ આકારનું સુંવાળું સ્વચ્છ વજનદાર સ્પષ્ટ કાંતિવાળું પદ્મરાગ જાતનું માણેક કહેવાય છે. ગંગા નદીમાં તથા તેના કિનારા પર થતું આસમાની રંગની ઝાંયવાળા અરૂણવર્ણના રંગનું સ્વચ્છ લાલ વજનદાર લંબગોળ અને ઉત્તમ કાંતિવાળું નીલગંધી જાતનું માણેક કહેવાય છે.

**હલકું માણેક**—કાણાવાળું મેલું વજનમાં હળવું બરડ ચપટું વાંકું ઝીણું નિર્મળ કાંતિવિનાનું તે હલકું ગણાય છે.

ગુણ—જઠરાગ્નિદીપક પૌષ્ટિક રૂક્ષ વાતનાશક ભૂતબાધા વાત પિત્ત કફનાશક અને રાજાઓએ પહેરવા યોગ્ય છે. (૩+૭)

मौक्तिकं

उत्तमं— ह्लादि श्वेतं रश्मिमन्निर्मलं च वृत्तं स्थातं मौक्तिकं तोयभासम् ।
स्निग्धं ताल्ये गौरवं चेन्महत्तद्विगैरेतैर्लक्षितं तच्च शुद्धम् ॥
अधमं— रूक्षांगं चेन्निष्प्रभं श्यावताम्रं चार्धं शुभ्रं ग्रंथिलं मौक्तिकं च ।
क्षाराभासं वैकटं युग्मकं च दोषैर्युक्तं सर्वथा त्याज्यमेभिः ॥
गुणाः— कासं श्वासं वह्निमांद्यं क्षयं च हन्याद् वृष्यं बृंहणं पित्तहारि ।
दाहश्लेष्मोन्मादवातादिरोगान् हन्यादेवं सेवितं सर्वकाले ॥८–१०॥

मोती

**ઉત્તમ**—જે મોતીને જોતાં મનમાં આનંદ થાય તેવું નિર્મળ કિરણોવાળું સફેદ ગોળાકાર પાણીના બિંદુ જેવી કાંતિનું સુંવાળું વજનમાં ભારે તથા એવા બીજા ઉત્તમ ગુણવાળું મોતી વખણાય છે.

**હલકું**—ખરસટ કાંતિ વિનાનું કાળી રાતી ઝાંઇવાળું ફાડીયા આકારનું ધોળું ગાંઠયું ગાંઠયુંવાળું મીઠાના કાંકરા જેવું, દેખાવમાં વાંકુંચુંકું અને બે સાથે જોડાયેલ હોય એ મોતી હલકું ગણાય છે.

ગુણ—ઉધરસ શ્વાસ મંદાગ્નિ ક્ષય પિત્ત દાહ કફ ઉન્માદ અને વાનાં દરદ વિગેરેનો નાશ કરે છે વૃષ્ય પૌષ્ટિક અને ગરમી નાશક છે. ( ૮+૧૦ )

विद्रुमं प्रवलं

उत्तमं— स्निग्धं स्थूलं पक्वबिम्बीफलाभं वृत्तं दीर्घं निर्व्रणं चाप्यदीर्घम् ।
ख्यातं सद्भिः सप्तधा विद्रुमं च दोषैर्मुक्तं सर्वकार्येषु शस्तम् ॥
अधमं— रूक्षं श्वेतं सव्रणं धूसरं च निर्भारं चेच्छुल्ववर्णं प्रवालम् ।
दोषैर्युक्तं कोटरैरावृतं च नेष्टं सद्भिर्भक्षणे धारणे च ॥
गुणाः— पित्तास्रघ्नं श्वासकासादिरोगान् हन्यादेवं दुर्निवारं विषं च ।
भूतोन्मादान्नेत्ररोगान्निहन्यात् सद्यः कुर्याद्दीपनं पाचनं च
॥ ११+१३ ॥

પરવાળાં

**ઉત્તમ**—સુંવાળાં જાડાં પાકેલાં ટીંડારાના જેવા રંગનાં ગોળાકાર કાણાવિનાનાં અને બહુ લાબાં નહી એવાં સાત ગુણવાળાં પરવાળાં ઉત્તમ ગણાય છે.

**હલકાં**—ખરસટ ધોળાં કાણાંકાણાંવાળાં ભુખરાં વજનમાં હળવાં ત્રાંબાના જેવા ભુખરા રંગનાં ખાડાખાડાવાળાં પરવાળાં હલકાં છે તે પહેરવામાં અને ખાવામાં વાપરવાં નહી.

ગુણ—પડતા લોહીને અટકાવે શ્વાસ ખાંસી વિષવિકાર ભૂતોન્માદ નેત્રરોગ વિગેરેને મટાડે જઠરાગ્નિને વધારે અને ખોરાક પચાવે. ( ૧૧+૧૩ )

तार्क्ष्यं

उत्तमं— तार्क्ष्यं स्निग्धं भासुरं शष्पवर्णं गात्रैः शुद्धं भारवद्रश्मियुक्तम् ।
एते मोक्ता सप्तसंख्या गुणा वै दाने शस्तं भक्षणे धारणे च ॥

अधमं— नीलं श्वेतं कर्कशं श्यावलक्षं वक्रं कृष्णं चिप्पटं भारहीनम् ।
दुष्टं तार्क्ष्यं चौपत्रेनोपयोज्यं कासं श्वासं सन्निपाताग्निमांद्यम् ।
शोफं शूलं जूर्तिरोगं विषं च दुर्नामानं पाण्डुरोगं निहन्यात्
॥ १४+१६ ॥

पन्नां—पानां

ઉત્તમ—સુંવાળાં તેજસ્વી લીલા ઘાસના જેવા શુદ્ધ લીલા રંગનાં ડાઘાડુઘી વિનાનાં વજનદાર અને જેમાંથી તેજનાં કિરણો નિકળતાં હોય એવાં પાનાં ઉત્તમ ગણાય છે.

હલકાં—આસમાની કે સફેદ ઝાંઇવાળાં ખરસટ કાળાશ પડતાં વાંકું કાળાં ચપટાં અને વજનમાં હળવાં એ હલકાં ગણાય છે.

ગુણ—શ્વાસ ખાંસી સન્નિપાત મંદાગ્નિ સોજા શૂળ તાવ વિષવિકાર હરસ અને પાંડુરોગ એટલાં દરદને મટાડે છે. (૧૪+૧૬)

पुष्परागम्

उत्तमं— स्वच्छं स्थूलं पुष्परागं गुरु स्यात्स्निग्धं वर्णे कर्णिकारमसूनम् ।
तच्चावक्रं मसृणं कोमलं च लिंगैरेतैः शोभनं पुष्परागम् ॥
अधमं— रूक्षं पीतं कर्कशं श्यामलं च पाण्डु स्याद्वा कापिलं तोयहीनम् ।
दोषैर्युक्तं निष्प्रभं पुष्परागं नो सेव्यं तन्नैव देयं द्विजेभ्यः ॥
गुणाः— कुष्टं छर्दिं श्लेष्मवातौ निहन्ति मंदाग्नीनामेतदेव प्रशस्तम् ।
दाहे कृच्छ्रे दीपनं पाचनं च तस्मात्सेव्यं सर्वकालं मनुष्यैः
॥ १७+१९ ॥

પોખરાજ

ઉત્તમ—સ્વચ્છ મોટું વજનદાર સુંવાળું કરેણના ફુલના જેવા રંગનું વાકુંચુંકું નહી એવું સુંવાળું અને લીસું એવું પોખરાજ ઉત્તમ છે.

અધમ—ખરસટ પીળાશ પડતું કાળી ઝાંઇવાળું પાંડુ રંગનું કાબરચિત્રા રંગનું પાણી વિનાનું અને કાંતિ વિનાનું હલકું ગણાય છે તે ખાવામાં કે દાનમાં વાપરવું નહી.

ગુણ—કુષ્ટ ઉલટી કફ વાયુ મંદાગ્નિ દાહ અને મૂત્રકૃચ્છ વિગેરેને મટાડે છે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે અને ખોરાક પચાવે (૧૭+૧૯)

हीरकः—वज्रं

भेदः— सर्वेषु रत्नेषु मता वरिष्ठं सूत्यैर्गरिष्ठं त्रिविधं हि वज्रम् ।
नरश्च नारी च तथा तृतीयं तेषां गुणान्वच्मि समासतो हि ॥
पूर्वं पूर्वं श्रेष्ठमेतन्मतं हि द्रव्याद् वीर्यान् पाकतश्च प्रभावात् ।
तेषां वर्गा जातयश्च प्रभेदाः कथ्यंतेऽत्र शास्त्रतश्चापरत्वान् ॥
श्वेतादिकं वर्णचतुष्टयं हि सर्वेषु रत्नेषु च कथ्यते बुधैः ।
स्युर्ब्राह्मणक्षत्रियवैश्यशूद्रास्ते जातयो वै क्रमतश्च वर्णाः ॥

पुंवज्रं यत्प्रोच्यते चाष्टधारं षट्कोणं चेदिंद्रचापेन तुल्यम् ।
अंह्री चेत्स्युः फालका भासुरं वै पूर्वं श्रेष्ठं सर्वदोषापहं स्यात् ॥
स्त्रीवज्रं चेत्ताद्दशं वर्तुलं हि किंचिच्चैवं चिप्पटं कर्कशं च ।
कोणाग्रं वै कुंठितं वर्तुलं च किंचिद्धीनं प्रोच्यते तत्तृतीयम् ॥
स्त्री पुमान् नो स्त्री पुमान् यच्च वज्रं योज्यं तच्च स्त्रीषु पुंस्वेव षण्ढे ।
व्यत्यासाद्धि नत्र दत्तं फलं तद्दद्याद् वज्रं वा विना तत्पुमांसम् ॥
वर्णेष्वेवं यस्य वर्णस्य वज्रं तत्तद्वर्णे शोभनीयं प्रदिष्टम् ।
न्यायश्चायं भैरवेण प्रदिष्टः सर्वेष्वेव रत्नवर्गेषु सम्यक् ॥

शोधनं– यामावधि स्वेदितमेव वज्रं शुद्धिं प्रयातीह कुलत्थतोये ।
सिद्धं तथा कोद्रवजे शृते वा वज्रं विशुद्ध्येद्धि विनिश्चितेन ॥

मारणं–१ सुभावितं मत्कुणशोणितेन वज्रं चतुर्वारविशोषितं च ।
कुच्छुंदरीस्थं हि विपाचितं पुटे पुटैद्वराहेण च त्रिंशदेवम् ॥
ध्मातं पुनर्ध्मातं शतं हि वारान् क्वाथे कुलत्थस्य हि निक्षिपेच्च ।
संपेषयेत्तं हि शिलातलेन मनःशिलाभिः सह कारयेद्वटीम् ॥
क्षिप्त्वा निरुंध्यापि च मूषिकायां पुटान्यथाष्टौ च वनोपलैर्ददेत् ।
वारान् शतं चापि ततो धमेत्तं संमर्दितं शोधितपारदेन ॥
वज्राणि सर्वाणि मृतीभवन्ति तद्भस्मकं वारितरं भवेच्च ।
श्रीसोमदेवेन च सत्यवाचा वज्रस्य मृत्युः कथितो हि सम्यक् ॥

मारणं–२ कासमर्दरसपूर्णलोहजे मत्कुणस्य रुधिरैर्विलेपितम् ।
स्वेदितं च भिदुरं हि सप्तभिर्वासरैः परिनिषेव्य मूत्रके ॥
ध्मापितं हि खलु वज्रसंज्ञकं मारयेदिति वदन्ति तद्विदः ।

मारणं–३ नीलज्योत्यावीन्ध्रः कन्दकेषु घृष्टं घर्मे शोषितं भस्मभावम् ॥
वज्रं याति स्वैरवह्निप्रदानात् पिष्टैश्चापि क्षोणिनागैः मन्निम्नम् ।
विंशद्वारान् संपुटेच्च प्रयत्नादारण्यैर्वा गोमयैस्तद्भवाशी ।
वज्रं चैवं भस्मसाद्वीर्ययुक्तं सर्वस्मिन्वै योजनीयं रसादौ ॥

गुणः– आयुःप्रदं वृष्यतमं प्रदिष्टं दोषत्रयोन्मूलनकं तथैव ।
रसेन्द्रकस्यापि हि बंधकृत्सदा सुधासमं चापमृतिं च हन्यात् ॥

वज्र रसायनम्

भूनागसत्वेन समं विमर्द्य वज्रस्य भूतिं च समानहेम्ना ।
ध्मानं रसादावपि योजनीयं रसायनं तद्वरतोऽट सम्यक् ॥

## હીરાનું શોધન

કળથીના ઉકાળામાં હીરાને ૩ કલાક બાફવાથી શુદ્ધ થાય છે.

## હીરાની ભસ્મ વિધિ ૧

માંકડના લોહીની ભાવના ૪ હીરાને આપવી પછી છછુંદરને ચીરી તેમાં એ હીરો મુકી ૩૦ વરાહપુટ દેવા. દરેક વખતે માંકડની ભાવના દઈ છછુંદરમાં હીરાને મુકી ભઠ્ઠી આપવી. પછી હીરાને તપાવી તપાવી નવા નવા કળથીના ઉકાળામાં ૧૦૦ વખત બુઝાવવો પછી તેને ખરલમાં સારી રીતે વાટી ઘુંટી તેમાં સરખે ભાગે મનશીળ ઉમેરી પાણીમાં ગોળી કરવી પછી તે ગોળીને મુષમાં મુકી અડાયાં છાણાનો લઘુ પુટ દેવો એવી રીતે ૮ ભઠ્ઠી આપવી પછી શોધેલા પારાની સાથે ઘુંટી ઘુંટી ૧૦૦ વખત ધમવું એ રીતે હીરા માણેક મોતી વગેરે બધાં રત્નોની ભસ્મ થાય છે અને તે ભસ્મ વારિતર થાય છે. હીરાની ભસ્મ બનાવવાની આ વિધિ સત્યવાદી શ્રીસોમદેવ પંડિતે કહી છે.

## હીરાની ભસ્મ વિધિ ૨

માંકડનું લોહી હીરાપર ચોપડી કાંસોદરાના રસથી ભરેલા લોઢાના કામમાં ■ દિવસ બાફ આપવી પછી ૭ દિવસ સુધી હીરાને તપાવી તપાવી ગૌમૂત્રમાં બુઝાવવો તો હીરાની ભસ્મ થાય છે એમ વિદ્વાનો કહે છે.

## હીરાની ભસ્મ વિધિ ૩

૧ **નીલજ્વાલા**—જ્વાલામુખી કે શાંગણી નામની લતાના કંદ સાથે ઘુંટી નડકે મુકાવી અગ્નિ આપવાથી અને આજુશીયાને વાટી હીરાપર ચોપડી અડાયા છાણાંની સખત આંચ આપવાથી ૨૦ ભઠ્ઠીમાં હીરાની ઉત્તમ ભસ્મ થાય છે તે ઘણા ગુણ આપે છે રસ રસાયન વગેરેમાં વપરાય છે.

### વજ્ર રસાયન

ભૂનાગ સત્વ હીરાની ભસ્મ અને સોનાની ભસ્મ ત્રણે સરખે ભાગે લઈ ઘુંટી શીશી ભરવી (તેમાંથી અરધીથી એક રતી માત્રા મધ ઘીમાં ચાટી ઉપર દુધ પીવું તો આયુષ્ય વધે શરીર પુષ્ટ થાય કામ શક્તિ જાગૃત થાય કોઈપણ રોગની નબળાઈ મટે)

### વજ્ર પોટલી

ત્રણ ભાગ પારદ અને એક ભાગ હીરાની ભસ્મ સાથે ઘુંટી એક રેશમી કપડામાં બાંધી પોટલી કરવી હમેશાં સગવડ પડતા સમયે મોમાં રાખવાથી દાંત મજબુત થાય.

### વજ્ર રસાયન-ચાડ્‌ગુણ્ય સિદ્ધિપ્રદ

હીરાની ભસ્મ ૩૦ ભાગ, સોનાની ભસ્મ ૧૬ ભાગ, ચાંદીની ભસ્મ ૮ ભાગ, પારદ ભસ્મ ૮ ભાગ, અભ્રક ભસ્મ ૮ ભાગ, માક્ષિક ભસ્મ ૪ ભાગ, વંક્રાંત ભસ્મ ૮ ભાગ, શુદ્ધ ગંધક ૬ ભાગ બધાં સાથે વાટી ઘુંટી શીશીમાં ભરવું. (હમેશાં સવારે એક વખત મધ ઘીમાં કે ઘી સાકરમાં કે મધ માખણમાં આપવાથી આયુષ્ય કાંતિ વીર્ય બળ બુદ્ધિ મેધા વધે અકાળ મૃત્યુ થાય નહી હમેશાં સેવન કરનારા માણસનું મૃત્યુ થતું નથી સેંકડો વર્ષ સુધી નીરોગી રહી શકે અને બળ કાંતિ શક્તિ ટકી રહે મંત્રસિદ્ધિ પ્રાપ્ત થાય વચન સિદ્ધિ મળે દેવતા પ્રસન્ન થાય) (૧૯૪૦)

नीलमणिः

भेदः- इंद्रनीलमथ वारिनीलकं श्वैत्यगर्भितदथापि नीलकम् ।
कथ्यते हि लघु वारिनीलकं तुच्छमेव कथितं भिषग्वरैः ।
कान्त्या युक्तं कार्ष्ण्यगर्भं च नीलं तच्चाप्युक्तं शक्रनीलाभिधानम् ॥

उत्तमं- एकच्छायं स्निग्धवर्णं गुरु स्यात्स्वच्छं मध्ये चोल्लसत्कांतियुक्तम् ।
नीलं प्रोक्तं पिण्डितं सप्तसंज्ञैरेतैर्लिंगैर्लक्षितं चोत्तमं हि ॥

अधमं- निर्भारं चेत्कोमलं चास्रगंधि रूक्षं वर्णे मृत्समकं चिप्पिटं च ।
प्रोक्तं वै तद्वारिनीलं भिषग्भिरेतैर्लिंगैः सप्तभिः क्षेपणीयम् ॥

गुणः- संदीपनं श्वासहरं च वृष्यं दोषत्रयोन्मूलनकं विषघ्नम् ।
दुर्नामपांडुघ्नमतीव बल्यं जूर्तिं जयेन्नीलमिदं प्रशस्तम् ॥४१-४४॥

**ભેદ**—ઇંદ્રનીલમ જલનીલમ અને ધોળોનીલમ એમ ત્રણ જાતનું નીલમ થાય છે. જળનીલમ હલકું ગણાય છે તેમાં પાણીના બિંદુ જેવો ચળકાટ દેખાય છે ઇંદ્રનીલમણિ તેજસ્વી છતાં તેના અંદરના ભાગમાં કાળી ઝાંય દેખાય છે તે ઉત્તમ છે.

**ઉત્તમ**—જેમાં એક સરખું-મિશ્રિત નહિ એવું તેજ દેખાય સુંવાળું હોય વજનદાર ચોખ્ખું અને વચમાંથી કિરણું ફુટે ખાંચાખુચી વિનાના સરખા આકારનું એ સાત નીલમના ગુણ છે તે નીલમ ઉત્તમ છે.

**હલકું**—વજનમાં હળવું સુંવાળું લોહીના જેવી ગંધ વાળું રંગે રૂક્ષ ભુખરૂં મેલું જીર્ણું અને ચપટું એ જળનીલમની સાત એબ છે તે હલકું ગણાય છે.

ગુણ—જઠરાગ્નિને પ્રદીપ્ત કરે શ્વાસને મટાડે કામોત્તેજક છે ત્રિદોષનું શમન કરે વિષવિકારનો નાશ કરે હરસ પાંડુરોગ તાવ અને જીર્ણજ્વર વિગેરેમાં હિતકારક તથા બળપ્રદ છે. ( ૪૧+૪૪ )

गोमेदमणिः

उत्तमं- गोमेदकं रत्नवरं प्रशस्तं गोमेदवद्रागयुतं प्रचक्षते ।
सुस्वच्छगोमूत्रसमानवर्णं गोमेदकं शुद्धमिहोच्यते खलु ॥
दीप्तं स्निग्धं निर्दलं मसृणं वै मूत्रच्छायं स्वच्छमेतत्समं च ।
एभिर्लिंगैर्लक्षितं वै गरीयः सर्वास्वेतद्योजनीयं क्रियासु ॥

अधमं- विच्छायं वा चिप्पिटं निष्प्रभं च रूक्षं चाल्पं चावृतं पाटलेन ।
निर्भारं वा पीतकाचाभयुक्तं गोमेदं चेदीदृशं नो वरिष्ठम् ॥

गुणः- गोमेदकं पित्तहरं प्रदिष्टं पाण्डुक्षयघ्नं कफनाशनं च ।
संदीपनं पाचनमेव रुच्यमत्यंतबुद्धिप्रविबोधनं च ॥ ४५+४८ ॥

**ઉત્તમ**—બળદના મેદજેવા રંગનું સ્વચ્છ ગૌમૂત્ર જેવા વર્ણનું તેજસ્વી સરખા આકારનું સુંવાળું પડ વિનાનું ઉપર ચામડી જેવી ફોતરી ન દેખાતી હોય તેવું ચોખ્ખું અને મેલ વિનાનું અનું પીળુંરત્ન ઉત્તમ ગણાય છે તે બધા કામમાં વાપરવું.

હલકું—કાંતિ તેજ વિનાનું ચપટું ખરસટ ન્હાનું પડવાળું વજનમાં હળવું અને પીળા કાચના સરખું એવું પીળુંરત્ન હલકું ગણાય છે.

ગુણ—પિત્ત પાંડુરોગ ક્ષય કફરોગ વિગેરેને મટાડે છે જઠરાગ્નિ પ્રદિપ્ત કરે ખોરાક પચાવે રૂચિ લાવે અને બુદ્ધિ વધારવામાં ઘણુંજ ઉત્તમ છે. (૪૫+૪૮)

वैडूर्यमणिः

उत्तमं– स्वच्छं समं चापि विडूर्यकं हि श्यामाभशुभ्रं च गुरु स्फुटं वा ।
यज्ञोपवीतोपमशुद्धरेखास्तिस्रश्च संदर्शयतीह शुभ्राः ॥

अधमं– कर्कशं च लघु चिप्पटं सदा श्यामतोयमिव दृश्यते छविः ।
रक्तगर्भसमसुत्तरीयकं नैव शोभनमिदं विडूर्यकम् ॥

गुणः– रक्तपित्तशमनं विडूर्यकं बुद्धिवर्धनकरं च दीपनम् ।
पित्तरोगमलमोचनं सदा धारयेच्च मतिमान् सुखावहम् ॥४९–५१॥

વૈડૂર્ય મણિ

**ઉત્તમ**—ચોખ્ખું સ્વચ્છ કાંતિવાળું કાળી ઝાંઇ વાળું કાળા ધોળા મિશ્ર રંગનું ડાઘા કુથી વિનાનું તડકા વિનાનું યજ્ઞોપવીત-જનોઇ જેવી ત્રણ ચોખ્ખી રેખા જેમાં જણાતી હોય તેવું વૈડૂર્ય મણિ ઉત્તમ ગણાય છે.

**અધમ**—ખરસટ વજનમાં હલકુ ચપટું કાળા જળ જેવા રંગની કાંતિવાળું અને રતાશ પડતી ત્રણ રેખાવાળું એ હલકું ગણાય છે.

ગુણ—પડના લોહિને અટકાવે બુદ્ધિ વધારે જઠરાગ્નિને પ્રદીપ્ત કરે પિત્તરોગ અને મળદોષને કાઢે પહેરવાથી શરીરને નીરોગી રાખે (૪૯+૫૧)

सर्वरत्नेषु दोषाः

घर्षश्च बिंदुश्च तथैव रेखा त्रासश्च पानीयकृता सगर्भता ।
सर्वेषु रत्नेषु च पञ्चदोषाः साधारणास्ते कथिता मुनीन्द्रैः ।
ये क्षेत्रतोयप्रभवाश्च दोषाः सर्वेषु रत्नेषु गलन्ति सम्यक् ॥

शोधनं– तेषां च शुद्धिं गुणिभिरवोक्तां यथा हि दोषस्य विनाशनं स्यात् ।
अम्लेन वै शुद्ध्यति माणिकाख्यं जयन्तिकायाः स्वरसेन मौक्तिकम् ॥
क्षारेण सर्वेण हि विद्रुमं च गोदुग्धतस्तार्क्ष्यमुपैति शुद्धिम् ।
धान्यस्याम्लैः पुष्परागस्य शुद्धिं कौलत्थे वै क्वाथ्यमानं हि वज्रम् ॥
नीलं नीलीपत्रजातै रसैश्च गोमेदं वै रोचनाया रसेन ।
वैडूर्यं चेद्रुत्तमाकाथयुक्तं यामैकैकं स्वेदितं शुद्धिमेति ॥

मारणं– ताम्रगंधकशिलासमन्वितं मर्दयेल्लकुचवारिणा खलु ।
वज्रवर्ज्यमपि चाष्टभिः पुटै रत्नभस्म भवतीति निश्चितम् ॥५२–५७॥

### બધાં ઝવેરાતોમા એબ–કલંક–દોષ

ઘર્ષ–ઘસારો છાંટ છાંટ રેખા ત્રાંસ–વાંકાપણું પેટમાં પાણી જેવો ભાસ એ પાંચ જાતની એબ દોષ સાધારણ રીતે બધાં રત્નો–ઝવેરાતોમાં હોય છે.

બધા રત્નોમાં જે એબ સ્થાનિક જમીન અને પાણીથી ઉત્પન્ન થયેલી હોય છે તે પાણીના દોષ કાઢી શકાય છે ભૈરવ પંડિતે કહેલી એ પાણીની એબ કાઢી નાખવાની વિધિ શોધન કહું છું જેથી તે તે એબ જાતી રહે છે.

### ઝવેરાતોનું શોધન

નીચે કહેલા પ્રવાહીની બાફ તે તે રત્નને આપવાથી તે તે રત્ન શુદ્ધ થાય છે એબ જાતી રહે છે ખટાશમાં માણેક, અરણીના રસમાં મોતી, બધી જાતના ક્ષારના પ્રવાહીમાં પરવાળાં, ગાયના દુધમાં નીલમ, સુરસામાં પોખરાજ, હીરા કળથીના ઉકાળામાં, ગળીનાં પાનના રસમાં નીલમ, ગોરોચનના રસમાં ગોમેદ, ચણોઠીના પંચાંગના ઉકાળામાં વૈડુર્ય પ્રત્યેકમાં તે તે રત્ન ૩ ત્રણ કલાક બાફવાથી શુદ્ધ થાય છે.

### रत्नानां द्रुतयः

द्रुतिविधानम्-रामठं लवणपंचकं सदा क्षारयुग्ममपि चेत्सुपेषितम् ।
चूलिकालवणमम्लवेतसं पक्कुंभिकफलं तथैव च ॥
चित्रमूलकरुदन्तिके शुभा जम्बुकी जलयुता द्रवन्तिका ।
अर्कदुग्धसमसौधदुग्धकं सर्वमेव मृदितं शिलातले ॥
गोलमस्य च विधाय निक्षिपेद्रत्नजातिषु वराणि पेषयेत् ।
भूर्जपत्रमभिवेष्ट्य गोलके गोलकोपरि निवेष्ट्य सूत्रतः ॥
वस्त्रेण संवेष्ट्य ततः प्रयत्नाद्दोलाख्ययंत्रेथ निवेश्य गोलकम् ।
सर्वाम्लयुक्ते तुषवारिपूरिते पात्रे दृढे मृण्मयसंज्ञके हि ॥
दिनत्रयं स्वेदनकं विधेयमाहृत्य तस्माद्वरगोलकं हि ।
संक्षालयेच्चाम्लजलेन चापि संजायते रत्नभवा द्रुतिश्च ॥

द्रुतिलक्षणम्—वर्णेन सा रत्ननिभा च कान्त्या लघ्वी भवेद्देहकरी च सम्यक् ।
लोहस्य वेधं प्रकरोति सम्यक् सूतेन सम्यङ् मिलनं प्रयाति ॥
तदा भवेयुः खलु सिद्धता यदा हिंग्वादिवर्गेण मिलन्ति सम्यक् ।
यामद्वयं कांस्यविमर्दिता वै चातिप्रयत्नेन तु वैद्यवर्यैः ॥
कस्यापि नुः सिद्ध्यति वै द्रुतिश्च यदा प्रसन्नः खलु पार्वतीशः ।
न स्याद्यावद् भैरवस्य प्रसादस्तावत्सूते बंधनं दुर्लभं हि ।
तासां मध्ये दुर्लभाश्चद्रुतिश्च स्वल्पं भाग्यं भूरिदौर्भाग्यभाजाम् ॥
रत्नानां क्रमतो गुणाश्च कथितास्तच्छोधनं मारणं ।
तेभ्यश्चैव हि सत्वपातनमथो सम्यग्द्रुतेः पातनम् ॥

सर्वेषां हि परीक्षणं च द्रुतयः संमेलनं वै रसे ।
अध्यायेत्र निर्दर्शितानि सकलान्येवं हि कर्माणि वै ॥५८–६६॥

### રત્નોની દ્રુતિ કરવાની રીત

હિંગ, પાંચ લવણુ બે ક્ષાર નવસાર અમલવેત નેપાળાનાં બી ચિત્રક મૂળ રૂદંતી જળ જાંબવો દ્રવંતી આકડાનું દુધ સ્નુહી દુધ બધાને ખરલમાં ઘુંટી ગોળો કરવો તે ગોળાની વચમાં નવ રત્નમાંનું કોઇપણુ રત્નમુકી તેના પર ભોજપત્ર વીંટી તેના પર દોરા બાંધીને ગોળાને કપડામાં બાંધી બધી જાતની ખટાઇ ભરેલા માટીના ઠામના દોલાયંત્રમાં અધર ટીંગાડી ૩ દિવસ સુધી બાફ આપી પછી ગોળાને ખોલવો પછી ખટાઇના પ્રવાહીથી ધોઇ નાખવું એટલે તેમાંથી રત્ન–ઝવેરાતની દ્રુતિ નીકળશે.

### રત્ન દ્રુતિનું લક્ષણુ

આ રત્ન દ્રુતિનો રંગ અને કાંતિ તે તે રત્નના જેવોજ હોય છે વજનમાં હળવી હોય છે આ શરીરને વજ્ર જેવું મજબુત અને દીર્ઘાયુષી કરે છે ધાતુનો વેધ કરે છે. પારદ સાથે ભળી જાય છે.

કોઇપણુ દ્રુતિ કાંસાના ઠામમાં કે કાંસાની ખરલમાં નાખી હિંગ્વાદિ વર્ગનાં ઓસડીયાં રસથી ખુબ મજબુતાઇથી ૬ કલાક સુધી ઘુંટવામાં આવે છે ત્યારે ધારેલું કામ આપે છે જ્યારે ભગવાન શંકરની કૃપા થાય છે અને શંકર પ્રસન્ન થાય છે ત્યારે કોઇકજ માણસને હાથે ધાતુ રત્નો વગેરેની દ્રુતિની ક્રિયા સિદ્ધ થઇ શકે છે ભૈરવની પ્રસન્નતા થયા વિના દુર્લભ છે તેમ પારદનું–દ્રુતિદ્વારા બંધન કર્મ પણુ દુર્લભ છે તેમાં પણુ અભ્રકની દ્રુતિ થવી ઘણી દુર્લભ છે ઘણી કમનશીબી ભોગવનારાં મનુષ્યોને સદ્ભાગ્ય થોડાં હોય છે તેથી ભાગ્યોદય વિના અને શંકરની કૃપા વિના આ દ્રુતિ કર્મ સિદ્ધ થવું અશક્ય છે (૫૮+૬૫)

इतिश्री पद्मनामसूनुना श्रीयशोधरेण जूनागढवास्तव्येन
विरचिते रसप्रकाशसुधाकरे सप्तमोध्यायः ॥ ७ ॥



# ॥ अष्टमोध्यायः ८ ॥

( આઠમો અધ્યાય ૮ )

भवति गदगणानां नाशनं येन सद्यो
विविधरसविधानं कथ्यतेत्रैव सम्यक् ।
रसनिगमसुधाब्धौ मथ्यमाने मयैव
गणितरसशतानां संग्रहः प्रोच्यते वै ॥

હવે પછી આ અધ્યાયમાં જુદા જુદા રોગ ઉપર લાગુ પડનારાં ઉત્તમ રસ ઔષધની બનાવટ કહું છું–રસશાસ્ત્રના શોધ ખોળ કરતા ૧૦૦ રસ ઔષધ અનુભવમાં ઉત્તમ જણાયાથી તે વર્ણવું છું (એમ ગ્રન્થકાર લખે છે) (૧)

(**સૂચના**—આ અધ્યાયમાં જણાવેલાં રસ ઔષધની બનાવટમાં કોઇ કોઇ ઠેકાણે ગ્રન્થકારના મૂળનું લખાણ જ્યાં જ્યાં અપૂર્ણ જણાયું છે ત્યાં સુધારો કે વિસ્તાર કરવો પડયો છે. કારણ અનુભવ પ્રમાણે તેમ કરવું યોગ્ય જણાયું છે. તો વિદ્વાન વાંચનારને મૂળ શ્લોક કરતાં ટીકામાં ક્રિયા સંબંધે કે માત્રા સંબંધે ન્યૂનાધિકતા જણાય તો સંભ્રમ પામવું નહી કે ભુલ થયેલી સમજવી નહી પણ વાંચનારની કે ઔષધ બનાવવા ઇચ્છનારની સરલતા માટે ભાષાંતર કર્તાએ તે ફેરફાર કરેલ છે એમ સમજવું.

પ્રત્યેક રસ ઔષધમાં પારદ ગંધક વત્સનાગ કનકબીજ લાંગલી ટંકણ હિંગળો મોરથુથુ નેપાળો મનશીળ હરતાળ સોમલ વિગેરે રસ ઉપરસ વિષ ઉપવિષ વગેરે ચીજો પડે છે તે દરેક ચીજ શોધેલી ભસ્મ કરેલી કે બીજી રીતે જેમ વાપરવા લખ્યું હોય તેમ વાપરવાનું સમજવું)

ज्वरांकुश–१

सुखण्डितं हारिणजं विषाणं रसेन पाच्यं जलजंबुकस्य ।
रुध्वाथ भाण्डे विपचेच चूल्यां यामद्वयं शीतगतं समुद्धरेत् ॥
ततोष्टभागं त्रिकटुं नियोज्य निष्कप्रमाणं च भजेत्प्रभाते ।
तं नागवल्लीदलजेन सार्धं निहन्ति वातोद्भवकं ज्वरं च ॥२+३॥

જ્વરાંકુશ—૧ (ભુકી)

મુટપટ્ક હરણનાં શિંગડાને ખાંડી જાડી ચાલણીથી ચાળી ભુકો કરવો પછી તેમાં જાંબુનાનો રસ આઠ ગણો નાખી એક હાંડલીમાં પેક કરી ચુલે ચડાવી છ કલાક પકાવવું પછી ઠંડુ કરી તેનું જેટલું વજન હોય તેમાં આઠમાં ભાગનું ત્રિકટુનું ચૂર્ણ મેળવી રાખવું બે આનીથી પાવલી ભારની માત્રા નાગરવેલના પાનની પટી સાથે સવારે ખવરાવવાથી વાયુનો તાવ તથા બાદીનો તાવ ઉતરે (૨+૩)

ज्वरांकुश–२

सूतगंधविषकारवीकणादंतिबीजमिति वर्धितैः क्रमात् ।
मर्दितैश्च दशनिंबुकद्रवै रक्तिकार्धतुलिता वटी कृता ।
भक्षिता ज्वरगणान्निहन्त्ययं रेचनो ज्वरहरोयमङ्कुशः ॥ ४ ॥

### જ્વરાંકુશ—૨ (ગોળી)

ખલ્વ શુદ્ધ પારદ ૪ ભાગ, શુદ્ધ ગંધક ૮, શુદ્ધ વછનાગ ૧૨, કલોંજી ૧૬, લીંડીપીપર ૨૦, તથા નેપાળો શોધેલો ૨૫ ભાગ લઈ લીંબુના રસમાં ઘુંટી તેની ગોળી ચણોઠી જેવડી વાળવી, ઉના પાણી સાથે લેવાથી બધા તાવ ઉતરે નવીન જ્વરમાં અથવા બાદીના તાવમાં જુલાબ આપી બિગાડ કાઢી નાખી તાવ ઉતારવામાં આ ગોળી ઉત્તમ છે. (૪)

### मल्लज्वरांकुश—३

एक एव कथितस्तु सोमलः स्वेदितोपि सह चूर्णजलेन ।
यामपूर्वमपि रक्तिकामितो भक्षितः सकलशीतजूर्तिहृत् ॥ ५ ॥

### મલ્લજ્વરાંકુશ—૩ (વાલુકાયંત્ર પક્વ) (ભુકી)

શુદ્ધ સોમલ તોલા ૧૦ ને ચુનાના પાણીમાં દોલાયંત્રથી ત્રણ દિવસ બાફ આપવાથી આ દવા તૈયાર થાય છે. માત્રા ૦ાા થી ૧ રતિભાર નાગરવેલના પાન સાથે ખવરાવવાથી ટાઢીયો તાવ વિષમજ્વર એકાંતરો અને તરીયો વિગેરે ઉતરે છે અટકે છે. (૫)

### ज्वरारि रस—४

पारदं रसकगंधतालकं तुल्यटंकणयुतं सुशोधितम् ।
मर्दयेच्च सममात्रमेकतः कारवेल्लजरसैर्दिनं तथा ॥
लेपयेच्च रविभाजनोदरे चांगुलार्धमपि मानमेव हि
ताम्रभाजनमुखं निरुध्य वै तं ५चेत्सिकतयंत्रमध्यतः ॥
धान्यकान्युपरि मुञ्चितानि चेत् संस्फुटंति यदि शुद्धमुच्यते ।
जायतेतिरुचिरो ज्वरारिकः सेवितो ज्वरगणापहारकः ॥
माषमात्रमुपणैः समैः सदा पर्णखण्डसहितैश्च भक्षितः ।
नाशयेद्धि विषमोद्भवान् ज्वरानन्धकारमिव भास्करोदयः ॥६–९॥

### જ્વરારિ રસ—૪ (વાલુકાયંત્ર પક્વ) (ભુકી)

પારદ, ખાપરિયું, ગંધક, હરતાલ, મોરથુથુ, અને ટંકણ પ્રત્યેક શોધેલા લેવાં બધી દવાઓ સરખે વજને લઈ કારેલીના પંચાંગના રસમાં એક દિવસ રાત ઘુંટી કલાઈ નહી દીધેલા ત્રાંબાના કડા વિનાના વાટકાની અંદર એ લુગદી અર્ધા આંગળને થરે ચોપડી સુકાવવું પછી ત્રાંબાની થાળીમાં એ વાટકાને ઉંધો વાળી સાંધા છાંદી લઈ તે થાળી સીખે વાટકો વાલુકાયંત્રમાં મુકી તેનું તળીયું દેખાય તેટલે સુધી રેતી ભરી નીચે અગ્નિ આપવો. વાટકાના તળા ઉપર ધાન્યના દાણા નાખવાથી ધાણી ફુટે તેમ ફુટી નીકળે એટલે અગ્નિ આપવો બંધ કરી સ્વાંગશીત કરવું પછી સંભાળથી વાટકાના તળીયામાંની દવા કાઢી લઈ ખરલ કરી શીશીમાં ભરી રાખવી તેમાંથી ૧ થી ૨ રતિ ભુકીમાં ૪ થી ૬ રતિભાર કાળાં મરીનો ભુકો મેળવી નાગરવેલના પાન સાથે આપવાથી ટાઢીઓ એકાંતરો તરીયો તાવ તથા બીજા તાવ ઉતરી જાય છે. (૬–૯)

तरुणज्वरारि रसः—५

तालताम्ररसगंधतुल्यकान् शाणमात्रतुलितान्समस्तकान् ।
निष्कमात्ररुचिरां मनःशिलां मर्दयेत् त्रिफलकाम्बुभिर्दृढम् ॥
गोलमस्य च विधाय संपुटे पाचयेच्च पुटपाकयोगतः ।
अर्कवज्रिपयसा सुभावयेत् सप्तवारमथ दंतिकाशृतैः ॥
माषमात्ररस एष भक्षितः शाणमानमरिचैर्युतो यदा ।
सार्धनिष्ककगुडेन योजितः सौरसैर्द्विदशपत्रकैर्युतः ॥
शीतपूर्वमथ दाहपूर्वकं द्व्याहिकं च सकलान् ज्वरानपि ।
नाशयेद्धि तरुणज्वरारिकः सर्वदोषशमनः सुखावहः ॥ १०–१३॥

તરૂણજ્વરારિ રસ—૫ (બુકી)

હરતાલ, પારદ, ગંધક, ત્રાંબુ અને મનસીળ એ શોધેલી ચીજો અને તામ્રભસ્મ બધા સમભાગે લઇ ત્રિફળાના કાઢામાં એક દિવસ ઘુંટી ગોળો વાળી સુક્વી શરાવ સંપુટમાં મુકી કપડમાટી કરી ભૂધરપુટનો હળવો અગ્નિ આપવો પછી સ્વાંગશીત થયે કાઢી લઇ આકડાનું દુધ અને સ્નુહીદુધની એકેક ભાવના દેવી અને દંતીમૂળના રસની ૭ ભાવના આપી બબ્બે રતિભારની ગોળી વાળવી ૨ થી ૩ ગોળીમાં બે આની ભાર કાળાંમરી, અર્ધો તોલો જુનો ગોળ અને ૨૦ તુલસીના પાન બધા સાથે મેળવી ખવરાવી ઉપર નવશેકું પાણી પાવું તેથી ટાઢીયો, ઉનીયો, એકાંતરો, વિગેરે વિષમજ્વર ઉતરે છે—અટકે છે કોઇને જુલાબ લાગે છે અને કોઇને એક બે સાદા દસ્ત થાય છે પેટમાંથી મળ નિકળી જાય છે. (૧૦+૧૩)

ज्वरघ्नी वटी ६

भागैकः स्यात्पारदः शोधितश्च एलीयः स्यात्पिप्पली श्रेयसी च ।
आकल्लो वै गंधकः सार्षपेण तैलेनायो शोधितो बुद्धिमद्भिः ॥
तुर्यान्भागानिन्द्रवल्लीफलानां कृत्वा चूर्णं शोषयेत्सूर्यतापे ।
चूर्णं चैतद् भावयेत्तद्रसेन माषैस्तुल्यां कारयेत्तद्वटीं च ॥
दत्वा चैकां जातसद्योज्वराय छिन्नाह्वायाः क्वाथपानं विधेयम् ।
दोषोद्भूतां सन्निपातोद्भवां च जूर्तिं सम्यङ् नाशयत्याशु तीव्राम्
॥ १४+१६ ॥

જ્વરઘ્ની વટી—૬

અત્ત્વ શુદ્ધ પારદ સરસીયા તેલમાં શોધેલો ગંધક એલીયો શોધેલો લીંડીપીપર, હરડે, અને અક્કલકરો પ્રત્યેક એક ભાગ ઇંદ્રામણાના ઊકડામાં સુકેલા ૪ ભાગ બધા સાથે ખાંડી કપડે ચાળી ઇંદ્રામણાના પંચાંગના રસમાં એક દિવસ ઘુંટી વાલ વાલની ગોળી વાળી તડકે સુકાવવી ૨ થી ૩ ગોળીનો ભુકો કરી મોમાં નાખી ઉપર ગળોનો કાઢો પીવો તેથી નવો તાવ વાયુ, પિત્ત, કફનો તાવ અને સન્નિપાતનો તાવ ઉતરે. (૧૪+૧૬)

ज्वरकृन्तन रस–७

शुद्धः सूतो गंधको वत्सनाभः प्रत्येकं वै शाणमात्रा विधेया ।
धूर्तान्बीजं कारयेद्वै त्रिशाणं सर्वेभ्यो वै द्वैगुणा हेमदुग्धा ॥
सूक्ष्मं चूर्णं कारयेत्तत्प्रयत्नाद्देयं गुंजायुग्ममानं च सम्यक् ।
खादेदार्द्रं चानुपाने ज्वरार्तः सद्यो हन्यात्सर्वदोषोत्थजूर्तिम्॥१७–१८॥

જ્વરકૃન્તન રસ—૭ (ભુકી)

પારદ ગંધક અને વચ્છનાગ પ્રત્યેક અનેક ભાગ કનક બીજ ૩ ભાગ અને દારૂડીનાં મૂળ ૧૨ ભાગ બધાં વસાણાં શોધેલાં લઇ સાથે મેળવી ત્રણ દિવસ ખરલ કરવું માત્રા ૨ થી ૪ રતિભાર મોમાં નાખી નવશેકા પાણીથી ઉતારી જવું ઉપર આદુ સિંધાલુણ સાથે ખાવું જેથી વાયુ, પિત્ત અને કફ ત્રણે દોષના તાવ ઉતરી જાય. (૧૭-૧૮)

ज्वरारि रस–८

सूतं गंधं हिंगुलं दंतिबीजं भागैर्वृद्धं कारयेच क्रमेण ।
चूर्णं कृत्वा मर्दितं दंतितोयैर्गुंजामात्रो भक्षितश्चेज्ज्वरारिः ।१९॥

જ્વરારિ રસ—૮ (ગોળી)

પારદ ૧, ગંધક ૨, હિંગુળ ૩, અને નેપાળાના બી ૪, ભાગ શોધેલાં લઇ સાથે મેળવી દંતીમૂળના કાઢામાં એક દિવસ ઘુંટી ચણોઠી જેવડી ગોળી વાળવી ૨ થી ૩ ગોળી ઉના પાણી સાથે આપવાથી બાદીનો તથા આમનો નવો તાવ, જુલાબ લાગી ઉતરી જાય, ખોરાક સાદો પ્રવાહી આપવો. (૧૯)

सूर्य रस ९ स्वत्व

एकं भागं वत्सनाभं च कुर्याद्वौ भागौ चेट्टंकणं दंतिबीजम् ।
त्रीण्येवैते हिंगुलस्यापि तुर्यः सद्यो जूर्तिं नाशयत्येव सूर्यः ॥२०॥

સૂર્યરસ—૯ (ભુકી)

ખરેર—વચ્છનાગ ૧ ભાગ, ટંકણ શોધેલો ૨ ભાગ, નેપાળો ૩ ભાગ અને હિંગુળ ૪, ભાગ એ બધા સાથે મેળવી સવારમાં ૨ થી ૩ રતિ માત્રા મધ સાથે ચટાડી ઉપર ગરમ પાણી પાવું. તદ્નુન્તર બધા તાવ ઉતરે. (૨૦)

प्रतिज्ञावाचक रस–१०

शुद्धं सूतं भागमेकं तु तालाद् द्वौ भागौ चेद्वेदसंख्याः शिलायाः ।
ताम्रस्यैवं भागयुग्मं प्रकुर्याद्दृष्टातं वा वेदभागं तथैव ॥
अर्कक्षीरैर्भावयेच त्रिवारं कृत्वा चूर्णं कारयेद्गोलकं तत् ।
स्थालीमध्ये स्थापितं तच्च गोलं दत्वा मुद्रां भस्मना संत्रवेन ॥
धूम्रस्यैवं रोधनं च प्रकुर्याच्छाणैर्दद्यात्स्वेदनं मन्दवह्नौ ।
पश्चात्तोयेनैव भाव्यं च चूर्णं गोलं कृत्वा मंदवह्नौ विपाच्य ॥

पश्चादेनं भक्षयेद्वै रसेन्द्रं वल्लं चैकं शर्कराचूर्णमिश्रम् ।
तद्वत्कृष्णामाक्षिकेणैव जूर्तिं हन्यादेतत्सर्वदोषोत्थितां वै ॥२१–२५॥

प्रतिज्ञावाचक रस—१० (भुकी)

शुद्ध पारद १ तोलो, शुद्ध हरताल तोला २ शुद्ध मनशील तोला ४, ताम्रभस्म तोला २ अने शुद्ध भीलामां तोला ४, એ साथे मेળवी એક दिवस खरल करी पछी आकडाना दुधनी त्रण भावना देवी पछी गोळो वाळी એક माटलीमां गोळो मुकी उपर कोडीयुं ढांकी राख माटी सींधालुणथी सधीलेप करी चुले चडावी अडाया छाणानो धीमो अग्नि आपवो धुमाडो बहार निकळवा देवो नही એम नव कलाक पकावी स्वांगशीत थये बीजे दिवस काढी लइ फरीवार पाणीमां घुंटी गोळो करी उपर प्रमाणे माटलीमां मंद अग्निथी चुले चडावी पकाववुं पछी बीजे दिवस काढी लइ खरल करी शीशी भरी राखवी २ थी ३ रतीभारनी मात्रामां पावलीभार साकरनी भुकी मेळवी मोमां. नाखी उपर पाणी पीवुं अथवा मध लींडीपीपर साथे चाटी उपर पाणी पीवुं जेथी वायु पित्त कफना ताव सन्निपात ज्वर त्रिदोष अने न्युमोनिया विगेरे ताव अवश्य उतरे. (२१+२५)

अतिसार संग्रहणी हरा योगाः

अथातीसारशमनान् रसान् संकथयामि वै ।
भक्षिताश्चैव ये नित्यं सद्यः प्रत्ययकारकाः ॥ २६ ॥

झाडा मरडा संग्रहणीनां औषधो

हवे झाडा मरडा विगेरेनुं शमन करनारा रसो कहीश के जे उपयोगथी प्रत्यक्ष तत्काळ गुण बनावे छे. (२६)

शंखोदर रस–११

शुद्धं सूतं गंधकं वै समांशं चित्रोन्मत्तैर्मर्दयेद्वासरैकम् ।
चूर्णैरेतैः शंखमापूरितं वै भाण्डे स्थाप्यं मुद्रितव्यं प्रयत्नात् ॥
तस्याधःस्ताद्वण्यामं प्रकुर्याद्वह्निं शीते कर्षमात्रं विषं हि ।
दत्त्वा घर्मे त्रीणि चाथो पुटानि दद्यात्तद्वत् कन्यकाया रसेन ॥
वल्लं योज्यं जीरकेणाथ भृंग्या क्षौद्रैर्युक्तं भक्षितं संग्रहण्याम् ।
श्वासे शूले चानिले श्लेष्मजे वा कासेऽर्शःसु विड्ग्रहे चातिसारे
॥ २७+२९ ॥

शंखोदर रस—११ (पुटपाक–भुकी)

शुद्ध पारद अने गंधक आठ आठ तोला लइ कज्जली करी चित्रो अने धतुराना रसमां એક दिवस घुंटी सुकावी भुकी करी એ भुकीने मेળवेला आखा शंखनी अंदर भरी એ शंखने टंकण तथा दुधथी छांदी लइ ते शंखने એક न्हानी माटलीमां मुकी એ माटलीने ढांकणी ढांकी छांदी लइ चुले चडावी २४ कलाक अखंडित अग्नि आपवो बीजा चोवीस कलाक रेवा पछी माटलीमांथी शंख काढी એક दिवस खरल करी बे तोला वछनाग नाखी कुंवारना

રસમાં ઘુંટી ઘુંટી તડકે સુકાવવું એમ ૩ ભાવના દઈ તડકે સૂકવી ઘુંટી તૈયાર કરાય છે માત્રા ૧ વાલમાં બે આનીભાર કણાનો ભુકો, એક વાલ શોધેલી ભાંગ અને અર્ધો તોલો મધ સાથે મેળવી ચટાડી ઉપર મોળી છાશ પીવી તો સંગ્રહણીનું દરદ મટે તથા અનુપાન પરત્વે શ્વાસ, શુળ, વાયુ, કફ, અર્શોરોગ, બધા હરસ, ઝાડા અને મરડા પણ મટે. ( ૨૭+૨૯ )

### आनंदभैरवी गुटी–१२

सौभाग्यं वै हिंगुलं वत्सनाभं मारीचं वै हेमबीजेन युक्तम् ।
कृत्वा चूर्णं सर्वमेतत्समांशं जंबीरैस्तन्मर्दितं यामयुग्मम् ॥
गुंजामात्रा निर्मिता भक्षिता हि गुट्यो हन्युः सन्निपातातिसारान्
॥ ३० ॥

### આનંદભૈરવી ગુટી ૧૨

ટંકણખાર ફુલાવેલો, શુદ્ધ હિંગળો, શુદ્ધ વછનાગ, મરી, ધતુરાનાં શોધેલાં બી, બધાં સમભાગે લઈ લીંબુના રસમાં ૬ કલાક ઘુંટી ચણોઠી જેવડી ગોળી કરવી. સવાર સાંજ બબ્બે ગોળી પાણી સાથે આપવાથી બધી જાતના ઝાડા મરડા મટે છે. (૩૦)

### अतिसार भैरवी गुटी–१३

जातीपत्री देवपुष्पं च शुण्ठी कंकोलकं चेच्चंदनं कुंकुमं च ।
कृष्णायुक्तं शुद्धमाकल्लकं स्यात् सर्वाण्येवं चूर्णयेद्धै समानि ॥
सूतस्यैवं भस्म मिश्रं प्रकुर्याद् भागं चैकं मिश्रयेद्भागफेनम् ।
खल्वे सर्वं मर्दितं चैकयामं कार्या गोल्यो वल्लमात्रा जलेन ।
भक्षेद्रात्रौ पाययेत्तंडुलोदं हन्यात् सर्वान् सर्वदोषातिसारान् ३१-३२

### અતિસારભૈરવી ગુટી ૧૩

જાવંત્રી, લવીંગ, સુંઠ, કબાબચીની, સુખડ ઘસેલી, કેસર, લીંડીપીપર, અકલકરો, પારાભસ્મ લાલ, અફીણ બધાં સમભાગે લઈ ૩ કલાક પાણી સાથે ઘુંટી ચણોઠી જેવડી ગોળી વાળવી. રાત્રે ૩ ગોળી બાફેલા ચોખાના ઓસામણ સાથે આપવાથી બધી જાતના ઝાડા મરડા મટાડે છે. (૩૧–૩૨)

### कनकसुंदर रस–१४

मारीचं चेट्टंकणं हिंगुलं च गंधाश्मा वै पिप्पली वत्सनाभम् ।
धूर्तस्यैवं बीजकानीह शुद्धान्येवं कृत्वा तच्च चूर्णं विधेयम् ॥
प्रातः सायं भक्षितं वल्लमात्रं जूर्तिं रक्तं नाशयेच्चातिसारम् ।
दध्यन्नं वा भोजयेत्तक्रयुक्तं हन्यादेवं चाग्निमान्द्यं सुतीव्रम् ॥३४-३५॥

### કનકસુંદર રસ ૧૪

કાળાં મરી, ટંકણ, હિંગળો, ગંધક, લીંડીપીપર, વછનાગ, ધતુરાના બી સમભાગે લઈ ઘુંટી રાખવું. ૨ થી ૩ રતી સવારે તથા સાંજે પાણી સાથે લેવાથી તાવ, પાતું લોહી, ઝાડા, મરડા, મંદાગ્નિ મટે. જમવામાં દહીં ચોખા કે છાસ ચોખા ખવરાવવા. (૩૪–૩૫)

कर्पूरसुंदरी गुटिका–१५

कर्पूरजातीफलजातिपत्रिका धत्तूरबीजं जलराशिशोषणम् ।
आकल्लकं व्योषमिदं समांशं द्वीपान्तरोत्था च कुबेरकाक्षम् ॥
सर्वौषधार्धा विजया प्रदिष्टा जीर्णाहिफेनं च तया समानम् ।
तदर्धभागं खलु वत्सनाभं स्यादेकतश्चात्र विधाय चूर्णम् ॥
तद्भावितं भृंगरसेन सम्यक् कोलास्थिमात्रा गुटिका विधेया ।
सा शीतवाते ग्रहणीगदे च ह्यर्शोविकारे प्रबलातिसारे ।
मंदे च वह्नौ स्मरपुष्टिकर्त्री साऽऽफेनसेवाऽऽकुलमुक्तिदात्री ॥३६–३८॥

કપૂર સુંદરી ગુટિકા ૧૫

કપૂર, જાયફળ, જાવંત્રી, ધતુરાનાં બી, સમદરશોષના બી, અક્કલકરો, સુંઠ, પીપર, મરી, ચોપચીની અને કાંચકીયાના બીજ, પ્રત્યેક ૪ ચાર તોલા, શોધેલી ભાંગ તોલા ૨૨, શોધેલું ૩ વર્ષનું જુનું અફીણ તોલા ૨૨, શુદ્ધ વછનાગ તોલા ૧૧, એ બધાંને એક કરી ભાંગરાના રસમાં ઘુંટી ચણોઠી જેવડી ગોળી વાળવી. સવારે તથા સાંજે મધમાં ચટાડવી, જેથી શીતવાત, સંગ્રહણી, હરસ, ભયંકર ઝાડા અને મંદાગ્નિ વગેરેને મટાડે છે. કામ જાગૃત કરે છે, અફીણના બંધાણમાં વ્યાકુળ થયેલા માણસને તેમાંથી છોડાવે (૩૬+૩૮)

अतिसारनाशन प्रयोग–१६

रालमोचरसनागफेनके वत्सकातिविषमेव नागरम् ।
चूर्णितश्च मधुनावलेहितो वल्लमात्रमतिसारनाशनः ॥ ३९ ॥

અતિસાર નાશન પ્રયોગ ૧૬

રાળ, મોચરસ, શોધેલું અફીણ, કડાછાલ, અતિવિષ અને સુંઠ એ સમભાગે ખાંડવું. ૧ થી ૨ વાલ માત્રા આખા દિવસમાં મધ સાથે ચાટી ઉપર દહીં ભાતનો ખોરાક દેવો. જેથી બધી જાતના ઝાડા મટે. ૩૯)

अतिसारांकुश चूर्ण–१७

अंकोलमूलप्रभवा त्वचा च छायाविशुष्काथ विचूर्णिता वै ।
चूर्णं लिहन् शाणमितं समाक्षिकं जयेदतीसाररजं नितांतम् ॥ ४० ॥

અતિસારાંકુશ ચૂર્ણ ૧૭

આંકોલનાં મૂળની છાલને છાયે સુકવી ખાંડી ચૂર્ણ કરવું હમેશા એકઆનીથી ૦। તે.લ.ભા.૨ સુધી મધ સાથે ચટાડવાથી બધી જાતના ઝાડા મટે. (૪૦)

मल्पाचनी वटी–१८

मिश्रदेशजमतीव शुद्धकं नागफेनमपि नागराहृतम् ।
घर्षितं तु वरचंदनैर्युतं कारयेच्च वटिकां सुशोभनाम् ॥
रक्तिकात्रयमितां च भक्षयेत् पाययेत्तदनु तंडुलोदकम् ।
हन्ति चैवमतिसारजान् गदानामदोषमल्पाचनी वटी ॥

### મલપાચની વટી ૧૮

શુદ્ધ અફીણ, સૂંઠ અને સુખડ સમભાગે બારીક કરી એક દિવસ પાણીમાં ઘુંટી ૧ રતીભારની ગોળી વાળવી, સવારે તથા સાંજે એકેક ગોળી મોંમાં નાખી ચાવી ચોખાના પાણીથી ઉતારી જવી, આ ગોળી આમને પકાવી ઝાડાના દર્દને મટાડે છે. (૪૧+૪૨)

### ग्रहणीकपाट रस—१९

तारं स्वर्णं माक्षिकं शुद्धलोहं भागैकैकं गंधकं भागयुग्मम् ।
शुद्धं सूतं मारितं तत् त्रिभागं खल्वे सर्वं मर्दितं वासरैकम् ॥
सर्वं योज्यं हारिणे शृंगकेथ लेप्यं मृत्स्नावाससा वेष्टितं च ।
वाराहाख्ये तत्पुटे गर्तमध्ये आरण्यैर्वै गोमयैः पाचयेद्धि ॥
उत्तार्यैनं स्वै रसैश्चापि सम्यग् भृंगाह्वाया भावयेत्सप्तवारान् ।
चूर्णं दत्वा लोध्रमुस्तामदाह्वाह्विन्नापाठागक्रबीजोद्भवं च ।
कापित्थैर्वा स्वै रसैः सुशृतैश्च भाव्यं सर्वं त्रीणि वाराणि सम्यक् ।
सम्यक् शुष्कं गालितं वस्त्रखण्डे माषं चैकं लेहितं माक्षिकेण ।
कृष्णाचूर्णमरीचयुग्मैश्च युक्तं हन्याच्चेदं संग्रहण्याः प्रकोपान ॥४३–४७॥

### ગ્રહણી કપાટ રસ ૧૯

ચાંદીની ભસ્મ, સોનાની ભસ્મ, માક્ષિક ભસ્મ, અને લોહ ભસ્મ, એ પ્રત્યેક તોલા ૪, શુદ્ધ ગંધક તોલા ૮ અને રસસિંદૂર તોલા ૧૨ એ બધાને એક દિવસ ખરલ કરી હરણના શિંગડામાં ભરી શીંગડાને કપડ મટી કરી સુકાવી વારાહપુટના અગ્નિથી પકાવવું સવારે કાઢી લઇ ખરલ કરી ભાંગરાના રસની સાત ભાવના દેવી, પછી તેમાં સરખે ભાગે લોધર, મોથ, ધાવડીનાં ફુલ. ગળો, કાળીપાટ, અને ઇંદ્રજવ. એ બધાનું સમભાગે કરેલું ચૂર્ણ મેળવી કોઠાના ગર્ભના રસની ત્રણ ભાવના દઇ સુકાવી ઘુંટી કપડે ચાળવું. માત્રા ૬ થી ૧૨ રતી ભાર ટંકે મધ તથા પીપર સાથે ચાટવું, તો સંગ્રહણીનું દરદ મટે. (૪૩+૪૭)

### वज्रकपाट रस—२०

गंधं यवक्षारमथाभ्रकं च सूतं विषं टंकणमेव शुद्धम् ।
वचाग्निमन्थं सममत्र कुर्याज्जयन्तिजंबीरकभृंगजद्रवैः ॥
विमर्दयेत्तत् त्र्यहमेव यत्नाद्गोलं विधायाथ विशोष्य सम्यक् ।
लोहस्य पात्रे च शरावकं वै दत्वा दृढं चोपरि मुद्रयेत्तम् ॥
अध्यर्धयामं शनकैः प्रकुर्यात्पद्धि सुशीतं हि ततोवतारयेत् ।
रसेन तुल्यां मविषां प्रदद्यात् कपित्थभृंगीरसभावितश्च ॥
देया वृषैर्भावनिकाश्च सप्त सूर्यातपे वै हि विमर्दयेत् खलु ।
तथेन्द्रबीजानि च धातकी च विल्वस्य पत्रं च पृथक् समं स्यात् ।
आसां रसैर्भावय चैकवेलं पश्चात संमर्द्य विधेहि चूर्णम् ।

रसाग्रणीर्वज्रकपाटसंज्ञः शाणैकमात्रो मधुनावलीढः ॥
सवह्निशुंठीविडसैंधवं च उष्णाम्बुना वा मथितेन साकम् ।
पीतं तदुग्रं ग्रहणीविकारं हिनस्ति वातप्रभवां रुजं च ।
तथा कफोत्थां च सपैत्तिकां हि हन्यादतीसारहरं परं स्यात् ।४८–५४।

વજ્રકપાટ રસ ૨૦

પારદ, ગંધક, જવખાર, અભ્રકભસ્મ, વછનાગ, ટંકણ, દર્ભ અને અરણીના કુણાં સુકાં મૂળ એ બધાને સમભાગે લઇ બરાબર મેળવી, અરણી લીંબુ અને ભાંગ એ પ્રત્યેકના રસમાં એકેક દિવસ ઘુંટી ગોળો વાળી સુકાવી તે ગોળાને લોઢાની કડાઇમાં ઉપર માટીનું શરાવલું ઢાંકી માટીથી છાંદી લઇ તે કડાઇને ચુલે ચડાવી નીચે ધીમો તાપ દોઢ કલાક આપવો, પછી સ્વાંગશીત થયે તેમાંથી દવા કાઢી લઈ તેમાં સરખે વજને અતિવિષ મેળવી, કાકાનો ગર્ભ, ભાંગ અને મોચરસ ત્રણેનો સાથે કાઢો કરી તેની ૭ ભાવના સૂર્યને તડકે આપવી, પછી ઈંદ્રજવ, ધાવડીનાં ફુલ અને બીલીના પાન એ બધાં સમભાગે ખાંડી ઉકાળો કરી એક વખત ભાવના દેવી. પછી ઘુંટી કપડે ચાળી રાખવું માત્રા–બેઆનીભાર સવારે તથા સાંજે મધ સાથે ચાટી ઉપર ચિત્રો, સુંઠ, બીડલુણ અને સીંધાલુણનું સમ ભાગે કરેલું ચૂર્ણ તોલો ૦। ઉના પાણી સાથે અગર દહીંના ઘોળવા સાથે પીવાથી વાયુ, કફ તેમજ ગરમીની સંગ્રહણી તથા ઝાડાનાં દરદ અવશ્ય મટે (૪૮–૫૪)

पाण्डुकुठार रस–२१

गंधकाभ्ररसलोहभस्मकं शाल्मलीमुसलिकागुडूचिभिः ।
भावयेत् त्रिफलकार्द्रकन्यकावह्निशक्रजरसैश्च सप्तधा ॥
जायते हि भुवि चामृतप्रभः प्लीहपाण्डुविनिवृत्तिदायकः ।
वल्लयुग्मपरिमाणतस्त्वयं लेहितश्च घृतमाक्षिकान्वितः ।
शोफपाण्डुविनिवारणक्षमः सेवितश्च यवचिंचिकारसैः ॥ ५५–५६ ॥

પાંડુકુઠાર રસ ૨૧

પારદ, ગંધક, અભ્રકભસ્મ અને લોહભસ્મ સમભાગે લઈ બરાબર મેળવી શેમળાના મૂળ ધોળી મુસળી, ગળો, ત્રિફળા, આદુ, કુંવાર, ચિત્રો અને ઈંદ્રજવ એ બધાનો સાથે કાઢો કરી ૭ ભાવના દેવી. માત્રા ૪ રતી સવારે તથા સાંજે મધ ઘી સાથે ચટાડવાથી બરલ સાથેનો પાંડુરોગ મટે તથા મોંમાં નાખી બોંઆમલીનો રસ પીવાથી સોજા સાથેનો પાંડુરોગ અવશ્ય મટે. આ રસ અમૃત સરખો ગુણકારી છે. (૫૫-૫૬)

पाण्डुनाशन रस–२२

स्वर्णरूप्यमथ शाणमात्रकं शुद्धताम्रमथ सप्तमं कुरु ।
सर्वतः समसिंदेन रसेन्द्रं पिष्टिकां कुरु विमर्द्य गोलकम् ॥
गंधकेन परिवेष्ट्य गोलकं पाचयेच्च मतिमान् भिषग्वरः ।
भूमिमध्यनिहितं सुयन्त्रितं यामपञ्चकमथवाष्टकं ततः ॥

गंधमन्यमपि निक्षिपेत्पुटे एवमत्र परिजारयेद् बुधः ।
निम्बुकेन परिपेष्य षड्गुणं गंधचूर्णमथ लोहचूर्णकम् ॥
योजयेच्च पलमन्यतस्ततो लोहपात्रकुहरे पुटत्रयैः ।
पाचयेच्च चिरविल्ववह्निना पाण्डुनाशनरसस्ततो भवेत् ।
वल्लमस्य मधुपिप्पलीयुतं लेहितं सकलपाण्डुनाशनम् ॥ ५८–६१ ॥

### પાંડુનાશન રસ–૨૨

સુવર્ણભસ્મ તોલો ૧, રૌપ્યભસ્મ તોલો ૧, તામ્રભસ્મ તોલા ૨ અને શુદ્ધ પારદ તોલા ૪ સાથે મેળવી પ્રથમ પારા સાથે બધી ભસ્મો નાખી ઘુંટી પારો મળી જાય પિષ્ટી થઇ જાય એટલે લીંબુના રસથી ગોળો વાળી સુકાવી તે ગોળાની આસપાસ ગંધક મુકી કપડામાં પોટલી બાંધી જમીનમાં વેંત એકનો ખાડો ગાળી તેમાં એ ગોળો મુકી ઉપર માટી વાળી તેનાપર ૧૮ થી ૨૪ કલાક છાણાં સળગાવવાં. ઠંડું થયે કાઢી લઈ ખરલ કરી ફરી લીંબુમાં ગોળો કરી સુકાવી ઉપર પ્રમાણે ગંધક સાથે પોટલી બાંધી ઉપર પ્રમાણે બીજી વખત ગંધકજારણ કરવું કુલ ૬ વખત ગંધક જારણ થાય એટલે તેમાં ૪ ચાર તોલા લોહભસ્મ મેળવી લીંબુના રસમાં ઘુંટી કરંજના લાકડાના અગ્નિથી ત્રણ વખત પકાવવું, પછી એક દિવસ ખરલ-કરી રાખી મુકવું, સવારે તથા સાંજે મધ પીપર સાથે વાલ વાલ ચાટવાથી પાંડુરોગ મટે. (૫૭+૬૧)

### पाण्डुनाशन रस–२३

सूक्ष्मं ताम्रदलं विलेप्य वलिना सूतेन सार्धं तथा
स्थालीमध्यगतं सुपाचितमिदं यामद्वयं वह्निना ।
नागं गंधकसंयुतं च पुटितं चित्रार्द्रसम्मिश्रितं
चूर्णीकृत्य समं सुशोभनरसं संयोजयेच्छास्त्रवित् ॥
शोफपाण्डुकफवातनाशनो रक्तिकैकपरिमाणतस्त्वयम् ।
सेवयेच्च लघु चान्नभोजनं तैलमम्ललवणामिषं विना ॥ ६२–६३ ॥

### પાંડુનાશન રસ–૨૩

શોધેલા ત્રાંબાને પારદ ગંધક કજ્જળીની ભઠી આપીને વાંતિહર નિરુત્થ બનાવવું, અને સીસાને ગંધકની ભઠી આપી ભસ્મ કરવી, પછી બન્ને ભસ્મ સાથે મેળવવી, પછી તેને ચિત્રક-મૂળ અને આદુ રસની ભાવના દેવી, સવારે તથા સાંજે રતી રતીની માત્રા મોંમાં નાખી ઉપર પાણી પીવું. સોજા સાથેના પાંડુરોગ, કફ, અને વાયુ વગેરે મટે. પથ્યમાં તેલ, ખટાઇ, મીઠું અને માંસ વગેરે તજવું, ખોરાક હળવો લેવો. (૬૨–૬૩)

### पाण्डुसूदन रस–२४

सूतं तीक्ष्णकमेव गंधसहितं भागेन संवर्धितं ।
पश्चात् खल्वतले विमर्द्य विधिना चूर्णीकृतं गालितम् ।
कूप्यां संविनिवेश्य चिक्कणमृदा संलेपितायां पचेत् ।

यामद्वादशमात्रकं हि सिकतायन्त्रेण वैद्याग्रणिः ॥
प्रक्षिपेच्च वरशाल्मलीरस त्रैफलं च गुडवल्लिकाद्रवम् ।
पाचयेच्च मृदुवह्निना दिनं स्वांगशीतलममुं प्रगृह्य च ॥
त्र्यूषणार्द्रकरसेन भावयेत् पाण्डुसूदनरसोयमीरितः
शुष्कपाण्डुविनिवृत्तिदायको रोगराजहरणः प्रकीर्तितः ॥ ६४-६६ ॥

પાંડુસુદન રસ-૨૪

પારદ તોલા ૮, લોહભસ્મ તોલા ૧૬ અને ગંધક તોલા ૨૪ બરાબર મેળવી આગન શીશીમાં નાખી વાલુકાયંત્રથી ૩૬ કલાક પકાવવું ૧૨ કલાક વીત્યા પછી શીશીમાં શેમળાનો રસ, ત્રિફળાનો રસ અને ગળોનો રસ એક પછી એક નાખવો એટલે એક રસ બળી જાય એટલે બીજો અને પછી ત્રીજો નાખવો ને પણ બળી જાય ત્યાર પછી ૨૪ કલાક અગ્નિ આપવો. સ્વાંગશીત થયે શીશીને ગળે જામેલો તથા તળે રહેલો બધો રસ કાઢી લઈ ત્રિકટુનો ઉકાળો અને આદુનો રસ એ બધાની એકેક ભાવના આપવી એટલે પાંડુસુદન રસ થયો. સુકો પાંડુરોગ તથા બીજો કોઈ પણ પ્રકારનો પાંડુરોગ કમળો મટે. (૬૫-૬૬)

मृगांक पोटली रस-२५

सूक्ष्माणि पत्राणि हि हाटकस्य भूर्जोपमान्यप्यथ कारयेच्च ॥
तुल्यानि सूतेन समेन खल्वे क्षिप्त्वा त्वहोरात्रिषु तानि मर्दयेत् ।
ज्वालामुखीस्वरसकेन च काञ्चनारकाथेन लांगलिरसेन तथा विमर्द्य ।
पिष्टी यथा दृढतरा भवतीह पश्चाद् गोलं विधाय रुचिरं सहटंकणेन ।
सर्वैः समानमथ गंधवरं विशुद्धं गोलं विधाय रुचिरं रविघर्मशुष्कम् ।
वस्त्रेण वेष्टितमिदं मृदया च लिप्तं तच्छ्रावसंपुटवरेऽपि विमुद्रितव्यम् ।
धार्यं ततो लवणपूरितभाण्डमध्ये दद्यात्ततो ऽग्गणकैर्बहुभिः पुटं तु ।
शीतं प्रयानमुपलस्य ततः प्रयत्नाद् गृहीत्वा च पूर्वविधिवत् खलु यंत्रमध्ये ॥
दत्वा पुटं गजपुटेन च शीतमत्र भक्षेदिमं रसवरं गुणदं नृणां हि ।
क्षौद्रेण युक् च मगधात्रयसंयुतोऽसावष्टाभिरूषणवरैः सह सेवनीयः ॥
एकोनविंशदथ रोगगणाञ्छिनत्ति यक्ष्माणमेव निनिहन्त्यविशोषमुग्रम् ।
नाम्ना मृगांक उदितः सकलामयघ्नः गेहे सदा धनवता पुरुषेण नित्यम्
॥ ६७-७२ ॥

મૃગાંક પોટલી રસ-૨૫

સોનાનો વરખ તોલો ૧ લેવો તેમાં ૧ તોલો પારદ નાખી ૨૪ કલાક ઘુંટવું પછી જ્વાળામુખી, કંચનાર અને કળહારી પ્રત્યેકના રસની ભાવના દઈ તેમાં ૧ તોલો ટંકણ અને ૪ તોલા ગંધક નાખી ગોળો વાળી તડકે સુકાવી કપડામાં બાંધી કપડાપર માટી લેપી તેને શરાવસંપુટમાં મુકી કપડમાટી કરી મીઠાથી ભરેલ માટલામાં વચ્ચે એ

શરાવ મુકી માટલાની આસપાસ છાણાં ગોઠવી નીચે અગ્નિ આપવો બીજે દિવસે કાઢી લઈ ઘુંટી ફરીવાર ઉપર પ્રમાણે ભાવના દઈ શરાવસંપુટમાં પેક કરી ગજપુટમાં અગ્નિ દેવો, પછી ઘુંટી રાખવો. ૨ રતિ રસમાં ૩ લીંડીપીપરનો ભુકો તથા આઠ મરીનો ભુકો મેળવી ૨ પડીકાં કરવાં સવારે તથા સાંજે મધમાં ચાટવાં, જેથી ૨૯ જાતના મોટા રોગ ભયંકર ક્ષયરોગને, શરીરની કૃશતાને તથા અનુપાન ભેદથી બીજા રોગોને મટાડે છે. પૈસાવાળા મનુષ્યો સેવન કરે તો શરીર બળવાન તથા દીર્ઘાયુષી થાય છે. (૬૭–૭૨)

हेमगर्भपोटली रस–२६

शुद्धं स्वर्णं कर्षमात्रं प्रकुर्यात्तद्वत्सूतं शोधितं मुष्टिमात्रम् ।
घृष्ट्वा पिष्टीं कारयेत्खल्वमध्ये गंधो देयः शाणकाः पञ्चविंशत् ॥
मर्द्यं सर्वं काञ्चनारद्रवेण कृत्वा गोलं तल्लिपेन्मूषिकान्तः ।
मुद्रां दत्वा शोषयेद् भूधराख्ये यन्त्रे चैनं पाचयेद्वासरान् त्रीन् ॥
शीतं तं वै सर्वमुद्धृत्य यत्नाच्छुद्धं गन्धं तत्समं मर्दयेच्च ।
आर्द्राचित्रोत्थे रसे तद्वराटेष्वापूर्यान्ते युक्तितो मुद्रयेच्च ॥
कुर्यादेवं टंकणं चाष्टमांशं नागं दद्याट्टंकणादर्धभागम् ।
सेहुन्डोत्थैर्दुग्धकैरेव पिष्ट्वा लिम्पेदेवं तान्वराटांश्च सर्वान् ॥
पश्चात्सम्यक् चूर्णलिप्तेऽथ भाण्डे दत्वा मुद्रा गर्तमध्ये निवेश्य ।
अग्निं पश्चाज्ज्वालयेन्नागसंज्ञे शीतं कृत्वा चोद्धरेत्तं रसं हि ॥
पथ्यं ज्ञेयं यादृशं वै मृगांके क्षारं चाम्लं वर्जयेच्च प्रयत्नात् ।
मात्रा वल्लमिता घृता रसवरस्येयं यदा छर्दते ॥
छिन्नाग्राः स्वरसस्तदा मधुयुतः पेयो जलं वा मधु ।
प्रायः श्लेष्मजरुग्गणेषु सगुडं दद्यात्सदा चार्द्रकं ।
भृंगीचूर्णसुयोजितो मधुयुतो लीढो विरेकापहः ॥
कासं श्वासयुतं क्षये ग्रहणिकामग्रश्च मन्दुक्षणः ।
पुष्टिं वै कुरुते बलं वितनुते कार्श्यं परं नाशयेत् ।
हेम्नो गर्भरसो ह्ययं निगदितो व्याप्तेस्तु विध्वंसको ।
नाम्ना पोटलिकाभिधो रसवरः प्रोक्तो द्वितीयः खलु ॥ ७३–८० ॥

હેમગર્ભ પોટલી રસ–૨૬ (હિરણ્યગર્ભ બુટી)

એક તોલો સોનાનાં બારીક પત્રાં કરી તેમાં ચાર તોલા શોધેલો પારદ નાખી એક દિવસ સુધી ઘુંટી પિટી કરવી, પછી તેમાં ૬। તોલા ગંધક મેળવી કાંચનારના રસમાં ઘુંટીને ગોળો વાળી મુસાની મુસમાં મુકી કપડમાટી કરી ભુધરયંત્રમાં મુકી ત્રણ દિવસ ઉપર છાણાં બાળવાં, સ્વાંગશીત કરી કાઢી લઈ તેમાં સરખે વજને ગંધક મેળવી આદુ અને ચિત્રાના રસમાં ઘુંટી મુકાની પીળી કોડીઓ ભરવી, પછી ટંકણ તોલા ૮ માં વછનાગ તોલા ૪ મેળવી થોરનાં દૂધમાં

થોરના દુધમાં ઘુંટી તેનાથી કોડીના મોં છાંદવાં-સુકાવવાં. પછી એક માટલીમાં ટણીચુનો ચોપડી સુકાવી તેમાં એ કોડીઓ ગોઠવવી, પછી એ માટલીને કપડમાટી કરી ગજપુટનો અગ્નિ દેવો, બીજે દિવસે કાઢી ખરલ કરી રાખવું. માત્રા ૨ થી ૩ રતિ મધ પીપર સાથે. ક્ષયરોગ, શ્વાસ અને ખાંસીમાં ચટાડી ઉપર ગરમ દુધ પાવું. ઉલટી થાય તો ગળોના સ્વરસમાં મધ મેળવી પાવું. કફના રોગમાં મોમાં માત્રા નાંખી ઉપર ગોળ સાથે આદુ ચવરાવવું. ઝાંડા સંગ્રહણીમાં બેઆનીભાર શોધેલી ભાંગનો ભુકો અને મધ સાથે ચટાડવું. તેથી જઠરાગ્નિ પણ પ્રદીપ્ત થાય. સાજા માણસે બળ પુષ્ટિ તથા વીર્યવૃદ્ધિ માટે ૨ રતિ માત્રા દિવસમાં બે વખત મધ ઘી સાથે ખાઈ ઉપર કઢેલું દુધ પીવું. આ રસ ઉપર પથ્યમાં ક્ષાર, ખટાઇ અને મીઠું એ બંધ કરવું. મીઠાને બદલે સીંધાલુણ ખાવું. દરેક રોગ ઉપર અનુપાનભેદથી વાપરી શકાય છે. (૭૩-૮૦)

### हेमगर्भपोटली-२७

भागा रसस्य खलु वेदमिताश्च हेम्नः पीष्टीं विधाय वरगंधदलद्विभागे ।
खल्वे निधाय किल कज्जलिकां तथैषां मुक्ताफलान्यपि च षोडशभागकानि॥
तुर्यांशकानपि च शुद्धवराटकांश्च शंखं तथा कलितटंकणभागमेकम् ।
सर्वं विमर्द्य खलु निम्बुकजै रसैर्वा गोलं विधाय खलु संपुटके विदध्यात्॥
तन्मुद्रयेल्लवणभस्मवरेण सम्यक् हस्तप्रमाणकृतगर्तवरे सुपूर्य ।
सद्गोमयैर्गजपुटं प्रमितं प्रदद्यात् तत्स्वांगशीतलगतं च समुद्धरेद्धि ॥
पिष्ट्वार्धमापमिह क्षौद्रघृतेन लिह्यादेकोनत्रिंशमरिचैः सहराजते वा ।
सद्धेमजेथ किलकाचमये सुधार्ये सश्वासकासक्षयवातकृतेतिसारे ।
मन्दानलेन्यगदवत्सु च पोटलीयं स्यात्सर्वरोगशमनाय बुधैः प्रदिष्टा
॥ ८१-८४ ॥

### હેમગર્ભ પોટલી રસ-૨૭

પારદ તોલો ૧ સુવર્ણનાં પાનળાં પત્રાં તોલો ૧ બન્નેની પિષ્ટી કરી તેમાં ગંધક તોલા ૩ મેળવી કજ્જલી કરી તેમાં સાચા મોતી તોલા ૪, પીળી કોડી તોલા ૨, શંખ તોલો ૧ તથા ટંકણ તોલો ૧ સાથે મેળવી લીંબુના રસમાં ઘુંટી ગોળો વાળી શરાવસંપુટમાં પેક કરી કપડમાટી કરી એક હાથ ચોરસચોરસ ઉંડા ખાડામાં ભઠ્ઠી દેવી. સ્વાંગશીત થયે કાઢી લઈ ખરલ કરવું બેઆનીભાર મરીના ભુકામાં ત્રણ રતિ આ રસની માત્રા મેળવી ૨ પડીકાં કરવાં. સવારે તથા સાંજે ચાંદીના, સોનાના અથવા ચીનાઇ માટીના વાસણમાં મધ ઘી સાથે કાલવી ચાટવું, શ્વાસ, ખાંસી, ક્ષયરોગ, વાયુના ઝાડા, મંદાગ્નિ તથા બીજા ઘણા રોગ ઉપર આ દવા આપી શકાય છે. પથ્યમાં ખટાઇ, તેલ, દહીં, લીંબુ વિગેરે બંધ કરવાં. (૮૧-૮૪)

### राजमृगांक रस-२८

पलैकमानं रसभस्मकं स्याद्धिरण्ययोस्यं भसितं पलैकम् ।
शुद्धस्य वंगस्य पलप्रमाणं तथैव मुक्ता द्विपलोन्मिताः स्युः ॥
पादांशतष्टङ्कणमेव स्वन्नेम्लयेनसा सर्वमिदं विभाव्य ।

शुद्धेन पश्चाच्चकाञ्जिकेन संमर्द्य सर्वं दिनसप्तकेन ॥
गोलं विधायाथ विशोषयित्वा मूषागतं तं खलु पाचयेद्धि ।
शीतं समुद्धृत्य ततो रसेन्द्रं विचूर्ण्य धार्यः स तु हेमपात्रे ॥
हेम्नस्त्वभावे रजतस्य पात्रे नान्यस्य पात्रेषु निवेशनीयः ।
अयं राजमृगांकाख्यो रोगराजस्य घातकः ।
पथ्यं पूर्वोक्तविधिना कारयेन्मतिमान् भिषक् ॥ ८५–८८ ॥

### રાજમૃગાંક રસ ૨૮

પારદભસ્મ તોલા ૪, સુવર્ણભસ્મ તોલા ૪, બંગભસ્મ તોલા ૪, સાચાં મોતી તોલા ૮ અને ટંકણ તોલા ૫ બરાબર મેળવી અમલવેતના રસમાં ઘુંટી સુકાવી જવના સુરકામાં સાત દિવસ ઘુંટવું, પછી ગોળો વાળી સુકાવી મૂસમાં મુકી કપડમાટી કરી વારાહપુટની ભઠ્ઠી આપવી, બીજે દિવસે કાઢી લઇ ખરલ કરી સોનાની અથવા ચાંદીની શીશીમાં ભરી રાખવો, તે સિવાય બીજામાં રાખવો નહીં. માત્રા–૧ રતીમાં મધ સાથે દિવસમાં બે વખત ચટાડવું, પથ્ય ઉપર પ્રમાણે. આ ઔષધથી ભયંકર ક્ષયરોગ મટે છે. (૮૫–૮૮)

### लोकनाथ पोटली रस–२९

बुभुक्षितः शुद्धरसो द्विभागस्तथा हि गन्धस्य च भागकौ द्वौ ।
द्वयोः शुभां कज्जलिकां विधाय सूताद्वराटेषु चतुर्गुणेषु ॥
शनैः शनैः सर्वमिदं प्रपूर्य भागैकटंकं रविदुग्धघृष्टम् ।
तेषां तदास्येषु विलेपयित्वा मुद्रां विदध्यात्किल शोषयेच्च ॥
यन्त्रे दृढे तं विनिवेश्य यत्नाद्वह्निं चतुर्याममधः प्रकुर्यात् ।
शंखस्य खण्डानि पलान्यथाष्टौ तत्संपुटस्यान्तरतो विन्यसेत् ॥
शरावसन्धिं खलु मुद्रयित्वा हस्तोन्मिते गर्तवरेऽपि धृत्वा ।
पुटं प्रदद्यादथ नागसंज्ञं शीतं समुद्धृत्य ततः प्रयत्नात् ॥
पिष्ट्वाथ खल्वे खलु सर्वमेव वल्लद्वयं भक्षितमस्य सम्यक् ।
क्षौद्रेण युक्तं विनिहन्त्यशेषादेकोनत्रिंशद्गणरोगजाताम् ।
पीडां प्रकाण्डां न च संशयोऽस्ति संसेव्यमानः किल लोकनाथः
॥ ८९–९३ ॥

### લોકનાથ પોટલી રસ–૨૯

બુભુક્ષિત પારદ તોલા ૮ અને ગંધક તોલા ૮ બન્નેની કજ્જળી કરી ૩૨ તોલા પીળી કોડી લઇ તેમાં એ કજ્જળી ભરી ૪ તોલા ટંકણને આંકડાના દૂધમાં ઘુંટી કોડીના મો છાંદી એક માટલીમાં મૂકી તેનું મો છાંદી લઇ ચુલે ચડાવી ૧૨ કલાક અગ્નિ દેવો, પછી ૩૨ તોલા શંખના કટકા એ હાંડલીમાં નાખી મો છાંદી લઇ એક હાથના ખાડામાં ગજપુટનો અગ્નિ દેવો, સ્વાંગ-

શીત થયે કાઢી લઈ ખરલ કરી રાખવું. માત્રા ૩ રતિ સવારે અને ૩ રતિ સાંજે મધ સાથે ચટાડવું. આ ઔષધ ક્ષયરોગ, હૃદયનાં દર્દ, વીર્યના રોગ વગેરે ઘણા રોગોને મટાડે છે. અનુપાનભેદથી આપવું. (૮૯–૯૩)

॥ मूर्च्छाकाभरण रस–३० ॥

शुद्धं विषं पलमितं रसमेकशाणं चूर्णीकृतं तदनु काचशरावलिप्तम् ।
मुद्रां विधाय सुदृढामपि यामयुग्मं तत्संपुटे कुरु भिषग्वर वह्निमेव ॥
उद्घाट्य संपुटमिदं शनकैः सुलग्न-धूमं शनैरपि शनैः परिगृह्य यत्नात्
संवेशयेत्तदनु काचमये सुपात्रे सूच्या मुखे लगति तत्र प्रमाणमस्य ।
संमूर्छिते सकलदोषजसन्निपाते शस्त्राहतं दशमरन्ध्रगतं प्रघर्षेत् ।
रसभेषजसंसर्गान् मूर्छितोऽपि हि जीवति ॥
तथैव कृष्णसर्पेण दष्टोऽपि न मरिष्यति ॥ ९४–९६ ॥

મૂર્ચ્છાકાભરણ રસ–૩૦

શુદ્ધવચ્છનાગ તોલા ૪, અને પારદ તોલો ૦I. એક દિવસ ઘુંટી એક શરાવલામાં કાચ ચોપડી તેમાં મિશ્રણ ભરી તેના પર બીજું શરાવલું ઢાંકી મજબુત છાંદી લઈ ચુલે ચડાવી અને તેને ૭ ૭ કલાક અગ્નિ આપવો, બાર કલાક ઠરવા દઈ જાળવીને શરાવલાં ઉઘાડવાં, ઉપલામાં ચોટેલો રસ બહુ સંભાળીને લઈ કાચની શીશીમાં જલદી ભરી દેવો સોયને ભીની કરેલી અણી ઉપર ચડે તેટલો રસ તાળવામાં જરા છેકો દઈ ત્યાં મૂકીને ઘસવો, સોડી અને દવાનો સંયોગ થવાથી બેભાન થયેલો ભયંકર સન્નિપાતથી પકડાયેલો તથા સર્પદંશ થયેલો માણસ જીવતો થાય. (૯૪–૯૬)

॥ पंचवक्त्र रस ३१ ॥

सूतं गंधं कर्षयुग्मप्रमाणं तत्पादांशां कारयेद्वै शिलाख्याम् ।
व्योषं ताप्यं पिप्पली तत्समानां प्रत्येकं वै भेषजं चूर्णयेच्च ॥
भाव्यं पित्तैर्मत्स्यमायूरजैर्वै घर्मे कृत्वा सप्तवारं हि सम्यक् ।
गुञ्जायुग्मं भक्षितः पञ्चवक्त्रो मूर्च्छां हन्यात्सन्निपातेन जाताम्॥९७-९८॥

પંચવક્ત્ર રસ ૩૧

પારદ તોલા ૨, ગંધક તોલા ૨, મનશીળ, સુંઠ, પીપર, મરી, માક્ષિકભસ્મ, અને ગજપીપર પ્રત્યેક તોલો ૧ એ બધાને બરાબર મેળવી મત્સ્ય તથા મયૂરના પિત્તની સાત ભાવના દેવી. માત્રા ૧ થી ૨ રતિભાર ભયંકર સન્નિપાતમાં તથા તેની બેભાનીમાં આદુરસ અને મધ સાથે આપવું. (૯૭–૯૮)

॥ पंचवक्त्र रस ३२ ॥

सूतं गंधं टंकणं वत्सनाभं कृष्णं कृष्णां कारयेद्वै समांशाम् ।
धूर्तद्रावैर्मर्दितं वासरैकं चूर्णं कृत्वा गालितं सूक्ष्मवस्त्रे ॥

पञ्चे भक्षेत्सन्निपाते सुतीव्रे सार्कं क्वाथं नागरं वाऽनुपाने ।
पथ्यं दध्योदनं कार्यं जलयोगं तु कारयेत् ॥
कफप्रकोपे सक्षौद्रं सार्द्रं दद्यात्प्रयत्नतः ।
अग्नि मदीपयत्याशु ज्वरं हन्यात् त्रिदोषजम् ॥ ९९–१०१ ॥

पंचवक्त्र रस ३२

પારદ, ગંધક, ટંકણ, વચ્છનાગ કાળો અને લીંડીપીપર એ બધાં સમભાગે લઈ ધતુરાના રસમાં એક દિવસ ઘુંટી તડકે સુકવી કપડે ચાળી નાખવું. ૩ થી ૪ રતિભાર મોંમાં નાખી ઉપર આકડાનાં મૂળનો કાઢો સુંઠ નાખી પાવો. એથી ભયંકર સન્નિપાત મટે, ગરમી થાય તો માથે લીલાં પોતાં મૂકવાં, દહીં ભાત ખવરાવવું, કફનો કોપ થઈ આવે તો મધ સાથે આદુ ખવરાવવું, બધા તાવમાં આ ઓષધ અપાય છે. (૯૯–૧૦૧)

॥ उन्मत्त रस–नस्य ३३ ॥

सूतं गंधं मर्दयेद्वासरैकं धूर्तद्रावैस्त्र्यूषणं तुल्यमस्मात् ।
उन्मत्ताख्यः कथ्यतेऽयं रसाग्र्यो नस्ये दद्यात् सन्निपातान्निहन्ति॥१०२॥

ઉન્મત્ત રસ ૩૩ (નસ્ય)

પારદ અને ગંધક પ્રત્યેક ૪ ચાર તોલા લઈ કજ્જળી કરી ધતુરાના રસની ભાવના દેવી. તેમાં ત્રિકટુ ચૂર્ણ તોલા ૮ મેળવી એક દિવસ ખરલ કરી કપડે ચાળવું. તેને નાક વાટે સુંઘાડવાથી બધા સન્નિપાત મટે છે. (૧૦૨)

॥ सन्निपाताञ्जन ॥ ३४ ॥

दन्तीबीजं निस्तुषं चाष्टनिष्कं कृष्णं कृष्णामूलसूतं त्रिनिष्कम् ।
भाव्यं द्रावैः पंकजम्बीरजैस्त ... दिनैस्सप्रयत्नम् ॥
दत्तो रसश्चाञ्जनेन सन्निपातान्निहन्ति वै ।
सन्निपाताञ्जनरसः कथितः शास्त्रवर्त्मना ॥ १०३–१०४ ॥

સન્નિપાતાંજન રસ ૩૪

નેપાળાનાં બીજ તોલા ૨, વચ્છનાગ, પીપરીમૂળ અને પારદ પ્રત્યેક તોલો ૦। સાથે લઈ ત્રણ દિવસ પાકેલા લીંબુના રસમાં ઘુંટી ગોળીઓ વાળવી. તેને ત્રાંબાના વાસણ ઉપર પાણી સાથે ઘસીને આંજવાથી બધા સન્નિપાત મટે. એમાં રચેલો દરદી જાગૃત થાય. (૧૦૩–૧૦૪)

॥ कनकसुंदर रस ३५ ॥

स्वर्णं कुर्याच्चाणमापप्रमाणं शुद्धं मृतं मूर्येनिष्कप्रमाणम् ।
गंधं चाभ्रं वेदशाणप्रमाणं शुद्धं शुल्वं युग्मशाणान्वितं स्यात् ॥
ताप्यं कृत्वा शाणयुग्मप्रमाणं तद्वद् वंगं त्रिप्रमाणं सुधीरम् ।
कुर्याल्लोहादष्टनिष्कान् त्रिशुद्धान् नागं शुद्धं तोलकैकं प्रसिद्धम् ॥

लांगल्याह्वामूलमेकं पलं स्यान्निम्बूतोयैः पेषयेत्त दिनैकम् ।
दद्यादेवं कुक्कुटाख्यं पुटं वै शीतं कृत्वा चूर्णयेत्तच सर्वम् ॥
वल्लं देयं सन्निपाते सुतीव्रे सर्पे दृष्टे-स्थावरे जंगमे वा ।
कुष्ठव्याधिं चाग्निमांद्यं त्वजीर्णं हन्याच्चेदं शृंगवेरानुपानात्
॥ १०५–१०८ ॥

### કનકસુંદર રસ ૩૫

સોનાની ભસ્મ તોલો ૧, શુદ્ધ પારદ તોલા ૩, ગંધક તોલો ૧, અભ્રક ૧ તોલો, તામ્રભસ્મ, સુવર્ણમાક્ષિક દરેક તોલો ૦॥, બંગભસ્મ તથા સૌવીરાંજન તોલો ૦॥।, લોહભસ્મ તોલા ૨, નાગભસ્મ તોલો ૧ અને કળિહારીમૂળ તોલા ૪ એ બધાંને બરાબર મેળવી લીંબુના રસમાં એક દિવસ ઘુંટી ગોળો વાળી સુકાવી ૮ આડાયાં છાણાંનો અગ્નિ આપવો, અર્થાત્ કુક્કુટપુટ દેવો. ઠંડું કરી ઘુંટવું, આદુરસ અને મધ સાથે ત્રણ રતિભારની માત્રા આપવી જેથી ભયંકર સન્નિપાત, સર્પદંશ, કુષ્ઠરોગ અને મંદાગ્નિ વિગેરે દર્દોનો નાશ થાય. (૧૦૫–૧૦૮)

॥ सन्निपातभैरव रस ३६ ॥

सूतं चैकं गंधकं स्यात्त्रिभागं खल्वे घृष्ट्वा कज्जलीं कारयेच ।
तारं ताम्रं वंगभस्माभ्रभस्म लोहं कुर्यात्सर्वमेकैकभागम् ॥
वह्निज्वालावज्रवल्ल्यद्रनादाः शुण्ठी वैल्वं क्वाथयेत्तद्रसैर्वा ।
मर्द्यं यामं यत्नतोऽपि मकर्पात् कृत्वा गोलं वेष्टितं वस्त्रखण्डे ॥
भाण्डे चार्धं पूरयित्वाथ गोलं स्थाप्यं स्वेद्यं याममेकं हि पश्चात् ।
कृत्वा चूर्णं काचकूप्यां निधाय वह्निं दद्याद्वालुकाख्ये द्वियामम् ॥
शुद्धं रक्तं विद्रुमं चूर्णयित्वा कर्षे कर्षे शाणमात्रं विदध्यात् ।
व्यालस्वेदं कालकूटं द्विवल्लं प्रत्येकं वै भावितं सूर्यतापे ॥
पश्चान्मुस्तावेतसं पिप्पलीं च लोमां मांसीं देमवल्लीं च नीलीम् ।
पथ्यं निशाल्कुष्ठकौठेरकं च रास्नां यष्टिं देवदालीं मधूकम् ॥
शुण्ठिं कृष्णां ताम्रमूलीं यमस्नं संकुट्याथो तुल्यभागं गृहीत्वा ।
भाव्यं सम्यक् श्यामधत्तूरजातैर्द्रावैरेभिर्भावितं सप्तवारम् ॥
चूर्णं कृत्वा वल्लमात्रं प्रदद्याद् दोषैर्दुष्टे सन्निपाते ज्वरे च ।
सर्वोन्मादे भैरवो भूतदोषे ऽप्यशोत्र सन्निपातादिरेपः ॥१०९–११५॥

### સન્નિપાતભૈરવ રસ ૩૬

પારદ તોલા ૪ અને ગંધક તોલા ૧૨ને ઘુંટીને કજ્જલી કરવી. પછી ચાંદીની ભસ્મ, તામ્રભસ્મ, બંગભસ્મ અભ્રકભસ્મ અને લોહભસ્મ પ્રત્યેક ૧ તોલો મેળવી એક દિવસ ખરલ કરવું પછી ચિત્રકની, [illegible], હાડસાંકળ, થોર, [illegible] અને બીલીનો ક્વાથ એ બધાંનો

સાથે કાઢો કરી ૩ કલાક ભાવના દઈ ગોળો વાળી સુકાવી કપડામાં વીંટી વાલુકાયંત્ર ઉપર ગોળાને મૂકી ત્રણ કલાક નીચે અગ્નિ દેવો, પછી કાઢી લઈ ખરલ કરી આતશીશીમાં નાખી વાલુકાયંત્રથી ૬ કલાક પકાવી ઠંડું થયે શીશીમાંથી રસ કાઢી લઈ તેમાં તે રસનું જે વજન હોય તેથી ચતુર્થાંશ અજાજિકી તથા એક તોલા રસમાં બબ્બે વાલ (૭ રતિ)ને હિસાબે સર્પવિષ અને કાળકૂટવિષ નાખી, મોથ, નેતર, લીંડીપીપર, જટામાંસી, મીંઢી ખરખોડી, શ્રણી, ચિત્રાનાં પાન, કુષ્ઠ, તુલસી, રાસ્ના, જેઠીમધનાં મૂળ, કુકડવેલ, મહુડાં, ગોરખમુંડી લીંડીપીપર અને મુસળી એ બધાં સરખે ભાગે ખાંડી ઉકાળો કરી સાત ભાવના આપવી. પછી કાળા ધતુરાના રસની સાત ભાવના દેવી, સુકાયા પછી એક દિવસ ઘુંટી શીશી ભરવી. માત્રા ૧ થી ૩ રતિ સન્નિપાત જ્વરમાં, ઉન્માદમાં, ભૂતબાધામાં, વાઈ તથા મૂર્છાની બેભાનીમાં આદુના રસ સાથે દેવાથી તુરત આરામ થશે. આ ઔષધ ખાવામાં, સુંઘાડવામાં તથા આંજવામાં વપરાય છે. (૧૦૯–૧૧૫)

॥ पञ्चामृत रस ३७ ॥

सूतं सूतं तथा चाभ्रं वंगं ताम्रं च कान्तकम् ।
मेलितं च समासेन मर्दयेत्कन्यकाद्रवैः
घृष्ट्वा पानीययोगेन घटीमेकां च चूर्णयेत् ।
भक्षितो वल्लमात्रं हि कृष्णाक्षौद्रेण संयुतः ॥
कासश्वासान्निहन्त्याशु तमः सूर्योदये यथा ॥ ११६–११७ ॥

પંચામૃત રસ ૩૭

રસસિંદુર, અભ્રકભસ્મ, બંગભસ્મ, તામ્રભસ્મ અને કાંતલોહ ભસ્મ એ બધાં સમભાગે લઈ બરાબર મેળવી કુંવારના રસની ભાવના દઈ તડકે સુકાવી પાણીમાં રતિભારની ગોળી વાળવી. માત્રા ૧ થી ૩ ગોળી મધ તથા લીંડીપીપરના ભુકા સાથે દેવાથી ખાંસી, ઉધરસ તથા શ્વાસ વિગેરે છાતીનાં દરદ અવશ્ય મટે (૧૧૬–૧૧૭)

॥ वातनाशन रस ३८ ॥

सूतं स्वर्णं ताम्रवैक्रान्तके च लोहं ताप्यं तालकं गंधकं वै ।
अब्धेःफेनं शुद्धसौवीरकं च कृत्वा सम्यक् सर्वमेवं समांशम् ॥
भागं चैकं कारयेद्वै रसोनं वज्रीक्षीरैर्मर्दितं वासरैकम् ।
कृत्वा सम्यग् भूधरे तं विपाच्य माषं चैकं भक्षयेदार्द्रकेण ॥
लिह्यादेनं पिप्पलीमाक्षिकेण कृष्णामूलस्यानुपेयः कषायः ।
सर्वान्वातान्वातजातान्विकारान् हन्यात्सत्यं भाषितं भैरवेण
॥ ११८–१२० ॥

વાતનાશન રસ ૩૮

પારદ, ગંધક, સુવર્ણભસ્મ, તામ્રભસ્મ, વૈક્રાંતભસ્મ, લોહભસ્મ, માક્ષિકભસ્મ, હરતાળભસ્મ, સમુદ્રફીણ, સૌવીરાંજન અને લસણ એ બધાં સમભાગે લઈ ધંતુરીઆ થોરના

દૂધમાં એક દિવસ ઘુંટી ગોળો વાળી શરાવસંપુટમાં પેક કરી જમીનમાં ખાડો કરી ૧૦ છાણાના અગ્નિથી પકાવવું. ૧ થી ૪ રતિભારની માત્રા મધ પીપર સાથે ચટાડી ઉપર પીપરીમૂળનો કાઢો સુંઠ નાખી પાવો. ૮૦ પ્રકારના વાતરોગો તથા તેના બીજા ઉપદ્રવમાં આ ઔષધ આપવાથી આરામ થાય આ રસ ભૈરવ નામના યોગીનો કહેલો છે. (૧૧૮–૧૨૦)

॥ विरेकी रस ३९ ॥

तुल्यं मृतकटंकणं पलमितं गन्धात्पलं पिप्पली
शुण्ठीग्रन्थिकव्योषकान् द्विपलकान् प्रत्येकभागान् कुरु ।
सर्वैरेव समांशनिस्तुषकृतं दन्तीफलं चूर्णयेत्
गुञ्जैकः सितया समं रसवरः संभक्षितो रेचकृत् ॥ १२१ ॥

વિરેકી રસ ૩૯

પારદ તોલા ૪, ગંધક તોલા ૪, ટંકણ તોલા ૪, પીપરીમૂળ તોલા ૮, પીપર તોલા ૮, સુંઠ તોલા ૮, ત્રિકટુચૂર્ણ તોલા ૮ અને શોધેલાં નેપાળાનાં બીજ તોલા ૪૪ એ બધાને વિધિ પ્રમાણે મેળવી રાખવું. માત્રા ૧ રતિ ૦। તોલા સાકર સાથે મોંમાં નાંખી ઉપર ઠંડું કે ગરમ પાણી પીવું, તેથી ઉત્તમ જુલાબ લાગશે અને પેટમાંનો મળ નીકળી જશે. (૧૨૧)

॥ इच्छाभेदी रस ४० ॥

कृष्णानागरटंकणं सदरदं प्रत्येकमेवाक्षकं
हेमाह्वा पलमात्रकात्र कथिता दन्तीफलं तत्समम् ।
चूर्णीकृत्य समस्तकानि सततं गोदुग्धकैर्भावयेत्
वल्लैकः सितया समं रसवरः संभक्षितो रेचकृत् ॥ १२२ ॥

ઇચ્છાભેદી રસ ૪૦

લીંડીપીપર, સુંઠ, ટંકણ અને હિંગળો એ પ્રત્યેક તોલો ૧, દારૂડીમૂળ તોલા ૪ અને નેપાળાનાં બીજ તોલા ૮ ગાયના દુધમાં ઘુંટી ચણોઠી જેવડી ગોળી વાળવી. ૧ થી ૩ ગોળી ૦। તોલાભાર સાકર સાથે મોંમાં નાખી ઉપર ઠંડું અથવા ગરમ પાણી પીવાથી જુલાબ લાગી પેટનાં દરદ મટે. (૧૨૨)

॥ अग्निरस बृहत् स्वयमग्नि रसः ४१ ॥

सूतं द्विधा गंधकभागयुग्मं कुर्याच्च खल्वेन तु कज्जलीं हि ।
तस्याः समं तीक्ष्णकचूर्णमेव रसेन संमर्द्य च कन्यकायाः ॥
आच्छाद्य पत्रेण स्नुहृद्भवेन यामार्धमात्रं रवितापतप्तम् ।
धान्यस्य राशौ विनिवेश्य सप्त दिनानि संमर्द्य ततो दृढं हि ॥
वस्त्रेण संगाल्य ततो हि यत्नात्तच्चूर्णकं वारितरं परं स्यात् ।
व्योषं चतुर्जातवराङ्गं जातीफलैल च समांशकानि ॥

संचूर्ण्य सर्वं समभागतीक्ष्णं सौद्रेण लीढं खलु निष्कमात्रम् ।
रसोऽग्निनामा क्षयकासजूर्तिं विनाशयत्येव न संशयोऽस्ति ॥१२३-१२६॥

અગ્નિરસ બૃહત્-(સ્વયમગ્નિ) ૪૧

પારદ તોલા ૪ અને ગંધક તોલા ૮ એ બન્નેની કજ્જળી કરી તેમાં ૧૬ તોલા શોધેલો સર્જવેલનો ભૂકો મેળવી કુંવારના રસમાં ઘુંટી ગોળો વાળી એરંડાનાં પાન વીંટી દોઢ કલાક સખત તડકે રાખી ધાન્યના ઢગલામાં ૩ દિવસ રાખી મુકવું આઠમે દિવસે કાઢી લઇ ઘુંટી કપડે ચાળવું એટલે વારિતર થશે. (આમાં કાચી સર્જવેલ કરતાં સર્જવેલની ભસ્મ નાખવાની પરંપરા છે) પછી તેનું જે વજન થાય તેની બરાબર સુંઠ, પીપર, મરી, તજ, તમાલ, એલચી, નાગકેસર, જાયફળ, લવીંગ, હરડે, બેહડાં, મોટી એલચી, એ બધાને સમભાગે ખાંડી કરેલું ચૂર્ણ મેળવી એક દિવસ ઘુંટી કપડે ચાળવું. માત્રા બેઆનીભાર સવારે તથા બેઆનીભાર સાંજે મધ સાથે ચાટવાથી ક્ષય, તાવ, ઉધરસ તેમજ છાતીનાં દરદો અવશ્ય મટે છે. (૧૨૩-૧૨૬)

॥ अग्निदीपन रस ४२ ॥

पारदामृतलवंगगंधकं भागयुग्ममरिचेन मिश्रितम् ।
अत्र जातिफलमर्धभागिकं तिंतिडीफलरसेन मर्दितम् ॥
माषमात्रमनुपानमार्द्रकं सत्र एव जठराग्निदीपनः ॥ १२७ ॥

અગ્નિદીપન રસ ૪૨

પારદ, ગંધક, વચ્છનાગ અને લવીંગ પ્રત્યેક તોલો ૧, કાળાં મરી તોલા ૨, જાયફળ તોલો ૦॥ બરાબર મેળવી આંબલીના પાકેલ કાતરાના રસમાં ઘુંટી વાલ વાલની ગોળી વાળવી, ૨ થી ૪ ગોળી ખાઈ સાથે આદુ ખાવું તો ભુખ સખત લાગે (૧૨૭)

॥ वह्निसूत रस ४३ ॥

भागौ द्वौ वरशंखकस्य गदितौ दग्धा वराटास्तथा
गंधस्यैव तु चार्धभागसहितः सूतस्तथा योजितः ।
कृष्णाभागयुतं विचूर्ण्य सकलं सद्वत्सनाभात्त्रयो
भागा निम्बुरसैर्विमर्द्य सकलं संसेवितं चाग्निकृत् ॥ १२८ ॥

વહ્નિસૂત રસ ૪૩

શંખભસ્મ તોલા ૮, પીળી કોડીની ભસ્મ તોલા ૮, ગંધક તોલા ૮, પારદ તોલા ૬, લીંડીપીપર તોલા ૪, શીંગડીયો ઘોળો વચ્છનાગ તોલા ૧૨ બરાબર મેળવી લીંબુના રસમાં ઘુંટી ચણોઠી જેવડી ગોળી વાળવી. ૨ થી ૪ ગોળી પાણી સાથે ખવરાવવાથી ભુખ ઘણી લાગે ખોરાક પચી જાય. (૧૨૮)

॥ सूर्यावर्त रसः ४४ ॥
( ताम्रभस्म कल्पोक्तं )

सूतं चैकं गंधकं चार्धभागं कन्याद्रावैर्मर्दयेद्यामयेकम् ।
पल्केनानेनैव शुल्वस्य पत्रं लिप्तं पश्चात्पाचितं भाण्डमध्ये ॥

यामद्वंद्वं स्वेदितं शीतलं वै गुञ्जामात्रं भक्षितं हन्ति शोफम् ।
कासं श्वासं जूर्तियुक्तं निहन्यात् सूर्यावर्तः सम्यगेव प्रसिद्धः ॥

सूर्यावर्त रस ४४

( કજ્જલીથી તામ્રભસ્મની રીત )

પારદ તોલા ૪, ગંધક તોલા ૨ કજ્જળી કરી કુંવારના રસમાં ઘુંટી એ લુબદી શોધેલા ત્રાંબાના કંટકવેધી પત્રાં પર ચોપડી વાલુકાયંત્રમાં ૬ કલાક પકાવવું. ઠંડું થયે કાઢી લઇ ૧ રતિની માત્રા દેવી શ્વાસ, કાસ, તાવ વિગેરે મટે છે.

સૂચના—એકજ ભઠ્ઠીથી ત્રાંબાની ભસ્મ કરવાની આ રીત છે, પણ ઉપર પ્રમાણેની બનાવટથી નહીં વાપરવા ભલામણ છે. પારદ ગંધકની કજ્જળીથી ત્રાંબાને નિરૂત્થ થતાં સુધી દહીંમાં નાખવાથી કાટ ન વળે ત્યાં સુધી ભઠ્ઠીઓ આપી વાંતિહર કર્યા પછીજ વાપરવી. (૧૨૦–૧૩૦)

॥ स्वच्छंदभैरव रसः ४५ ॥

सूतं गंधं ताप्यकं तालकं वै निर्गुंडीवह्न्यूषणं चाग्निमन्थम् ।
पथ्योपेतं शाणमात्रं पृथक्स्यात् खल्वे पिष्ट्वा बीजपूरद्रवेण ॥
चूर्णं कृत्वा भक्षयेन्माषमात्रं कृष्णा सर्पिः क्षौद्रयुक्तं मलीढम् ।
सर्वान्हन्याद्यातिसारान्सुघोरानामं वह्नेर्मन्दतां चापि सद्यः॥१३१-१३२

સ્વચ્છંદભૈરવ રસ ૪૫

પારદ, ગંધક, માક્ષિકભસ્મ, હરતાળ ભસ્મ, નગોડનાં બી, ચિત્રકમૂળની છાલ, મરી, અરણીના મૂળની છાલ, હરડે એ બધાંને સમભાગે લઇ બરાબર મેળવી બીજોરાના રસમાં ઘુંટી ૬ થી ૧૨ રતિની માત્રા મધ ઘી અને લીંડીપીપરના ભૂકા સાથે ચાટવાથી ભયંકર ઝાડા, મરડા, સંગ્રહણી, મંદાગ્નિ વિગેરે દરદોમાં આરામ થાય. (૧૩૧–૧૩૨)

॥ त्रिविक्रम रसः ४६ ॥

( ताम्रभस्म विधिः )

छागीदुग्धे ताम्रपत्रं विपाच्यं तत्ताम्रं वै सूतगन्धेन तुल्यम् ।
कृष्णं चूर्णं सिन्दुवारेण घृष्टं गोलं कृत्वा याममात्रं पचेत्तम् ॥
यन्त्रे पाच्यं वालुकाख्ये च सम्यक् शीतं कृत्वा भक्षितं गुञ्जयुग्मम् ।
क्वाथश्चास्मिन्बीजपूरस्य पेयो मासेनैकेनाश्मरी नाशमेति ।
नाम्नायं त्रैविक्रमेण प्रसिद्धो हन्त्यां कृच्छ्रे विद्रधौ चाश्मरीषु॥१३३-१३४॥

ત્રિવિક્રમ રસ ૪૬

( તામ્રભસ્મ વિધિઃ )

શોધેલાં ત્રાંબાનાં કંટકવેધી પત્રાંને બકરીના દુધમાં એક દિવસ બાફવાં, એ પત્રાં તોલા ૮ લેવાં અને પારદ તથા ગંધક ચાર ચાર તોલા લઇ કજ્જળી કરી નગોડના રસમાં ઘુંટી

મૂત્રાં ઉપર ચોપડીને વાલુકાયંત્રમાં ૩ કલાક પકાવવું. ઠંડું થયે ૨ રતિની માત્રા મોંમાં નાખી ઉપર ખીલેરાના મૂળનો ઉકાળો પાવો. એક મહિનો સેવવાથી પથરી પીગળી નીકળી જાય. આ રસ વધરાવળ, મૂત્રકૃચ્છ્ર, વિદ્રધિ તથા જુદી જુદી જાતની પથરીમાં વાપરવો.

સૂચના—આ એક ત્રાંબાની ભસ્મ છે અને નિરુત્થ થતાં સુધી કળથી અને નગોડના રસ સાથે વાલુકાયંત્રમાં અથવા ગજપુટમાં પકાવી પછીથી ઉપયોગ કરવો. (૧૩૩–૧૩૪)

॥ तालकेश्वर रसः ४७ ॥

तालमाक्षिकमनःशिलाः समाः शुद्धसूतमथ टंकणं समम् ।
चूर्णयेच्च रसतो द्विगंधकं गंधतुल्यमथ ताम्रभस्मकम् ॥
लोहभस्मपलतुर्यकं तथा मर्दयेच्च पलपञ्चकैः रसैः ।
शुक्रजैश्च विनिवेश्य संपुटे दापयेच्च पुटमत्र कुक्कुटम् ॥
मर्दयेच्च पुनरेव तद्रसैर्निक्षिपेच्च मृतलोहगुल्वकम् ।
वेदयुग्मपलमात्रकं क्रमात् त्रिंशदंशविषमत्र योजयेत् ॥
माहिषाज्यमधुमिश्रितं सदा सेवयेच्च किल वल्लपञ्चकम् ।
सोमराजिफलचूर्णकर्षकं सर्पिषा मधुयुतं लिहेदनु ।
तालकेश्वररसः सदा बुधैः कथ्यते सकलकुष्ठरोगहा ॥१३५–१३९॥

તાલકેશ્વર રસ ૪૭

હરતાળભસ્મ, માક્ષિકભસ્મ, મનશીળ, પારદ અને ટંકણ એ પ્રત્યેક તોલા ૪ અને ગંધક તોલા ૮, તામ્રભસ્મ તોલા ૮, અને લોહભસ્મ તોલા ૧૬ મેળવી ૨૦ તોલા અથવા ભાવના દેવાય તેટલા સુઆના રસમાં ઘુંટી ઘુંટી કુક્કુટપુટની બે જડી આપવી. પછી તેમાં ૩૨ તોલા લોહભસ્મ અને ૩૨ તોલા તામ્રભસ્મ નાખી એક દિવસ ઘુંટી તે બધાનું જેટલું વજન થાય તેના ત્રિશાંશ ભાગનો શુદ્ધ વચ્છનાગ નાખી ઘુંટી કપડે ચાળી તૈયાર કરવું. માત્રા ૧ થી ૨ રતિ સવારે મધ તથા ભેંસના ઘીમાં ચાટવું. ઉપર બાવચીનું ચૂર્ણ તોલો ૦॥ થી ૧ ઘી મધમાં ચાટવું તો બધી જાતનાં કુષ્ટનાં દરદ મટે. (૧૩૫–૧૩૯)

॥ कुष्ठकुठार रसः ४८ ॥

मृतभस्मसमं गंधं मृतायस्ताम्रगुग्गुलुः ।
त्रिफलानिम्बशुद्धपोथ चित्रकश्च शिलाजतु ॥
इत्येवं चूर्णितं कुर्यात्प्रत्येकं निष्कपोडश ।
चतुःषष्ठिमितान्बीजान्करञ्जस्य प्रदापयेत् ॥
चतुःषष्ठिमितं चात्रे मध्वाज्याभ्यां विलोडयेत् ।
स्निग्धभाण्डगतं खादेद् द्विनिष्कं सर्वकुष्ठजित् ॥ १४०–१४२ ॥

કુષ્ઠકુઠાર રસ ૪૮

પારદભસ્મ, અને ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ, શુદ્ધ ગુગળ, ત્રિફળા, લીંબડાની લીંબોળી, સૂંઠ, ચિત્રકમૂળ, શિલાજીત પ્રત્યેક તોલા ૪ તથા કરંજનાં બી નંગ ૬૪ સાથે

બરાબર મેળવવાં પછી તેમાં અભ્રકભસ્મ તોલા ૧૬ મેળવી બરાબર ઘુંટી તૈયાર કરવું. માત્રા ૩ થી ૬ રતી મધ તથા ઘી સાથે ચાટવાથી બધી જાતના કોઢ મટે. (૧૪૦-૧૪૨)

कुष्ठघ्न रसः ४९

शुद्धं सूतं गन्धकं वै द्विभागं कन्यानीरैर्मर्दयेद्वासरैकम् ।
शुद्धं लोहं मारितं भागमेकं गोलं कृत्वा लोहपात्रे निधाय ॥
किञ्चित् किञ्चिद्गोजलं तत्र सिञ्चेत् चूल्यामग्निं यामयुग्मं शनैश्च ।
तीव्राग्निं वै कारयेद्याममर्धं कुष्ठघ्नोयं स्वांगशीतं विचूर्ण्य ॥
वह्निः काष्ठोदुम्बरी सोमराजी श्रेष्ठा तद्वद्राजवृक्षो विडंगम् ।
लेहं कृत्वा लेपयेद्दुष्टकुष्ठं गुञ्जायुग्मं भक्षयेद्वै रसं च ।
दद्रूकुष्ठं श्वेतकुष्ठं विचर्चीं सत्यं सर्वान्नाशयेत्त्वग्गदांश्च ॥१४३-१४६॥

કુષ્ઠઘ્ન રસ ૪૯

પારદ તોલા ૮, ગંધક તોલા ૧૬, લોહભસ્મ, તોલા ૮ સાથે મેળવી કુંવારના રસમાં ઘુંટી ગોળો વાળી લોઢાના કડાયામાં મુકી ચુલે ચડાવી નીચે ધીમો તાપ કરવો અને ઉપર ચમચો ચમચો ગૌમૂત્ર નાખતું જાવું. એમ ૬ કલાક અગ્નિ કરવો અને ગૌમૂત્ર સિંચવું ૭ કલાક પછી ડોઢ કલાક તીવ્ર અગ્નિ કરવો. સ્વાંગશીત થયે ઘુંટી રાખવો. માત્રા ૨ થી ૪ રતિ ટકે મધ ઘી સાથે ચાટવી લેપ ચિત્રમૂળ કાળી ઉમરીનાં મુળ બાવચી તુલસી ગરમાળાનો ગર વાવડીંગ સમભાગે ખાંડી પાણીમાં અથવા ગૌમૂત્રમાં વાટી ચોપડવું દાદર સફેદ કોઢ કરોળીયા વિગેરે કુષ્ઠ ચામડીનાં દરદ લોહી બીગાડ મટે (૧૪૩-૧૪૬)

सूर्यभक्त चूर्णम् ५०

कर्तव्यं वै सोमराज्याः सुचूर्णं क्वाथेनेदं भावितं खादिरेण ।
प्रातःकाले भक्षयित्वा त्रिशाणं पेयं क्षीरं गोघृतं चानुपाने ॥
कुष्ठस्थाने स्फोटकाः संभवन्ति सप्ताहाद्वै निश्चितं श्वेतकुष्ठे ।
नीलीं गुञ्जां हंसपादीं कसीसं धत्तूरं वै सूर्यभक्ताभिधानाम् ॥
तुल्यान्येवं लेपयेत्स्फोटकानां शान्त्यर्थं वै मानवः सप्तरात्रात् ।
श्वित्रं कुष्ठं नाशमायाति सम्यक् चूर्णं चेदं सूर्यभक्ताभिधानम्
॥ १४७-१४९ ॥

સૂર્યભક્ત ચૂર્ણ ૫૦

બાવચીના ચૂર્ણને ખેરના કાઢાની ભાવના આપવી સવારમાં એક તોલો ચૂર્ણ ગાયના ઘીમાં ચાટી ઉપર દુધ પીવું અને ગાયનું ઘી ખાવામાં વાપરવું. સફેદ કોઢમાં ૭ દિવસ પછી ફોલ્લા થાશે. ત્યારે ગળી ચણોઠી, કાળો હંસરાજ, હીરાકસી, ધતુરો, સુરજમુખ એ બધાં પાણીમાં વાટી ફોલ્લા ઉપર ચોપડવાં. સાત દિવસ સુધી રાત દિન આ પ્રયોગ કરવાથી કોઢ નાશ પામે છે. (૧૪૭-૧૪૯)

श्वेतकुष्ठघ्न लेपः ५१

गुञ्जामूलं वह्निमूलं बलाया मूलं चाम्लैर्घर्षितान्येत्र सम्यक् ।
श्वित्रं शीघ्रं नाशयन्तीह लेपाल्लेपश्चायं श्वित्रकुष्ठघ्ननामा ॥१५०॥

श्वेतकुष्ठघ्न लेप ५१

ચણોઠીનું મૂળ, ચિત્રાનું મૂળ, બળાનું મૂળ, લીંબુ રસમાં વાટી ચોપડવાથી શ્વેત કોઢ મટે. ૧૫૦

सर्वेश्वर रस ५२

सूतश्चैको वेदभागा बलेः स्युः खल्वे यामं मर्दयेत्रिम्बुनीरैः ।
अभ्रं ताम्रं लोहकं हिंगुलं च प्रत्येकं वै कारयेत्सूततुल्यम् ॥
स्वर्णं ताप्यं रूप्यकं विल्वमेकं माषैकं वै मारितं वज्रचूर्णम् ।
तालं शुद्धं कारयेन्मुष्टियुग्मं मर्द्यं वासावारिणा वासरैकम् ॥
धूर्तेनैवं वत्सनाभेन भाव्यमर्कक्षीरेणाथ जंबीरजेन ।
वज्रीक्षीरैर्मर्द्य वाजीविषेण कृत्वा गोलं वाससा वेष्टयित्वा ॥
वालुयंत्रे स्वेदयेत्दिनैकं पश्चादेनं चूर्णयेच्छ्लक्ष्णकं हि ।
नागं शुद्धं योजयेन्मुष्टिमात्रं कृष्णाचूर्णं मुष्टियुग्मं प्रदद्यात् ॥
गुञ्जायुग्मं भक्षयेन्माक्षिकेण दुष्टं कुष्टं मण्डलं नाशयेच ।
बाकुचीं देवकाष्ठं च कर्षमात्रं विचूर्णयेत् ।
लिहेदेरण्डतैलेन ह्यनुपानं सुखावहम् ॥ १५१-१५५ ॥

सर्वेश्वर रस ५२

પારદ તોલા ૪, ગંધક તોલા ૧૬ ને કજ્જળી કરી લીંબુના રસમાં ત્રણ કલાક ઘુંટવું- પછી અભ્રકભસ્મ; તામ્રભસ્મ, લોહભસ્મ, અને હિંગળો પ્રત્યેક તોલા ૪, સુવર્ણભસ્મ, માક્ષિક ભસ્મ, રૌપ્યભસ્મ પ્રત્યેક તોલો ૧, હીરાની ભસ્મ ૮ રતી (હીરાની ભસ્મને બદલે વૈક્રાંત ભસ્મ નંખાય છે) શુદ્ધ હરતાલ તોલા ૮,-બધાને બરાબર મેળવી અરડુસી, ધતુરો, વચ્છનાગ, આકડાનું દૂધ લીંબુનો રસ, થોરનું દૂધ, કરેણના મૂળ, પ્રત્યેકના રસમાં એકેક દિવસ ઘુંટી ગોળો વાળી સુકાવી ઉપર કપડું વીંટી શરાવ સંપુટમાં પેક કરી વાલુકાયંત્રમાં ૧૨ કલાક પકાવી બારીક વાટી પછી તેમાં શુદ્ધ વચ્છનાગ તોલા ૪, તથા લીંડીપીપરનો ભુકો તોલા ૮, મેળવી બારીક કરી કપડે ચાળવું. માત્રા ૨ રતિ મધ સાથે ચટાડીને નીચે પ્રમાણેનું અનુપાન ચૂર્ણ ચટાડવું:-બાવચી તથા દેવદારનું સમભાગે કરેલું ચૂર્ણ તોલો ૦। થી ૧ એરંડીયા તેલમાં મેળવી આ રસની માત્રા ઉપર અનુપાન તરીકે ચટાડવું. તેથી સુપ્તકુષ્ઠ (સ્પર્શની ખબર પડે નહી તે) મંડળ કુષ્ઠ વિગેરે બધી જાતના કોઢ મટે. (૧૫૧+૧૫૫)

स्वर्णक्षीरी रस ५३

हेमाह्वापलपञ्चकं तु घटके तक्रे पचेद्वह्निना ।
जीर्णे तक्रघटे पुनः खलु घटे क्षीरे तथैव पचेत् ॥

બરાબર મેળવવાં પછી તેમાં અભ્રકભસ્મ તોલા ૧૬
માત્રા ૩ થી ૬ રતી મધ તથા ઘી સાથે ચાટવાથી બ'

कुष्ठघ्न रसः ४९

शुद्धं सूतं गन्धकं वै द्विभागं
शुद्धं लोहं मारितं भागमेकं गोलं कृ
किञ्चित् किञ्चिद्गोजलं तत्र सिञ्चेत्
तीव्राग्निं वै कारयेद्याममर्धं कुष्ठघ्नोयं
वह्निः काष्ठोदुम्बरी सोमराजी श्रेष्ठा
लेहं कृत्वा लेपयेद्दुष्टकुष्ठं गुञ्जायुग्मं
दद्रूकुष्ठं श्वेतकुष्ठं विचर्चीं सत्यं सर्वान्नाश

કુષ્ઠઘ્ન રસ ૪૯

પારદ તોલા ૮, ગંધક તોલા ૧૬, લોહભસ્મ, તોલા
ઘુંટી ગોળો વાળી લોઢાના કડાયામાં મુકી ચુલે ચડાવી નીચે
ચમચો ચમચો ગૌમૂત્ર નાખતું જાવું. એમ ૬ કલાક અગ્નિ કરે
પછી ડોઢ કલાક તીવ્ર અગ્નિ કરવો. સ્વાંગશીત થયે ઘુંટી રા
મધ ઘી સાથે ચાટવી લેપ ચિત્રમૂળ,ભાથ કાળી ઉમરીનાં મૂળ
વાવડીંગ સમભાગે ખાંડી પાણીમાં અથવા ગૌમૂત્રમાં વાટી લે.
વિગેરે કુષ્ઠ ચામડીનાં દરદ લોહી બીગાડ મટે (૧૪૩-૧૪૬)

सूर्यभक्त चूर्णम् ५०

कर्तव्यं वै सोमराज्याः सुचूर्णं कार्येनैव
प्रातःकाले भक्षयित्वा त्रिशाणं पेयं क्षीरं
कुष्ठस्थाने स्फोटकाः संभवन्ति सप्ताहात्
नीलीं गुञ्जां हंसपादीं कसीसं धत्तूरं
तुल्यान्येवं लेपयेत्स्फोटकानां शान्त्यर्थं
श्वित्रं कुष्ठं नाशमायाति सम्यक्

સૂર્યભક્ત ચૂર્ણ ૫૦

બાવચીના ચૂર્ણને ખેરના કાઢાની ભાવના આપવી
ઘીમાં ચાટી ઉપર દુધ પીવું અને ગાયનું ઘી ખાવામાં વાપ
ફોડલા પાકે. ત્યારે ગળી ચણોઠી, કાળો હંસરાજ, હીરા
પાણીમાં વાટી ફોડલા ઉપર ચોપડવાં. સાત દિવસ સુધા
શ્વેતકોઢ નાશ પામે છે. (૧૪૭-૧૪૯)

एवं स्वादि महाग्निनामरसराट् पथ्ये जलं शीतलं ।
वर्ज्यं क्षारमथाम्लकं समयते संमूढवातं खलु ॥ १६२+१६३ ॥

મહાવહ્નિ રસ ( મહાગ્નિરસ ) ૫૫

પારદ તોલા ૪, ગંધક તોલા ૮, તુળસી, કમળકંદ, હરડે પ્રત્યેક તોલા ત્રણ લઈ સાથે મેળવી ડાંડલીયા થોરનું દૂધ, ચિત્રાનો ઉકાળો અને ભાંગરાનો રસ ત્રણે સાથે મેળવી ૭ ભાવના દઈ પછી એરંડીયા તેલનો કરમો દઈ ભૂકો કરવો. માત્રાઃ–મધ સાથે બેઆનીભાર ભૂકી ચાટી ઉપર દુધ પીવું તેનાથી કોઠોદર, આફરો, પેટના દરદ, વાનાં દરદ વિગેરે મટે છે ખાર, ખટાઈ, ઠંડું પાણી એ વર્જવું. ( ૧૬૨+૧૬૩ )

विद्याधररसः ५६

तालं ताप्यं च गंधं धूमणिरथ शिलां सूतराजः समांशं ।
सर्वं संमर्दितं चेत्तदनु वरकणाक्वाथतो भावनीयम् ॥
वज्रीक्षीरेण पश्चात्किल सकलमिदं चूर्णितं वस्त्रपूतं
निष्कार्धं भक्षयेद्वै जठरकृतगदान्हन्ति विद्याधराख्यः ॥ १६४ ॥

વિદ્યાધરરસ ૫૬

હરતાળ, માક્ષિક ભસ્મ, ગંધક, તામ્રભસ્મ, મનશીળ, તથા પારદ, એ બધાં સરખે વજને સાથે મેળવી લીંડીપીપરના કાઢાની તથા ડાંડલીયા થોરના દુધની ભાવના દઈ સુકાવી ભૂકો કરવો. માત્રાઃ–૬ થી ૧૨ રતી મોમાં નાખી, ઉપર ગરમ પાણી પીવું. તેનાથી પેટનાં બધાં દરદ મટે. (૧૬૪)

त्रिनेत्ररसः ५७

स्वर्णं टङ्कणमेव हारिणभवं शृंगं तथा शुल्बकं ।
सूतं वै समभागकं दिनमयो मर्द्यं रसैश्चार्द्रकैः ॥
खल्वे मर्द्य च वेष्टितं दृढपटे गोलं पुटेद्वह्निना ।
योगोऽयं गुदकीलहा मधुघृतैः सेव्यस्त्रिनेत्राभिधः ॥ १६५ ॥

ત્રિનેત્ર રસ ૫૭

સુવર્ણ ભસ્મ, ફુલાવેલો ટંકણ, હરણનાં શિંગડાંનો ભૂકો, તામ્રભસ્મ, પારદભસ્મ, એ બધાને સમભાગે લઈ આદુના રસમાં એક દિવસ ઘુંટી ગોળી વાળી સુકાવી પાણકોરાના કપડામાં વીંટી શરાવ સંપુટમાં પેક કરી કુકુટપુટમાં પકાવી ઘુંટી તૈયાર કરવો. માત્રાઃ–૨ થી ૪ રતિ, મધ ઘી સાથે ચાટી ઉપર મોળી છાસ પીવી. તેનાથી બધી જાતના મસા તથા દુઝના હરસ મટે છે. ( ૧૬૫ )

शूलगजकेसरी रसः ( विशिष्टताम्रभस्मप्रकारः ) ५८

भागः सूतो गंधकं भागमेकं मर्द्यं पश्चात्खल्वमध्येथ यामम् ।
शुद्धं ताम्रं चोभयोस्तुल्यभागं कन्यानीरैर्मर्द्य गोलं विधेयम् ॥

जीर्णे क्षीरघटे विशोष्य विधिवत् संचारयेद्यत्नत- ।
श्चूर्णं पञ्चपलं हि वस्त्रगलितं कृत्वाथ संयोजयेत् ॥
कृष्णां हि द्विपलां सुमूर्च्छितरसे त्वेकीकृतां भक्षये ।
न्निष्कैकं मधुमिश्रितं घृतयुतं प्रातः सदा सेव्यताम् ॥
कुष्ठव्याधिविनाशनः सुखकरः कान्तिप्रदः कामिनां ।
स्वर्णक्षीर्यभिधो रसोयममितः ख्यातो भिषङ्मण्डले ॥१५६+१५७॥

स्वर्णक्षीरी रस ५३

દારૂડીનાં મૂળ તોલા ૨૦ને એક ઘડો છાસમાં પકાવવાં છાસ બળી જાય એટલે એક ઘડા દુધમાં પકાવવાં દુધ બળી જાય એટલે તે મુળીયાંને છાયે સુકાવી પછી કપડછાન ચૂર્ણ કરવું. ઉપર પ્રમાણે શોધેલાં દારૂડીના મૂળનો ભુકો તોલા ૨૦, લીંડીપીપર તોલા ૮, સાથે મેળવી એમાંનીથી પાવલીભારની માત્રા મધ ઘી સાથે સવારમાં ચાટી ઉપર ગાયનું દુધ પીવું. આ ઔષધ સાથે પારદ ભસ્મ અરધીથી એક રતી ખાવી બધા કુષ્ઠને મટાડી શરીરની કાંતિ વધારે છે. (૧૫૬+૧૫૭)

मेहचन्द्र रस. (प्रमेहगजकेसरी) ५४

भस्मसूतमृतकान्तलोहकं माक्षिकं च कुनटीं शिलाजतु ।
त्र्यूषणं च त्रिफला कपित्थकं रात्रियुग्ममथ कुष्ठबीजकम् ॥
भृंगराजरसकेन भावयेदेकविंशति दिनानि पण्डितः ।
निष्कमात्रमथ माक्षिकेण चेल्लेहितः सकलरोगनाशनः ॥
मेहचन्द्ररस एष सज्जनाः सर्वमेहगजराजकेसरी ।
महानिम्बस्य बीजानि पिष्ट्वा पद्सम्मितानि च ॥
पलतण्डुलतोयेन घृतनिष्कद्वयेन च ।
एकीकृत्य पिबेच्चानु हन्ति मेहं चिरन्तनम् ॥१५८+१६१॥

મેહચંદ્ર રસ ૫૪

પારદભસ્મ, કાંતલોહભસ્મ, માક્ષિકભસ્મ, મનશીલ, શિલાજીત, સુંઠ, પીપર, મરી, હરડે, બેહેડાં, આમળાં, કોઠાનો ગર્ભ, હળદર, દારૂહળદર, કુઠ અને બીયાની છાલ એ બધાં સમભાગે લઇ ભાંગરાના રસની ૨૧ ભાવના દેવી. ના તોલો મધ સાથે સવારમાં ચાટી, ઉપર ચોખાને ભાંડી તેના પાણીમાં વાટેલાં બકાનની લીંબોળીના ૭ બીજમાં ઘી તોલો ના મેળવી પીવું. જેથી ગમે તેવો જુનો પ્રમેહ, વીર્યરોગ, મૂત્રરોગ વિગેરે મટી જાય છે. (૧૫૮+૧૬૧)

महावह्निरसः (महाग्नि रसः) ५५

चत्वारः सूतभागास्तदनु बलिवसा चाष्टभागा विधेया ।
गौरीश्रेष्ठाग्निवानां कथितमिदमहो त्रित्रिभागं क्रमेण ॥
एकीकृत्य विचूर्णयेच्च सकलं स्नुग्वह्निभृंगद्रवे ।
र्भाव्यं सप्तदिनावधि क्रमगतं वातारितैलेन वै ॥

एव स्यादि महाग्निनामरसराट् पथ्यं जलं शीतलं ।
वर्ज्यं क्षारमथाम्लकं श्रमयते संमूदवातं खलु ॥ १६२+१६३ ॥

### મહાવહ્નિ રસ ( મહાગ્નિરસ ) ૫૫

પારદ તોલા ૪, ગંધક તોલા ૮, તુળસી, કમળકંદ, હરડે પ્રત્યેક તોલા ત્રણ લઈ સાથે મેળવી થાંડલીયા થોરનું દૂધ, ચિત્રાનો ઉકાળો અને ભાંગરાનો રસ ત્રણે સાથે મેળવી ૭ ભાવના દઈ પછી એરંડીયા તેલનો કરમો દઈ ભૂકો કરવો. માત્રાઃ—મધ સાથે બેઆનીભાર ભૂકી ચાટી ઉપર દુધ પીવું તેનાથી કોઠર, આફરો, પેટના દરદ, વાનાં દરદ વિગેરે મટે છે ખાર, ખટાઈ, ઠંડું પાણી એ વર્જવું. ( ૧૬૨+૧૬૩ )

### विद्याधररसः ५६

तालं ताप्यं च गंधं द्रुमणिरथ शिलां सूतराजः समांशं ।
सर्वं संमर्दितं चेत्तदनु त्वरकणाकाथतो भावनीयम् ॥
वज्रीक्षीरेण पश्चात्किल सकलमिदं चूर्णितं वस्त्रपूतं
निष्कार्धं भक्षयेद्वै जठरकृतगदान्हन्ति विद्याधराख्यः ॥ १६४ ॥

### વિદ્યાધરરસ ૫૬

હરતાળ, માક્ષિક ભસ્મ, ગંધક, તામ્રભસ્મ, મનશીળ, તથા પારદ, એ બધાં સરખે વજને સાથે મેળવી લીંડીપીપરના કાટાની તથા ડાંડલીયા થોરના દુધની ભાવના દઈ સુકાવી ભૂકો કરવો માત્રાઃ—૩ થી ૧૨ રતી મોમાં નાખી, ઉપર ગરમ પાણી પીવું. તેનાથી પેટનાં બધાં દરદ મટે. (૧૬૪)

### त्रिनेत्ररसः ५७

स्वर्णं टङ्कणमेव हारिणभवं शृंगं तथा शुल्बकं ।
सूतं वै समभागकं दिनमथो मर्द्य रसैश्चार्द्रकैः ॥
खल्वे मर्द्य च वेष्टितं दृढपटे गोलं पुटेद्धक्लिना ।
योगोऽयं गुदकीलहा मधुघृतैः सेव्यस्त्रिनेत्राभिधः ॥ १६५ ॥

### ત્રિનેત્ર રસ ૫૭

સુવર્ણ ભસ્મ, ફુલાવેલો ટંકણ, હરણનાં શિંગડાંનો ભૂકો, તામ્રભસ્મ, પારદભસ્મ, એ બધાને સમભાગે લઈ આદુના રસમાં એક દિવસ ઘુંટી ગોળી વાળી સુકવી પાણકોરાના કપડામાં વીંટી સરાવ સંપુટમાં પેક કરી કુકકુટપુટમાં પકાવી ઘુંટી તૈયાર કરવો. માત્રાઃ—૨ થી ૪ રતિ, મધ ઘી સાથે ચાટી ઉપર મોળી છાસ પીવી. તેનાથી બધી જાતના મસા તથા ફુઝના દરદ મટે છે. ( ૧૬૫ )

### शुल्बराजकेसरी रसः ( विशिष्टस्ताम्रभस्मप्रकारः ) ५८

भागः सूतो गंधकं भागमेकं मर्द्य पश्चात्खल्वमध्येच यामम् ।
शुद्धं ताम्रं चोभयोस्तुल्यभागं कन्यानीरैर्मर्द्य गोलं विधेयम् ॥

तद्गोलं वै धारितं संपुटान्तः साम्रुद्राख्ये स्थापयित्वापि यंत्रे ।
दत्वा मुद्रां भाण्डवक्त्रं निरुध्य गर्ते कृत्वा छाणकैः पूरितं तत् ॥
पौनःपुन्यं नागसंज्ञं पुटं हि दत्वा शीतं चोद्धरेत्तं प्रयत्नात् ।
नैरुत्थं तत्पर्णखण्डे द्विगुञ्जं शूलान्यष्टौ नाशयेद्भक्षितं चेत् ।
हिङ्गुं शुण्ठीं जीरकं चोषणं वै चूर्णं कृत्वा पाययेदुष्णतोयैः ।
॥ १६६+१६९ ॥

### શૂલગજકેસરી રસ (તામ્રભસ્મપ્રકાર) ૫૮

પારદ તથા ગંધકની સમભાગે કજ્જલી કરી કુંવારના રસમાં ઘુંટી કજ્જલીના વજન જેટલી શુદ્ધ ત્રાંબાની ભૂકી અથવા કંકટ વેધી પત્રાં લઇ સાથે મેળવી ગોળો વાળી શરાવ સંપુટમાં પેક કરી તે શરાવને મીઠાથી ભરેલી માટલીમાં મૂકી, માટલીનું મો બંધ કરી કપડમાટી કરી, એક ગજપુટના ખાડામાં મુકી ઉપર છાણાં ખડકી અગ્નિ આપવો, એ પ્રમાણે નિરુત્થ ભસ્મ થતાં સુધી કજ્જળી મિશ્ર કરી ભઠ્ઠી દેવી. માત્રા ૨ રતિભાર નાગરવેલના પાનમાં ખવરાવવાથી છાતી મસ્તકનું પીડનું ઇંદ્રિય વગેરેનું શૂલ મટે. આની માત્રા ખાઈ ઉપર હિંગ, સુંઠ, જીરૂં, અને મરીનું સમભાગે કરેલું ચૂર્ણ તોલો ૦ાા, અથવા હિંગ્વાષ્ટક ચૂર્ણ તોલો ૦ા થી ૦ાા ઉના પાણીથી ખવરાવવું. ( ૧૬૬+૧૬૯ )

### अग्नितुण्डी वटी ५९

सूतं समं गन्धकवत्सनाभं शिवायवान्यामलकाक्षकानि ।
क्षारद्वयं चित्रकसिन्धुजीरं सामुद्रकं त्र्यूषणकं च रुच्यम् ॥
समं प्रकुर्याद्विषमुष्टिमेभिर्जंबीरनीरेण विमर्दनीयम् ।
विसूचिकाजीर्णमदेऽग्निमान्द्ये सेव्योदरे वा वटिकाग्नितुण्डी
॥ १६९+१७० ॥

### અગ્નિતુંડી વટી ૫૯

પારદ, ગંધક, વચ્છનાગ, હરડે, બેડાં. આમળાં, અજમોદ, જવખાર સાજીખાર, ચિત્રકમૂળ, સિંધાલુણ, જીરૂં, સમુદ્રલુણ, સુંઠ, પીપર, મરી અને સંચળ એ બધાંને સમભાગે લેવાં, તથા બધાની બરાબર શોધેલાં ઝેરકોચલાંનું ચૂર્ણ મેળવી લીંબુના રસમાં ઘુંટી ચણોઠી જેવડી ગોળી વાળવી આખા દિવસમાં ૩ થી ૬ ગોળી કોલેરા, અજીર્ણ, મંદાગ્નિ, દારૂનો મદ પેટનાં દરદ વિગેરેમાં આપવી. ( ૧૬૯+૧૭૦ )

### अजीर्णकण्टक रसः ६०

शुद्धं सूतं विषं गंधं समं सर्वं विचूर्णयेत् ।
मरिचं सर्वतुल्यांशं कंटकारीफलद्रवैः ॥
मर्दयेद्भावयेदेवमेकविंशतिवारकम् ।
वल्लमात्रां वटीं खादेत्सर्वाजीर्णप्रशान्तये ।
अजीर्णकंटकाख्योयं रसो हन्ति विसूचिकाम् ॥१७१+१७२॥

### અજીર્ણકંટક રસ ૬૦

પારદ, ગંધક, બિડલુણ. પ્રત્યેક તોલો ૧, મરી તોલા ૩, એ બધાંને ભેગી ભોરીંગણીના ફળના રસની ૨૧ ભાવના દઈ વાલ વાલની ગોળી કરવી. સવારમાં ૨ ગોળી ખાવાથી બધાં અજીર્ણ મટે. કોલેરામાં સારો ફાયદો કરે. (૧૭૧+૧૭૨)

### मन्थानभैरव-रसः ६१

सूतं ताम्रं हिङ्गुवाट्याह्वयं च गन्धं तालं सैंधवं तिक्तकाख्यम् ।
तुल्यं सर्वं देवदालीरसेन निर्गुण्ड्या वा मेघनादाद्रसैर्वा ॥
कोशातक्या मर्दयेद्वासरैकं चूर्णं कृत्वा भक्षयेन्माषमात्रम् ।
क्षौद्रैर्युक्तं नाशयेच्छ्लेष्मरोगानिम्बं क्वाथं चानुपाने पिबेद्धि
॥ १७३+१७४ ॥

### મંથાન ભૈરવ રસ ૬૧

પારદ, તામ્રભસ્મ, હીંગ, બળદાણા, ગંધક, હરતાળ શુદ્ધ, સીંધાલુણ, તથા કડુ, એ બધાંને સમભાગે લઈ કુકડવેલ, નગોડ, મોથ, કડવી ઘીસોડી-પ્રત્યેકના રસની એકેક ભાવના દઈ સુકાવી કપડે ચાળી તૈયાર કરવું. ૨ થી ૬ રતિ માત્રા મધ સાથે ચાટી ઉપર લીંબડાની છાલનો અથવા પાનનો કાઢો પીવો. બધાં કફનાં દરદ મટે. (૧૭૩+૧૭૪)

### महाकाळ रसः ६२

सूतं गंधं माक्षिकाभ्रं विषं च लोहं वंगं शुल्वजातीफलैलाम् ।
दूर्वाबीजं स्वर्णबीजं लवङ्गं त्वङ्नागाख्यं भागमेकं प्रकल्प्यम् ॥
मारीचं स्याच्छंभुनेत्रं विमिश्रय लौहे खल्वे सिद्धिसारेण भाव्यम् ।
शुष्ट्वा घर्मे चैकत्रिंशद्दिनानि दिव्यः सूतः स्यान्महाकालनामाम् ।
कासं श्वासं राजयक्ष्माणमुग्रं हृद्रोगादीन्हन्त्ययं सन्निपातम्
॥ १७५+१७६ ॥

### મહાકાળ રસ ૬૨

પારદ, ગંધક, માક્ષિકભસ્મ, અભ્રકભસ્મ, વછનાગ, લોહભસ્મ, બંગભસ્મ, તામ્રભસ્મ, જાયફળ, એલચી, નેપાળાનાં બી ધતુરાનાં બી, લવીંગ, તજ, નાગકેશર, પ્રત્યેક તોલો એક, મરી, તોલા ૩, એ બધાંને લોઢાની ખરલમાં બારીક કરી ભાંગના રસની ૨૧ ભાવના દઈને તડકે સુકાવવું માત્રા ૩ થી ૬ રતી મધમાં ચટાડવાથી શ્વાસ, કાસ, ક્ષય, હૃદયરોગ, તથા સન્નિપાતજ્વર વિગેરે દરદોનો નાશ થાય છે. (૧૭૫+૧૭૬)

### हेमपर्पटी रस (सप्तामृतपर्पटी) ६३

भागमेकमिह सूतभस्मनो भागयुग्ममपि गन्धकस्य च ।
कान्तलोहमवपर्कसंमतं वारिभस्म गगनं सुमारितम् ॥

हेमभस्म सकलं रसांशकं लोहपात्रजठरेऽथ पाचयेत् ।
द्राव्यता भवति तत्र वै यदा निक्षिपेच्च कदलीदले तदा ॥
आटरूषसुरसाजयन्तिकामुण्डिकात्रिफलकार्द्रभृङ्गिका ।
मेघनादकटुकन्यकारसैः भत्यहं तु परिमर्दयेद्दृढम् ॥
वत्सनाभजरसैर्दिनत्रयं लोहपात्रनिहितं पचेत्क्षणम् ।
हेमपर्पटकसंज्ञितो रसः शृङ्गवेरकरसेन योजयेत् ॥
वल्लयुग्मपितमानतस्त्वयं श्वासकासविनिवृत्तिदायकः ।
पिप्पलीभिरनुपाययेत्तथा क्वाथमत्र सुरसाटरूषजम् ॥१७७+१८१॥

### રસપર્પટી રસ ( સોમૃત પર્પટી ) ૬૩

પારદભસ્મ તોલા ૪ માં ગંધક તોલા ૮, મેળવી બરાબર ઘુંટી તેમાં રૌપ્યભસ્મ, અભ્રક ભસ્મ, કાંતલોહભસ્મ, તામ્રભસ્મ, સુવર્ણભસ્મ, પ્રત્યેક તોલા ૪ મેળવી લોઢાના કડાયામાં પીગળાવ વિધિ પ્રમાણે કેળના પાનપર પર્પટી ઢાળવી, પછી ખરલ કરી અરડુસો, તુલસી, અરણી, ગોરખમુંડી, ત્રિફળા, આદું, ભાંગ, મોથ, કડુ, કુંવાર પ્રત્યેકના રસમાં એકેક દિવસ ઘુંટી, ધોળા વછનાગના પંચાંગના રસમાં ત્રણ દિવસ ઘુંટવું. પછી લોઢાનાં કડાયાંમાં નાંખી ૧૦ મિનિટ ધીમી આંચે પકાવી ઘુંટી રાખવું. આની માત્રા ૩ થી ૬ રતિભાર આખા દિવસમાં મધ તથા આદુના રસ સાથે ચટાડી ઉપર તુલસી અને અરડુસાના કાઢામાં લીંડીપીપરને ભૂકો છાંટી પાઈ દેવો. બધી જાતના શ્વાસ અને બધી જાતની ઉધરસ મટે. ( ૧૭૭×૧૮૧ )

### अग्निकुमार कूपीपक्व रसः ( महाग्निकुमार ) ६४

सूतं चैकं गन्धकं च त्रिभागं नागं वङ्गं शुल्वतारं च हेम ।
अभ्रं लोहं तारमाक्षीकवज्रानेकैकं वै शोधयित्वा मर्दयम् ॥
मुण्डीश्वेताकाकमाच्यश्वगन्धानिर्गुण्ड्यो वै भृङ्गराजेन युक्ताः ।
द्रावैरेषां वासरान् त्रीन् ममर्द्यात्खल्वे सम्यग्गोलकं कारयेद्धि ॥
पश्चाद् घर्मे शोषयेत्तं च गोलं लेपाः सम्यक् पञ्च मृद्भिः प्रदेयाः ।
भाण्डं चार्धं पूरयेद्वालुकाभिर्मध्ये गोलं निक्षिपेन्मुद्रयेच्च ॥
अग्निं कुर्याद्यामपट्कप्रमाणं शीते सिद्धो गृह्यतेयं रसेशः ।
कृष्णाक्वाथैर्भावनाः पञ्च देया आर्द्रेणैवं भावयेत्पञ्चवारम् ॥
ज्वालामुख्या स्वै रसैः सप्तवारं चित्रक्वाथैः सूर्यवारं विभाव्य ।
निर्गुण्ड्या वै भावना भानुमात्राः पश्चात्कार्या वल्लमात्रा वटी हि ॥
देया सद्भिः पञ्चमांसा हि कृष्णा तद्वच्छुण्ठी चूर्णिता तत्प्रमाणा ।
कासे श्वासे मूत्रकृच्छ्रे ग्रहण्यामर्शःशोफे चाश्मरीमेद्ररोगे ॥

मन्देवह्नौ वातरोगेऽथ शूलेऽपस्मारे वा सन्निपाते वलासे ।
सेव्यश्चाऽग्निकुमारनामा क्षारं चाऽम्लं वर्जयेचद्धि पथ्यम्
॥ १८२+१८८ ॥

### મહાઅગ્નિકુમાર રસ ૬૪

પારદ તોલા ૪, ગંધક તોલા ૧૨ સાથે, કજ્જળી કરી તેમાં નાગભસ્મ, બંગભસ્મ, તામ્રભસ્મ, ચાંદીની ભસ્મ, સુવર્ણભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, રૌપ્યમાક્ષિકભસ્મ, અને હીરાને બદલે વૈક્રાંત ભસ્મ, એ પ્રત્યેક તોલા ૪ મેળવી બારીક કરી ગોરખમુંડી, ઘેળીગળી, પીલુડી, આસોંધ, નગોડ અને ભાંગરો એ બધાં સાથે કચરી કાઢો કરી, ત્રણ દિવસ ભાવના આપી, ગોળો વાળી તડકે સુકાવી તે ગોળા ઉપર પાંચ કપડમાટીના લેપ કરી એક માટલામાં ઉપર નીચે રેતી અને વચમાં ગોળો મુકી માટલાનું મોં બંધ કરી ૧૮ પહોર (એક પહોર= ત્રણ કલાક) અગ્નિ આપી ઠંડું કરી, ગોળા ઉપરથી માટી ખંખેરી રસને બારીક કરી લીંડીપીપરના કાઢાની પાંચ ભાવના દેવી. પછી આદુના રસની પાંચ ભાવના દેવી પછી જ્વાલા-મુખીના રસની સાત, ચિત્રાના ક્વાથની બાર, તથા નગોડના રસની બાર ભાવના દઈ સુકાવી વાલ વાલની ગોળી વાળવી, કેટલાકના મત પ્રમાણે નગોડની ભાવના આપ્યા પછી રસનું જે વજન થાય તેમાં પાંચમા ભાગની લીંડીપીપર તથા તેટલીજ સુંઠ મેળવ્યા પછી ચણોઠી જેવડી વાળવી અથવા ભૂકો રાખવો ૩ ગોળી અથવા ૩ રતી ભૂકો મધ તથા આદુના રસ સાથે ખાંસી, શ્વાસ, મૂત્રકૃચ્છ, સંગ્રહણી, હરસ, સોજા, પથરી, ઇંદ્રિયોના રોગ, મંદાગ્નિ, વાના દરદ, શૂળ, વાઈ, સન્નિપાત, અને કફ વિગેરેમાં આપવાથી આરામ થાય છે. ક્ષારવાળી ચીજો તથા ખટાઈ બંધ કરવી. (૧૮૧+૧૮૮)

### अग्निध्वज रसः कूपीपक्वः ६५

कर्षौ द्वौ रसगंधयोस्तु समयोः संमर्द्य सर्पस्य वै ।
कर्षैकेन विषेण कज्जलनिभं काचस्य कूप्यां क्षिपेत् ॥
लिप्त्वा कर्पटमृत्स्नया सुविधिना संपाच्य यामाष्टकं ।
ज्ञात्वा शीतलमत्र चापि विधिना मर्द्य द्विकर्षोषणैः ॥
भक्षेन्निष्कमिसुशर्करयुतं नाम्नारसोग्निध्वजो ।
मन्दाग्निक्षयसन्निपातमरुतां नाशाय चायं वरः ॥ १८९ ॥

### અગ્નિધ્વજ રસ કૂપીપક્વ ૬૫

પારદ તોલા ૨, ગંધક તોલા ૨, અને સર્પવિષ તોલો ૧ એ બધાને એક દિવસ ઘુંટી કજ્જળી કરી કપડમાટી કરેલી આતશીશીમાં ભરી ૨૪ કલાક વાલુકાયંત્રદ્વારા પકાવવું. ઠંડું થયે શીશામાંથી રસ કાઢી લઇ તેમાં બે તોલા કાળાં મરી મેળવી એક દિવસ ઘુંટાવવું ૧ રતિભારની માત્રામાં ખાવનું ઘી તોલો ના મેળવી ચાટી ઉપર શેરડી ખાવી અથવા શેરડીનો રસ પીવો. અથવા સાકરનું પાણી પીવું મંદાગ્નિ, ક્ષય, સન્નિપાત, વાયુ વિગેરે દરદોને મટાડવામાં આ ઔષધ ઘણું ઉત્તમ છે. (૧૮૯)

उदरघ्न रसः ६६

शुद्धस्य ताम्रस्य दलानि कुर्यात्पलानि त्रीण्येव च गन्धकस्य ।
पलद्वयं वै रुचकस्य चैकं पलं रसस्यापि विमर्द्य खल्वे ॥
चूर्णं विधायाप्यथ सिन्दुवाररसेन पत्राणि विलेपयेच्च ।
तत्संपुटस्यान्तरतो निधाय विमुद्य तत्संपुटमेव वह्नौ ॥
यामं तथैकं छगणैः पुटेच्च जातं सुशीतं हि विचूर्णयेत्तत् ।
तन्नागवल्लीदलमध्यतोऽपि वल्लैकमात्रः सकलोदरघ्नः ॥१९०-१९२

ઉદરઘ્ન રસ ૬૬

શોધેલાં ત્રાંબાનાં પત્રાં કંટકવેધી તોલા ૪ લેવાં, ગંધક તોલા ૧૨ પારદ તોલા ૪ અને સાજીખાર તોલા ૪ એ ત્રણે સાથે કજ્જલી કરી નગોડના રસમાં ઘુંટી ત્રાંબાનાં પત્રાં ઉપર ચોપડી શરાવસંપુટમાં પેક કરી ગજપુટનો અગ્નિ આપવો તેવી રીતે નિરૂત્થ-વારિતરહિત ઉલટી મોળ ભ્રમ ન કરે તેવું થતાં સુધી ભઠ્ઠી આપવી પછી ખરલ કરી રાખી મૂકવું. માત્રા ૧ રતિભાર નાગરવેલના પાન સાથે આપવાથી પેટનાં બધાં દરદ મટે છે. ( ૧૯૦+૧૯૨ )

स्थौल्यापकर्षण रसः ६७

सूतबोलमृतताल्रताम्रकं चार्कदुग्धरसकेन मर्दितम् ।
क्षौद्रयुक्तमपि वल्लमात्रकं भक्षितं तदतिबृंहितं जयेत् ।
तोयमेकपलमत्र मात्रया पानतोऽप्यखिलमेहहारकम् ॥ १९३ ॥

સ્થૌલ્યાપકર્ષણ રસ ૬૭

પારદભસ્મ, હીરાબોલ, હરતાળભસ્મ અને તામ્રભસ્મ એ બધાં સમભાગે લઇ આકડાના દૂધમાં ઘુંટી સૂકાવી ભૂકી કરવી. માત્રા ૧ થી ૩ રતિ મધ સાથે ચટાડી ઉપર પાણી પીવું. એથી વધેલી ચરબી ઓછી થઇ જાય છે. ( ૧૯૩ )

वातमेहान्तक रसः ६८

मृतभस्म वरवंगभस्मकं मर्दितं हि दिवसं जयारसे ।
लेहितं च मधुना दिनत्रयं वातमेहविकृतिं प्रणाशयेत् ॥ १९४ ॥

વાતમેહાન્તક રસ ૬૮

રસસિંદૂર, અને બંગભસ્મ, સમભાગે લઇ ભાંગના રસમાં ઘુંટી સૂકાવવું; માત્રા ૨ રતિભાર મધ સાથે ચટાડવાથી ૩ દિવસમાં વાયુનો પ્રમેહ-પરમીયો મટે છે. ( ૧૯૪ )

प्रमेहांकुश रसः ६९

हेमबीजत्रिपवंगमृतकं गन्धकं गगनभस्मकं समम् ।
नागवल्लिजरसेन मर्दितं कामदं सकलमेहजिद्भवेत् ॥ १९५ ॥

### પ્રમેહાંકુશ રસ ૬૯

ધતુરાનાં બી, વછનાગ, બંગભસ્મ, પારદ, ગંધક, અભ્રકભસ્મ, એ બધાં સમભાગે લઇ નાગરવેલના પાનના રસની ભાવના દઇ સુકાવી કપડે ચાળવું માત્રા–૧ વાલ મધ સાથે ચાટવાથી બધા પ્રમેહ મટે. (૧૯૫)

### मेहारि रसः ७०

टंकणं च रसराजगन्धकं सीसकं च रसकेन संयुतम् ।
नागवल्लिजरसेन मर्दितं सर्वमेहकृतरोगनाशनम् ॥ १९६ ॥

### મેહારિ રસ ૭૦

ટંકણ ફૂલાવેલો, પારદ, ગંધક, નાગભસ્મ, તથા ખાપરીયું, અથવા તેને બદલે યશદ ભસ્મ એ સર્વને નાગરવેલના રસમાં ઘુંટી સકાવવું. ૧ વાલ મધ સાથે ચાટવાથી પ્રમેહ મટે. ( ૧૯૬ )

### स्थूलराजागजकेसरी रसः ७१

रसेन्द्रं रजतं ताप्यं गगनं ताम्रमायसम् ।
स्वर्णं च क्रमवृद्धानि मर्दयेत्पूरवारिणा ॥
अन्येन चाम्लवर्गेण मर्दयेत्सप्तवासरान् ।
काचकूप्यां निधायाथ पचेद्यामाष्टकद्वयम् ॥
स्वांगशीतलमुत्तार्य गृह्णीयात्तं च मर्दयेत् ।
आर्द्रकस्वरसेनैव द्रोणपुष्पीरसेन च ॥
मर्दयेत्कन्यकाद्रवैः काकमाचीरसेन च ॥
गृहत्याः पत्रतोयेन बीजतोयेन वा पुनः ।
प्रत्येकं दिनमेकं हि भावनां दापयेत् क्रमात् ॥
पिप्पलीमधुना सार्धं चैतद्गुञ्जाद्वयं भजेत् ।
स्थूलदुर्दिनविनाशने मरुत् स्थूलपर्वतविनाशने हरिः ।
स्थूलदोषरसशोषणक्षमः स्थूलराजगजकेसरी रसः ॥१९७+२०२॥

### સ્થૂલરાજ ગજકેસરી રસ ૭૧

રસસિંદૂર ૧, રૌપ્યભસ્મ ૨, માક્ષિકભસ્મ ૩, અભ્રકભસ્મ ૪, તામ્રભસ્મ ૫, લોહભસ્મ ૬, અને સુવર્ણભસ્મ, ૭ ભાગે લઇ બીજોરાનાં રસમાં ઘુંટી, અમલવેત લીંબુ આંબલી વગેરે અમ્લ વર્ગના રસમાં ૭ દિવસ ઘુંટી આતશીશીમાં નાખી વાલુકાયંત્રમાં ૨૪ કલાક પકાવવું. ઠંડુ થયે રસ કાઢી લઇ આદુ, દ્રૂણો, કુંવાર, પીલુડી, ઉની ભોરીંગણી અને બીજો પ્રત્યેકના રસમાં એક દિવસ ઘુંટી સુકાવવું માત્રા ૨ રતિભારમાં મધ અને એ રતી લીંડી-પીપરનો ભૂકો મેળવી ચટાડવું, તેનાથી ક્રમે તેની વધેલી ચરબી ઓછી થાય. (૧૯૭+૨૦૨)

सिद्धपञ्चानन रसः ७२

सूतं गंधं टंकणं वै समांशं व्योपं मुस्तं वत्सनाभं वरां च ।
सर्वेभ्यो वै निष्कमात्रं गुडेन खादेद् गुञ्जायुग्ममात्रां वटीं हि ।
कुष्ठान्मेहान् शोफशूलादिदोषान् हन्तीत्येवं सिद्धपञ्चाननोऽयम् ॥
॥ २०३ ॥

સિદ્ધપંચાનન રસ ७२

પારદ, ગંધક, ટંકણ, સુંઠ, પીપર, મરી, મોથ, વછનાગ, હરડે, બેડાં અને આંબળાં એ બધાં સમભાગે લઈ બારીક કરી કપડે ચાળવું. પછી બબ્બે રતિભારની ગોળી વાળવી, અગર ભૂકી રાખવી. પ્રમેહ, લોહી બીગાડ, સોજા, શૂળ વિગેરેને મટાડે. એક ગોળી સવારમાં ગોળ સાથે સાથે આપવી. ( २०३ )

शीतारि रसः ७३

एकं रसं गंधकमेव शुद्धं द्विभागयुक्तं च विमर्द्य खल्वे ।
पक्वार्कपत्रोत्थरसेन यत्नात् पुनर्नवावह्निरसैश्च पश्चात् ॥
तस्यार्धभागेन विषं विमिश्र्य चूर्णीकृतं वल्लमितं च लिह्यात् ।
शीतारिनामा च रसोत्तमोऽयं शीतस्य वातस्य निवारणाय ॥
॥ २०४+२०५ ॥

શીતારિ રસ ७३

પારદ તોલા ४ તથા ગંધક તોલા ८ ની કજ્જલી કરી પછી પકેલાં આકડાનાં પાનનો રસ, સાટોડીનો રસ ચિત્રક મૂળનો કાઢો, પ્રત્યેકમાં પલાળી કઢાયામાં નાખી ધીમે તાપે પ્રવાહી ભાગ બળી જતાં સુધી પકાવવું. એમ ત્રણેમાં પકાવી લીધા પછી તેનું જે વજન થાય તેથી અર્ધે વજને ગૌમૂત્રમાં શોધેલો પોલો વછનાગ મેળવી એક દિવસ ઘુંટી કપડે ચાળી રાખવું માત્રા १ થી २ રતિભાર મધમાં ચાટી ઉપર પાણી પીવું. તેનાથી કળતર, ત્રોડ કમ્મરનો દુખાવો, વાયુનાં દરદ વિગેરે મટે. ( २०४+२०५ )

कुमुदेश्वर रसः ७४

सूतभस्म समहेमभस्मकं मौक्तिकं च रसपादटङ्कणम् ।
गन्धमत्र कुरु सर्वतुल्यकं चूर्णितं तुषजलेन गोलकम् ॥
लेपयेन्मृदु मृदा विशोषितं पाचितं सिकतयन्त्रमध्यतः ।
यामसैकमथ शीतलीकृतश्चूर्णितो मरिचमाक्षिकैः प्लुतः ।
भक्षितो हि कुमुदेश्वरो रसो राजयक्ष्मगदमूलनाशनः ॥
॥ २०६+२०८ ॥

કુમુદેશ્વર રસ ७४

પારદભસ્મ તોલા ४, સુવર્ણભસ્મ તોલા ४, મોતીનીભસ્મ તોલો १, ટંકણ તોલો १ તથા

ગંધક તોલા ૧૦, બધાને બરાબર મેળવી ધાન્યામ્લમાં એક દિવસ ઘુંટી ગોળો વાળી સુકાવી ઉપર બબે આંગળ માટી ચોપડી સુકવી વાલુકાયંત્રમાં ૧૨ કલાક પકાવી ઠંડુ થયે ખરલ કરી ગુણી મૂકવું. માત્રા ૨ રતિભારમાં મધ તોલો ા તથા કાળાં મરીનો ભૂકો બેઆનીભાર મેળવી ચટાડી ઉપર દૂધ પાવું. તેનાથી ગમે તેવો ક્ષયરોગ મટે. (૨૦૬+૨૦૮)

यक्ष्महर- रसः ७५

शुद्धसूतविषगंधहाटकं सर्वमेव समभागमाहरेत् ।
मर्द्य चार्द्रकरसेन चित्रकैः प्रक्षिपेच्च सुदृढे सुभाजने ॥
ताम्रभाजनमथोपरिस्थितं रोधयेत्पटमृदा भिषग्वरः ।
याममात्रपुटितं शनैःशनैर्निक्षिपेच्च जलपूर्णभाजने ।
ताम्रपात्रकुहरे रसो भवेद् रोगराजकुलकण्डनक्षमः ॥२०९+२१०॥

યક્ષ્મહર રસ ૭૫

પારદ, ગંધક, વચ્છનાગ, અને સુવર્ણભસ્મ સમભાગે લઇ મેળવી આદુ, અને ચિત્રાના રસની ભાવના દઇ સુકાવી એક લોટાના કડાયામાં નાખી તેનાપર ત્રાંબાનો વાટકો ઉંધો ઢાંકી સંધા બાંધી લઇ સુકાવી કડાયાને ચુલે ચડાવી, નીચે ધીમો તાપ કરવો. અને ત્રાંબાના વાટકાને તળીયે ભીનાં પોતા મુકયા કરવાં. ત્રણ કલાક અગ્નિ આપ્યા પછી ઠંડુ કરી ત્રાંબાના વાટકામાં ઉડીને ચોટેલો રસ કાઢી લેવો. માત્રા ૨ રતિભાર મધ તોલો ા તથા લીંડીપીપરનો ભૂકો એક આનીભાર મેળવી ચાટી ઉપર દુધ પીવું. તેનાથી બધી જાતના ક્ષયરોગ મટે. (૨૦૯+૨૧૦)

पूर्णेन्दु रसः (पूर्णचंद्रः) ७६

स्वर्णं सूत शुद्धमेतद् द्विक्षाणं युक्तं नागं गंधकाख्यं समांशम् ।
वह्नेस्तोयैस्तच्च पेष्यं प्रयत्नाद्गोलं कृत्वा वेष्टयेत्तं मृदा च ॥
भाण्डे चार्धं पूर्य सामुद्रकेण गोलं धृत्वा छादितं त्र्यंगुलेन ।
लिम्पेद्भाण्डं गोमयेनाथ सम्यक् वह्निं कृत्वा याममेकं तृणैश्च ॥
पूर्णेन्दुश्चेद्भक्षितो यक्ष्मरोगं हन्यात्तस्योपद्रवानेव सद्यः ।
सर्वान्वातान् श्लेष्मरोगान्ययायं पूर्णश्चन्द्रो नामयत्नन्धकारम् ॥
॥ २११+२१२ ॥

પૂર્ણેન્દુ રસ—પૂર્ણચંદ્ર રસ ૭૬

સોનાની ભસ્મ, પારદ, વચ્છનાગ અને ગંધક એ સમભાગે લઇ ચિત્રાના કાઢામાં ઘુંટી ગોળો વાળી સુકાવી તેના પર એરંડાનાં પાન વીંટી તેના પર બબે આંગળ માટીનો થર દઇ સુકાવી એક માટલામાં અર્ધું મીઠું ઉપર અને અર્ધું નીચે ભરી, વચમાં ગોળો મુકી માટલાપર ઢાંકણું ઢાંકી બાંધી લઇ ચુલે ચડાવી નીચે છાણાં અને ખડનો અગ્નિ ત્રણ કલાક બાળવો. ઠંડુ થયે માટી ખસેડી નાખી રસ કાઢી લઇ ઘુંટી રાખવો. માત્રા ૨ રતિ, ૧૦ મરીના દાણા અને મધ સાથે ચટાડવો તેથી ક્ષયરોગ, તેના ઉપદ્રવ, વાનાં અને કફનાં દરદ વિગેરે મટે. (૨૧૧+૨૧૨)

स्वर्णपत्र रसः ७७

नागं सूतं गंधकं वत्सनाभं मर्द्यं तोयैः कन्यकाया दिनैकम् ।
गोलं कृत्वा निक्षिपेद्भाण्डमध्ये संछाद्यं वै श्रावकेणापि सम्यक् ॥
मुद्रां दत्वा भूतिसामुद्रकेण यामं चोक्तं मन्दवह्नौ विपाच्य ।
वल्लं चैकं भक्षितं क्षौद्रयुक्तं यक्ष्मातंकं नाशयेद्धि प्रसह्य ॥
॥ २१४+२१५ ॥

સ્વર્ણપત્ર રસ ૭૭

નાગભસ્મ, પારદ, ગંધક અને વછનાગ એ સમભાગે લઇ મેળવી કુંવારના રસમાં ઘુંટી ગોળો વાળી સુકાવી તેનાપર માટી ચોપડી વાલુકાયંત્રમાં મુકી ઉપર કોડીયું ઢાંકી રાખે અને મીઠાથી સાંધા છાંદી સુકાવી ધીમે તાપે ત્રણ કલાક પકાવવું. ઠંડુ થયે ઘુંટી રાખવું. માત્રા ૩ રતિમાં મધ મેળવી ચટાડવાથી ક્ષયરોગ અવશ્ય મટે. ( ૨૧૪+૨૧૫ )

सर्वसुन्दर रसः ७८

सूतगंधविषमेव कारयेन्नागहृद्ध्मथ मर्दयेत्ततः ।
आर्द्रवह्निजरसेन यत्नतः पाचितो हि लवणाख्ययंत्रके ॥
भक्षितो हि यदि वल्लमात्रया क्षौद्रकेण सह पिप्पलीयुतः ।
पूर्णचन्द्रवदयं हि सेवितो यक्ष्महा भवति वातरोगहा ॥
॥ २१६+२१७ ॥

સર્વસુન્દર રસ ૭૮

પારદ તોલા ૪, ગંધક તોલા ૮, અને વછનાગ તોલા ૧૨ લઇ બરાબર મેળવી આદુ, અને ચિત્રાના રસમાં ઘુંટી લવણયંત્રમાં ત્રણ કલાક પકાવી. ઠંડુ થયે ઘુંટીને રાખવો. માત્રા ૩ રતિભારમાં મધ અને લીંડીપીપરનો ભૂકો મેળવી ચાટવું. તેથી ક્ષયરોગ અને વાતાં દરદ મટે છે. ( ૨૧૬+૨૧૭ )

त्रिदोषशमन रसः ७९

स्वर्णं सूतं तथा गंधं मर्दयेत्कन्यकाद्रवैः ।
पश्चाद्गोलं विधायाथ शरावसंपुटे पचेत् ॥
स्वांगशीतं समुद्धृत्य चूर्णं कृत्वा प्रयत्नतः ।
भक्षयेद्वल्लमात्रेण त्रिदोषजरुजं जयेत् ॥ २१८+२१९ ॥

ત્રિદોષશમન રસ ૭૯

સુવર્ણભસ્મ, પારદ અને ગંધક એ સમભાગે લઇ કુંવારના રસમાં ઘુંટી ગોળી વાળી સુકાવી શરાવસંપુટમાં મુકી કપડમાટી કરી ચુલે ચડાવી ૩ કલાક પકાવવું. ઠંડુ થયે કાઢી લઇ ઘુંટી રાખવું. માત્રા ૩ રતિ મોંમાં નાખી ઉપર દૂધ પીવું. વાયુ, ગરમી, પિત્ત, કફ અને શરદીનાં પ્રત્યેક દરદ તથા સન્નિપાતજ્વર મટે (૨૧૮+૨૧૯ )

### पित्तकृन्तन रसः ८०

पारदं च मृतताप्यसकं गन्धकेन सहितं समांशकम् ।
मर्दितं हि खलु भृंगवारिणा चार्धयाममपि कुक्कुटे पुटे ॥
पाचितं हि सकलं विचूर्णितं लेहितं हि मधुशर्करायुतम् ।
पित्तदोषशमनो मयोदितः पित्तकृन्तनरसः प्रशस्यते ॥२२०+२२१॥

### પિત્તકૃન્તન રસ ૮૦

પારદ, ગંધક, અને તાપ્યભસ્મ, સમભાગે લઈ ભાંગરાના રસમાં ઘુંટી ગોળો વાળી સુકાવી શરાવસંપુટમાં પેક કરી કુકકુટનો અગ્નિ આપી ઠંડુ કરી ઘુંટી રાખવું, ૩ રતિભાર મધ સાકર સાથે ચાટી ઉપર દૂધ પીવું. પિત્તદોષનું શમન થાય. ( ૨૨૦×૨૨૧ )

### श्लेष्मकुठार रसः ८१

पारदं च मृतशुल्वगन्धकं नागवल्लिजरसेन पेषितम् ।
पाचितं च मृदुवह्निना घटीयुग्ममेतदखिलं विचूर्णितम् ॥
भक्षितं च गुडमिश्रमार्द्रकैः श्लेष्मदोषविनिवृत्तिदायकम् ॥ २२२ ॥

### શ્લેષ્મકુઠાર રસ ૮૧

પારદ, ગંધક, અને તામ્રભસ્મ, સમભાગે લઈ નાગરવેલના રસમાં ઘુંટી શરાવસંપુટમાં પેક કરી ચૂલે ચડાવી ૧ કલાક ધીમે તાપે પકાવી ભૂકો કરવો. માત્રા ૧ રતિભારમાં આદુનો રસ અને ગોળ મેળવી ખવરાવવાથી કફનાં અને શરદીનાં દરદ મટે ( ૨૨૨ )

### मेहनाशन रसः ८२

लोहभस्म रसभस्म ताप्यकं गन्धकेन सहितं समांशकम् ।
वत्सबीजकरसेन भावितं लेहितं सकलमेहनाशनम् ॥ २२३ ॥

### મેહનાશન રસ ૮૨

લોહભસ્મ, પારદભસ્મ, માક્ષિકભસ્મ, ગંધક બધા સમભાગે લઈ ઈંદ્રજવના કાઢામાં ઘુંટી સુકાવવું. માત્રા ૩ રતિભાર મધ સાથે ચાટવાથી બધા પ્રમેહ મટે. ( ૨૨૩ )

### मेहांकुश रस ८३

वंगभस्म रसभस्म गन्धकं धातकीभवरसेन मर्दितम् ।
लेहितं मधुयुतं हि मेहजिद् वल्लयुग्ममतिसारनाशनम् ॥ २२४ ॥

### મેહાંકુશ રસ ૮૩

બંગભસ્મ, પારદભસ્મ, ગંધક એ બધાં સમભાગે લઈ ધાવડીના રસમાં ઘુંટી સુકાવવું મધ સાથે ૬ રતિભારની માત્રા ખાવાથી પ્રમેહ મટે તથા ઝાડાના દરદમાં પણ ફાયદો થાય છે. ( ૨૨૪ )

मृत्युञ्जय रसः ८४

वज्रभस्म रसभस्म मौक्तिकं मर्दितं त्कुचवारिणा दृढम् ।
तच्च कुक्कुटपुटेन पाचितं चूर्णयेन्मधुयुतं द्विगुञ्जकम् ॥
वर्षमात्रमपि सेवितं जयेन्मृत्युमेव सकलामरापदम् ॥२२५+२२६॥

મૃત્યુંજય રસ ૮૪

હીરાની ભસ્મ, પારદભસ્મ, તથા મોતીની પિષ્ટી સમભાગે લઇ લીંબુના રસમાં ઘુંટી ગે.ળો વાળી સૂકાવી સરાવસંપુટમાં પેક કરી કુકકુટ પુટથી પકાવી ખરલ કરી રાખવું. ૧ રતિભાર મધ સાથે ચાટી ઉપર દૂધ પીવું. ૧ વર્ષ સેવવાથી વૃદ્ધાવસ્થા આવતી નથી તથા હરકોઇ પ્રકારનો રોગ મટે છે. (આ રસમાં હીરાની ભસ્મને બદલે વૈક્રાંતભસ્મ પણ નખાય) છે. ( ૨૨૫×૨૨૬ )

कृमिविरेचनी वटी ८५

पारदं गंधकं विश्वा टंकणं विषमुष्टिकम् ।
स्वर्जिका मरिचं कृष्णा समभागानि कारयेत् ॥
विडंगं चाभयादन्ती त्रिवृन्नेपालकं तथा ।
पूर्वचूर्णसमान्येव भृंगद्रावेण भावयेत् ॥
गुञ्जाप्रमाणवटिका भक्षिता शीतवारिणा ।
विरेचयत्यवश्यं हि कृमिरोगान् ज्वरानपि ।
विनाशयति वै सम्यक् सत्यं गुरुवचो यथा ॥ २२७+२२९ ॥

કૃમિવિરેચની વટી ૮૫

પારદ, ગંધક, સુંઠ, ટંકણ, ઝેરકોચલાં, સાજીખાર, મરી, અને પીપર એ પ્રત્યેક એકેક તોલો, વાવડીંગ, હરડે, દંતીમૂળ, નસોતર, તથા નેપાળાના બીજ પાંચે મળી ૮ તોલા લઇ બધાં ઓસડીયાં સાથે મેળવી ભાંગરાનાં રસમાં ઘુંટી ચણોઠી જેવડી ગોળી વાળવી ૨ થી ૩ ગોળી ઠંડાં પાણી સાથે આપવી. જુલાબ લગાડી પેટના જીવડાને કાઢી નાખે છે તથા બધા તાવને અવશ્ય મટાડે છે. ( ૨૨૭×૨૨૯ )

अमरकलानिधि रसः ८६

मुक्ताफलं विद्रुमकं रसेन्द्रं गंधं समांशानि ततो विदध्यात् ।
तद्बीजपूरस्य रसेन मर्दितं गोलं हि कृत्वा वसनेन वेष्टयेत् ॥
मृदा सुलिप्तं परिशोषयित्वा तच्छ्रावके संपुटयेच्च वह्नौ ।
चूर्णीकृत वल्लमितं च भक्षितं स्याद्रोगराजस्य निकृन्तनं त्विह ॥
॥ २३०+२३१ ॥

અમરકલાનિધિ રસ ૮૬

સાચા મોતીની ભસ્મ, પ્રવાળ ભસ્મ, પારદ, અને ગંધક એ સમભાગે લઇ બરાબર

મેળવી બીજોરાનાં રસમાં ઘુંટી ગોળો વાળી સૂકાવી તેનાપર કપડું વીંટી તેના પર માટી ચોપડી સૂકાવી શરાવસંપુટમાં પેક કરી, કુક્કુટ પુટનો અગ્નિ આપવો. ઠંડું થયે ઘુંટી રાખવું. માત્રા ૩ રતિભાર મધ સાથે ચટાડવાથી ક્ષયરોગ મટે. (૨૩૦×૨૩૧)

भास्करोदय रसः ८७

तालं ताप्यं गन्धकं सूतकं च शैलाह्वं वै खेचरं स्यात्समांशम् ।
चूर्णं कृत्वा चार्द्ररूपेण मर्द्यमार्द्रद्रावैः सौरसाया रसेन ॥
मर्दितं तदनु ताम्रनिर्मिते धारयेच्च सकलं सुसंपुटे ।
मृत्स्नया च परिवेष्ट्य संपुटं पाचयेद्धि सततं दृढाग्निना ॥
यामयुग्ममितमेव मात्रया यन्त्रके हि कुरु शीतलं स्वयम् ।
जायतेऽतिरुचिरो महारसो पूर्ववद्भवति भास्करोदयः ।
चित्रकार्द्रकरसेन योजितो राजयक्ष्मकफवातनाशनः ॥२३२-२३४॥

ભાસ્કરોદય ૮૭

હરતાળ, માક્ષિકભસ્મ, ગંધક, પારદ, શિલાજીત, અને પરંતુ ગંધક જારિત પારદભસ્મ સમભાગે લઈ અરડુસો, આદુ, તુલસી, પ્રત્યેકના રસની એકેક ભાવના દઈ ત્રાંબાનાં સંપુટમાં મૂકી તે સંપુટને કપડમાટી કરી વાલુકાયંત્રમાં ૭ કલાક સખત અગ્નિથી પકાવવું. ઠંડું થયે સંપુટ સહિત ઘુંટી રાખવું. ( આ ઔષધના સેવનથી ઇલ્કી ધાબ અને ખટાશમાં નાંખવાથી કાટ વળે તો પારદ ગંધકની કજ્જળી સાથે લીંબુના રસમાં ઘુંટી ઘુંટી ભરી દેવી ) માત્રા ૨ રતિભાર, મધ આદુરસ સાથે -ચાટી-ઉપર- ચિત્રાનો કાઢો પાવો તેનાથી ક્ષયરોગ, કફ, વાયુ વિગેરે દરદ મટે. (૨૩૨+૨૩૪)

कामदेव रसः-८८

तारं वज्रं स्वर्णताम्रे रसेन्द्रं लोहं गंधं भागयुग्मं विदध्यात् ।
कन्याद्रावैर्मर्दयेदेकयामं चूर्णं कृत्वा काचकूप्यां निवेश्य ॥
कूपीं चापि पूरयेत्सिन्धुचूर्णैर्मुद्रां दत्त्वा शोषयेत्तत्प्रयत्नात् ।
वह्निं कुर्याद्वासरैकं प्रयत्नाच्छीतं जातं खल्वमध्ये विचूर्ण्य ॥
अर्कक्षीरेणाथ भाव्यं हि सर्वं कासस्यैवं पद्मकन्दस्य नीरैः ।
मौसल्या वा गोक्षुरस्य द्रवेण त्रिस्त्रिर्वेलं भावनां च प्रदद्यात् ॥
काकोल्याद्यो वाजिगन्धाशताह्वादुःस्पर्शाणां स्वै रसैर्भावयेच्च ।
चूर्णं कृत्वा मिश्रयेद्वचोपचूर्णं कर्पूरं वै कुङ्कुमैलाल्वङ्गम् ॥
कस्तूरीं वै पूर्वचूर्णात्षडंशा कार्या शुद्धा शर्करा सर्वतुल्या ।
भक्ष्येदेनं निष्कमात्रं रसेन्द्रं गोक्षीरं वै चानुपानेय पेयम् ॥
मिष्टाहारं सेवयेच्चैव नाम्लयोजस्तेजो वर्धतेऽग्निर्बलं च ।

सौंदर्यं वै जायते सुन्दरीणां वृद्धिः कामे नैव हानिश्च वीर्ये ।
तस्मात्सेव्यः कामदेवो रसेन्द्रो वृष्येपूक्तो योग एषो वरिष्ठः ॥
॥ २३५+२४१ ॥

### કામદેવ રસ ૮૮

ચાંદીની ભસ્મ, હીરાનીભસ્મ, સુવર્ણભસ્મ, તામ્રભસ્મ, પારદ લોહભસ્મ અને ગંધક પ્રત્યેક તોલા ૪, સાથે મેળવી કુંવારના રસમાં ત્રણ કલાક ઘુંટી સુકાવી ભૂકો કરી અગનશીશીમાં ભરી, શીશીનું મોં સિંધાલુણ અને કળીચુનાથી બંધ કરી વાલુકાયંત્રમાં ૨૪ કલાક પકાવવું; ઠંડુ થયે કાઢી લઈ શીશીને ગળે તથા તળે જામેલો રસ ભસ્મ બધું કાઢી લઈ ખરલ કરવું પછી આંકડાનું દૂધ, કાંસડો, કમળકંદ, મુશળી, ગોખરૂ, પ્રત્યેકની ત્રણ ત્રણ ભાવના દેવી તથા કાકોલી આસોંધ, શતાવરી, ધમાસો પ્રત્યેકની એકેકી ભાવના દઈ ભૂકો કરવો. પછી તે રસનું જેટલું વજન થાય તેટલું સુંઠ, પીપર, મરી, ભીમસેની કપૂર, કેસર, એલચી લવીંગ, એ સર્વેનું સમભાગે કરેલું ચૂર્ણ મેળવવું અને તે બધી દવાના વજનથી ૭॥ ભાગની કસ્તૂરી મેળવવી. પછી બે દિવસ ઘુંટી કપડે ચાળી રાખી મૂકવું. માત્રા બે આનીભારમાં પાવલીભાર સાકર મેળવી મોમાં નાખી ઉપર કઢેલું ગાયનું દૂધ પીવું, મિષ્ટાન્ન ખોરાક લેવો. એથી કામી પુરૂષને કામ જાગ્રત થાય વીર્ય અખંડિત રહે વૃષ્ય-પૌષ્ટિક ઔષધોમાં આ રસ પરમ ઉત્તમ છે. ( ૨૩૫+૨૪૧ )

### कन्दर्पसुन्दर रसः ८९

सूतं वज्रं नागमुक्ताफले च तारं स्वर्णं चाभ्रकं तीक्ष्णवङ्गौ ।
प्रत्येकं वै कर्षयुग्मप्रमाणं मर्द्यं सर्वं वाजिगन्धारसेन ॥
क्षिप्त्वा शृङ्गे हारिणेऽखण्डिते तत्पक्त्वा शृंगं कोमलेनाग्निनेदम् ।
भाव्यं पश्चात्ताम्रपुष्पीरसेन द्राक्षावद्यायष्टिकानां शृतैश्च ॥
भद्रोदन्या वर्षपुष्प्या कसेरोर्गाङ्गेरुक्या भावयेच्चापि नीरैः ।
सर्वासां वै भावयित्वा रसैश्च चूर्णं कृत्वा शोषयित्वा च सम्यक् ॥
एलापत्रे त्वग्लवंगागुरूणि वंश्या मुस्ता केसरं चोपकुल्या ।
कस्तूरी पड्वल्लमात्रं घनाच्च पूर्वे चूर्णे मिश्रयेदष्टमांशम् ॥
एतच्चूर्णं शाणमात्रं प्रगृह्य रात्रौ खादेदक्षयं वीर्यमिच्छन् ।
धात्र्याश्चूर्णं कारयेद्वै विदार्याश्चूर्णं कृत्वा कर्षमात्रं च सर्पिः ।
तुल्यं भक्षेच्चानुपानप्रयोगे क्षीरं पेयं साधितं माहिषं च ॥
॥ २४२+२४६ ॥

### કંદર્પસુંદર રસ ૮૯

રસસિંદૂર, હીરાનીભસ્મ, નાગભસ્મ, મોતીનીભસ્મ, રૌપ્યભસ્મ, સુવર્ણભસ્મ, અભ્રકભસ્મ, લોહભસ્મ, બંગભસ્મ પ્રત્યેક બબ્બે તોલા લઇ આસોંધના રસમાં ઘુંટી હરણનાં શિંગડામાં ભરી પેક કરી ધીમે તાપે પકાવવું. ૩ કલાક પકાવ્યા પછી ઠંડુ કરી ઘુંટી, લાલફુલની પાકળ દ્રાક્ષ.

ગોરોચન જેઠીમધ, મહાબલા, નાગબળા કસેલા અને ગળુગેટી, પ્રત્યેકના રસની એકેકી ભાવના દઇ સૂકાવી ભૂકી કરી તે ઔષધનું જેટલું વજન થાય તેની બરાબર એલચી, તમાલ, તજ, લવીંગ, અગર, વંશલોચન, મોથ, કેસર અને લીંડીપીપર એ બધાંનું સમભાગે કરેલું ચૂર્ણ મેળવવું અને કસ્તૂરી રતી ૪૮ અને બધાં ઔષધથી અષ્ટમાંશ ભીમસેની કપૂર મેળવી ઘુંટાવી કપડે ચળાવી રાખી મૂકવું. માત્રા બેઆનીભાર સાકર સાથે મેળવી ખાવું. ઉપર આમળાનું અથવા વિદારીકંદનું ચૂર્ણ તોલો એક ઘી સાથે અનુપાન માટે ચાટવું, કરેલું દૂધ પીવું. આના સેવનથી વીર્ય ભરપુર રહે, કામ જાગ્રત થાય, અને શરીર પુષ્ટ થાય. (૨૪૨×૨૪૬)

## राजमृगांक रसः ९०

भागत्रयं पारदमेव कुर्याद्भागोथ हेम्नश्च तथाभ्रकस्य ।
मनःशिलागन्धकतालकानां भागद्वयं सर्वमथो विचूर्ण्य ॥
संपूर्य तेनैव वराटकानि मुद्रां च कुर्यादथ टंकणेन ।
दुग्धेन चाजेन विमुद्रितानि मृद्भाण्डमध्येथ निधारयेच्च ॥
वाराहनाम्ना पुटकेन पक्त्वा तत्स्वांगशीतं हि विचूर्णयेच्च ।
भक्षेत्त्रिगुञ्जं खलु पिप्पलीभिः क्षौद्रेण सार्धं सकलामयघ्नम् ॥
॥ २४७+२४९ ॥

## રાજમૃગાંક રસ ૯૦

પારદ તોલા ૬, સુવર્ણભસ્મ તોલા ૨, અભ્રકભસ્મ તોલા ૨, મનશીળ, ગંધક, હરતાળ પ્રત્યેક તોલા ૪ એ બધાને વિધિ પ્રમાણે સાથે મેળવી પીળી કોડીયામાં એ મિશ્રણ ભરી, બકરીના દૂધમાં ઘુટેલ ટંકણથી કોડીયોનાં મો બંદી લઇ એક માટલીમાં કે લોટકામાં કોડીયું ભરી તેનું મોં બંધ કરી વારાહપુટના અગ્નિમાં પકવી ઠંડું થયે ઘુંટી શીશી ભરવી. ૩ રતિ એ ઔષધમાં બેઆનીભાર લીંડીપીપરનો ભૂકો અને મધ મેળવી ચાટવાથી ક્ષયરોગ તથા બધાં દરદોનો નાશ થાય છે. (૨૪૭+૨૪૮)

## अमृतसुंदर रसः ९१

मनःशिलामाक्षिकतालगन्धं सूतं तथा खर्परमेव तुल्यम् ।
संमर्दितं चार्द्ररसेन सम्यग्वासारसैर्वा सुरसारसेन ॥
आपूरितं ताम्रजपात्रमध्ये तत्संपुटं वै त्रिदिनं पचेद्धि ।
तं स्वांगशीतं हि समुद्धरेद्धि वल्लोन्मितं तं परिलेहयेच्च ।
वातोद्भवान्हन्ति विकारजातांस्तथा श्वासोद्भवरोगसंघान् ॥
॥ २५०+२५२ ॥

## અમૃતસુંદર રસ ૯૧

શુદ્ધ મનશિળ, માક્ષિકભસ્મ, હરતાળભસ્મ, ગંધક, પારદ શુદ્ધ તથા રાનું ખાપરિયું શુદ્ધ એ બધાં સમભાગે લઈ વિધિ પ્રમાણે મેળવી આદુ, અરડૂસી અને તુળસીના રસની

એકેકી ભાવના દઇ સૂકાવી શુદ્ધ તામ્રના સંપુટમાં એ કજ્જળી ભરી કપડમાટી કરી વાલુકાયંત્રની વચોવચ એ સંપુટ મૂકી ત્રણ દિવસ અને ત્રણ રાત પકાવવું. ઠંડું થયે કાઢી લઇ ઘુંટી રાખવું. (ઉલટી કરે કે કાટ વળે તો વધુ ભઠ્ઠીયો આપ્યા પછી વાપરવું) માત્રા ૨ થી ૩ રતિમાં મધ પીપર મેળવી ચટાડવાથી વાનાં બધાં દરદ તથા કફ શરદીનાં દરદ મટે. (૨૫૦+૨૫૨)

खेचरी गुटिका ९२

रसकं दरदं ताप्यं गगनं कुनटी तथा ।
सूतं समांशकं सर्वमम्लवेतसजै रसैः ॥
मर्दयेद्दिनमेकं तु सूर्यघर्मे शिलातले ।
पचेत्तं वालुकायन्त्रे दिनमेकं खराग्निना ॥
स्वांगशीतं समुद्धृत्य चूर्णीकृत्य प्रयत्नतः ।
निम्बूरसेन गुटिका कर्तव्या रक्तिकोपमा ॥
सर्वज्वरहरा प्रोक्ता गुल्मोदरविनाशिनी ।
गुटिका खेचरी नाम्नी देहलोहविधायिनी ॥२५३+२५६॥

ખેચરી ગુટિકા ૯૨

ખાપરીયું, હીંગળો, માક્ષિકભસ્મ, અભ્રકભસ્મ, મનશીળ, અને પારદ એ બધાને સમભાગે લઈ અમ્લવેતના રસમાં એક દિવસ સૂર્યને તડકે ઘુંટી સૂકાવી શરાવ સંપુટમાં પેક કરી વાલુકાયંત્રમાં ૧૨ કલાક પકાવવું. ઠંડું થયે ખરલ કરી લીંબુના રસથી ચણોઠી જેવડી ગોળીઓ કરવી. બધા તાવ, ગુલ્મ, પેટનાં દરદ વિગેરેને મટાડે છે. દેહને લોહ સમાન મજબુત બનાવવાની સિદ્ધિ કરે છે. (૨૫૩+૨૫૬)

अमरसुंदर रसः ९३

सूतभस्म दरदं विशोधितं तालसत्वमिति चैकभागिकम् ।
गंधकं च सममत्र मर्दितं भृंगराजजनितेन संयुतम् ॥
काकमाचिजरसैश्च मर्दितं कुक्कुटाख्यपुटपञ्चकैः पचेत् ।
सारयेन सितया समं सदा सेवितं सकलरोगघातकम् ॥२५७–२५८॥

અમરસુંદર રસ ૯૩

પારદભસ્મ, હીંગળો, હરતાળનું સત્વ પ્રત્યેક તોલા ૪, અને ગંધક એ બધાં બરાબર મેળવી ભાંગરાના રસની તથા પીલુડીના રસની ભાવના દઇ સૂકાવી ગોળો વાળી, કુકુટપુટનો અગ્નિ આપી ખરલ કરી રાખવું. મધ સાકર સાથે બબ્બે રતિ સેવવાથી બધા રોગ મટે. તેનાથી શરીર દીર્ઘાયુષી થાય તથા હરસનું દરદ નષ્ટ થાય. (૨૫૭+૨૫૮)

तालकराज रसः ९४

वंगं चाभ्रं मारितं शुद्धतालं शुद्धं सूतं वत्सनाभं तथैव ।
सौवीराख्यं टंकणं चैव शुद्धं वंगं कुर्याद्भागयुग्मं विशुद्धम् ॥

अभ्रं कुर्यात् त्रीणि भागानि सम्यक् सूतं चैकं तालकं वै त्रिभागम् ।
नागं चैकं टंकणं वेदभागं सौवीराद्वौ कल्पनीयौ हि भागौ ॥
खल्वे मर्द्यं सर्वमेकत्र वज्रीक्षीरे चार्के वासरैकं प्रयत्नात् ।
पश्चात्क्षेप्यं काचकूप्यां समस्तं कूपीवक्त्रं ताम्रपत्रेण रुंध्यात् ॥
मुद्रां कृत्वा पाच्य यामाष्टयुग्मं शीतं कृत्वा पूर्ववन्मर्दनीयम् ।
एवं कुर्यात् त्रीणि वाराणि शुद्धः कल्को जातः षोडशांशेन ताम्रम् ॥
शुभ्रं कुर्यात्सर्वरोगप्रणाशं सत्यं चैतद्भाषितं भैरवेण ।
सेव्यं वल्लं वर्षमेतत्प्रयत्नाद् वृद्धत्वं नो जायते सर्वकालम् ॥
॥ २५९+२६३ ॥

### તાલકરાજ રસ ૯૪

( વેધી ભસ્મ ) બંગભસ્મ તોલા ૨, અભ્રકભસ્મ તોલા ૩, પારદ તોલો ૧, હરતાળ તોલા ૩, નાગભસ્મ તોલો ૧, ટંકણ તોલા ૪, સૌવીરાંજન તોલા ૨, એ બધાને વિધિ પ્રમાણે મેળવી થાંડલીયાના દૂધની તથા આંકડાના દૂધની એકેકી ભાવના દઇ મૂકાવી આતશીશીમાં ભરી શીશીનું મોં ત્રાંબાનાં પત્રાંથી બંધ કરી છાંદી લઇ વાલુકાયંત્રમાં ૪૮ કલાક પકાવવું ઠંડું થયે શીશીમાંથી ઔષધ કાઢી લઇ ફરીવાર થાંડલીયાના દૂધમાં અને આંકડાના દૂધમાં ઘુંટી ઉપર પ્રમાણે પકાવવું એમ કુલ ત્રણ વખત વાલુકાયંત્રમાં પકાવવું. એટલે ઉત્તમ કલ્ક વેધી કલ્ક તૈયાર થાય ત્રાંબાને ઓગાળી એક તોલે ૧ આનીભાર કલ્ક નાખવાથી ચાંદી કરે ૧ થી ૩ રતી મધ સાથે આપવાથી બધા રોગોનો નાશ કરે. એક વર્ષ સેવવાથી વૃદ્ધાવસ્થા આવે નહી. પૂરું આયુષ્ય ભોગવે. ( ૨૫૯+૨૬૩ )

### अश्मरीभिद् रसः ९५

रससिन्दूरनामानं गन्धतैलेन मर्दितम् ।
भक्षितं वल्लमात्रं चेदश्मरीभेदनं परम् ॥
ढोड्डाकमूलस्वरसं ससितं चानुपाययेत् ॥ २६४ ॥

### અશ્મરી ભિદ્ રસ ૯૫

રસસિંદૂરને ગંધકના તેલની ભાવના દઇ તૈયાર કરવો ૧થી૩ રતી માત્રા મોઢાંમાં નાખી ઉપર બીજોરાના મૂળનો કાઢો સાકર નાખી પાવો. તેથી પથરી પિગળી જઇ નિકળી જાય. (૨૬૪)

### अश्मरीभेदकः रसः ९६

श्वेताम्बरी तथा श्वेता चाश्वगन्धा पुनर्नवा ।
तासां रसेन संमर्द्य पारदं दोषवर्जितम् ॥
गन्धकेन द्विभागेन कारयेद्गोलमुत्तमम् ।
स्वेदयेद्यामपर्यं तु भक्षितं चाश्मरीप्रणुत् ॥ २६५+२६६ ॥

અશ્મરી ભેદક રસ ૯૬

પારદ તોલા ૮, ગંધક તોલા ૧૬ ની કજ્જળી કરી ડાંભો શ્વેતદુર્વા આસોંધ અને સટોડી પ્રત્યેકના રસની ભાવના દઇ ગોળો વાળી શરાવસંપુટમાં પેક કરી ૮ છાણાના અગ્નિથી પકાવવું. ૬ રતિભાર માત્રા મોંમાં નાખી ઉપર બીજોરાના મૂળનો ઉકાળો પાવો. ( ૨૬૫+૨૬૬ )

त्रिपुरभैरव रसः ९७

पारदं मरिचं शुण्ठी टंकणं चामृतं तथा ।
गंधकं चैकचत्वारिवेदवह्निधराधराः ॥
चूर्णितो मधुना लीढो वाते त्रिपुरभैरवः ॥ २६७ ॥

ત્રિપુરભૈરવ રસ ૯૭

પારદ તોલો ૧, મરી તોલા ૪, સુંઠ તોલા ૪, ટંકણ તોલા ૩, અને વછનાગ તોલો ૧ એ બધાને બારીક ચણોઠી જેવડી ગોળી આદુરસમાં વાળવી ૨ થી ૩ ગોળી માત્રા મધ સાથે ચાટવાથી કફનાં દરદને પેટનાં દરદ તાવ મટે. ( ૨૬૭ )

त्रिपुरभैरव रसः ९८

वेदवेदरसाः पृथ्वी शुण्ठीमरिचटंकणाः ।
चतुर्थो वत्सनाभश्च वाते त्रिपुरभैरवः ॥ २६८ ॥

ત્રિપુરભૈરવ રસ ૯૮

સુંઠ તોલા ૪, મરી તોલા ૪, ટંકણ તોલા ૬, અને વછનાગ તોલો ૧, એ બધાને સાથે મેળવી આદુ તુળસીના રસમાં ચણોઠી જેવડી ગોળી વાળવી. ૧ થી ૩ ગોળી મધ સાથે ચાટવાથી કફનાં દરદ મટે. (૨૬૮)

अपस्मारहरांजन—नस्य—प्रयोगः ९९

यष्टिहिंगुवचाशिग्रुशिरीषलशुनामयैः ।
साजमूत्रैरपस्मारे सोन्मादे नावनाञ्जनम् ॥

અપસ્મારહરાંજન-નસ્ય-પ્રયોગ ૯૯

જેઠીમધ, હીંગ, વજ, સરગવાનાં બી, સરસડાનાં બી, લસણ અને કુઠ એ સમભાગે લઇ બકરાંનાં મૂત્રની ભાવના આપી તૈયાર કરવું. આ અંજનથી વાઇ અને ગાંડપણ મટે છે.

अपस्मारहरांजनं १००

मनेःशिला तार्क्ष्यजं चैव शकृत्पारावतस्य च ।
अञ्जनं हन्त्यपस्मारमुन्मादं च विशेषतः ॥ २६९—२७० ॥

મનશીલ, ગોરસુ, અને પારેવાની ચરક એ સમભાગે મેળવી આંજવાથી અપસ્મારવાઇ ગાંડપણ મટે. ( ૨૬૯×૨૭૦ )

ज्वरहराञ्जनम् १०१

बालकं निम्बतैलेन मर्दितं वटकीकृतम् ।
क्रियमाणेऽञ्जने सद्यो ज्वरः शांतिमुपैति हि ॥ २७१ ॥

જ્વરહરાંજન રસ ૧૦૧

હરતાળને લીંબડાની લીંબોળીના તેલમાં ઘુંટી વાટો કરવી. તેને પાણી સાથે ઘસીને આંજવાથી તત્કાળ તાવ ઉતરી જાય (૨૭૧)

कृम्यंकुश रसः १०२

निम्बतैलेन संमिश्र्य पारदं गंधकं तथा ।
क्रिमिजित्कायसंयुक्तं क्रमिकोटिविनाशनम् ॥ २७२ ॥

કૃમ્યંકુશ રસ ૧૦૨

પારદ, અને ગંધક, એ સમભાગે લઈ કજ્જલી કરી લીંબોળીના તેલમાં ઘુંટી તૈયાર કરવું. ૨ વાલ માત્રા મોંમાં નાખી ઉપર વાવડીંગનો ઉકાળો પાવો. અથવા ખાખરાનાં બીનો ઉકાળો પાવો. તેનાથી અસંખ્ય જીવડા-કરમીયાં મરી જાય. (ઉપર સારો જુલાબ દેવો) (૨૭૨)

हयचोली गुटी १०३

(अश्वचोली—अश्वकंचुकी)

रसं विषं गंधकतालके च कटुत्रिकं वै त्रिफलासमेतम् ।
सटङ्कणं वै जयपालबीजं संमर्दितं भृंगरसेन सम्यक् ॥
मुद्गप्रमाणा गुटिका विधेयानुपानयोगैः परिशीलनीया ।
सर्वान् रुजो वै विनिहन्ति शीघ्रं गुटी प्रकामंश्वयचोलिसंज्ञा
॥ २७३+२७४ ॥

હયચોળી ૧૦૩

(ઘોડાચોળી અશ્વચોળી અશ્વકંચુકીનીગોળી)

પારદ, વછનાગ, ગંધક, હરતાળ, સુંઠ, પીપર, મરી, હરડે, બેડાં, આમળાં, ટંકણ, અને નેપાળાનાં બી એ બધાને સમભાગે લઈ ભાંગરાના રસની ભાવના દઈ મગ જેવડી ગોળી કરવી. મુખ્યત્વે કરી પેટનાં દરદ, સોજા અને તાવમાં અપાય છે. તથા અનુપાન ભેદથી બધા રોગમાં વપરાય. માત્રા ૨ થી ૬ ગોળી આખા દિવસમાં ઉના પાણીથી દેવી. (૨૭૩×૨૭૪)

अध्यायोपसंहारः—

प्रकाशामृतके ग्रन्थे प्रोक्ताश्चैते महारसाः ।
शतसंख्यामिताः श्रेष्ठाः सर्वे रोगगणापहाः ॥

इति कथितरसानां संग्रहं सत्ययुक्तं ।
कतिचिदखिलशास्त्रे दृष्टमेवानुभूतम् ।
पठति परमबुद्ध्या वैद्यविद्याविधिज्ञः ।
स भवति रसवेत्ता भूपगेहेऽतिमान्यः ॥ २७५+२७६ ॥

જુદા જુદા રોગો ઉપર આપવાના ઉપર જણાવેલા શાસ્ત્રોક્ત ૧૦૦ રસો **પ્રકાશામૃત** નામના ગ્રંથમાં કહેલા અહીં વર્ણવ્યા છે. તે તત્કાળ ગુણ કરનારા છે, એ સત્ય માનવું. તેમાંના કેટલાએક પ્રત્યક્ષ અનુભવ્યા છે. વિશ્વાસબુદ્ધિ રાખી જે એ રસોને સ્મરણમાં રાખે છે અને ઉપયોગ કરે છે તે વૈદ્ય રાજ્યમાં અને લોકોમાં માન પામે છે. ( ૨૭૫+૨૭૬ )

इतिश्री पद्मनाभसूनुना श्री यशोधरेण जूनागढवास्तव्येन

विरचिते रसप्रकाशसुधाकरे अष्टमोध्यायः ॥ ८ ॥



## ॥ अध्याय ९ मो ॥

### ६४ दिव्यौषध्यः ( रसबन्धकर्यः )

दिव्यौषधीनां नामानि कथ्यन्तेत्र मयाधुना ।
चतुःषष्टिमिताः सम्यग्रसबन्धकराः शुभाः ।
सोमवल्ली तथा सोमवृक्षं सोमकला लतां ॥ १ ॥
भूपद्मिनी गोनसा चेटुचशा चेश्वरी लता ॥
भूतकेशी कृष्णलता लशुनी च रुदन्तिका ।
वाराही सप्तपत्रा च नागिनी सर्पिणी तथा ॥
छत्रिणी चैव गोशृंगी ज्योतिर्नाम्नी च रक्तिका ।
पत्रवल्ली काकिनी च चाण्डाली ताम्रवल्लिका ॥
पीतवल्ली च विजया महौपध्यमरी लता ।
नवनीता रुद्रवल्ली लम्बिनी भूमितुम्बिका ॥
गान्धर्वी व्याघ्रपादी च गोमारी च त्रिशूलिनी
त्रिदण्डी करसी भृंगवल्ली चमरिका तथा ॥
करवल्ली लता चैव वज्रांगी चिरवल्ल्यपि ।
रोहिणी विल्विनी भूतशोचनी चैव कथ्यते ॥
मार्कण्डी च करीरी च बाक्षरा कुब्जा तथा ।
मूलकन्दाम्बुवल्ली च मुनिवल्ली च कीर्तिता ॥
घृतगन्धा निम्बुवल्ली तिलकन्दातमीतला ।
बोधवल्ली सत्यगन्धा कूर्मवल्ली च माधवी ॥
विशाला च महानागी मण्डूकी क्षीरगन्धिका ।
चतुःषष्टिरिति प्रोक्ता दिव्यौषध्यो महाबलाः ॥
एकैकाया रसेनापि सूतो बन्धत्वमाप्नुयात् ।
अनया साधितः सूतो जरादारिद्र्यनाशनः ॥
तास्तु लक्षणसंयुक्ताः सोमदेवेन भाषिताः ।
ग्रन्थविस्तरभीत्यात्र नाममात्रेण कीर्तिताः ॥ १  ११ ॥

આ અધ્યાયમાં વર્ણવેલી ઔષધીઓનાં ઘણાં નામો વિચિત્ર અજ્ઞાત અને સમજમાં ન ઉતરે એવાં છે અને કેટલીક ઓષધીઓ એકથી વધુ અર્થમાં વપરાય છે તેમાં કઇ ઔષધી કયાં લેવી તે ગુરૂગમ્ય અને અનુભવ લ્યે ત્યારે નક્કી થાય તેમ છે. આ ગ્રન્થકર્તાયે લખેલી ઔષધીઓની ઓળખાણ કે પર્યાય શબ્દો આપ્યા નથી સોમદેવના પુસ્તકમાં જોઇ લેવાનું કહે છે તે સોમદેવનું વનસ્પતી શાસ્ત્રનું પુસ્તક અજ્ઞાન છે એટલે અમારી સમજ પ્રમાણે દરેક ઔષધીના અર્થ આપ્યા છે.

૫૪ નિમ્બુવલ્લી—
૫૫ તિલકંદા—
૫૬ અતસીલતા—અળસી
૫૭ બોધવલ્લી—
૫૮ સત્વગંધા—
૫૯ કૂર્મવલ્લી—
૬૦ માધવી—ચમેલી
૬૧ વિશાલા—મોટાં ઇંદ્રામણું
૬૨ મહાનાગી—
૬૩ મંડૂરી—ઉંદરકની
૬૪ ક્ષીરગંધિકા—ક્ષીર કાકોલી

એ ચોસઠ મહા બળવાન પ્રભાવશાળી દિવ્ય ઔષધીઓ છે કોઇપણ એક એક ઔષધીના રસથી પારદ બંધાય છે કોઇપણ એક ઔષધીથી બાંધી સિદ્ધ કરેલો પારદ વૃદ્ધાવસ્થાને અટકાવી જુવાની ટકાવી રાખે છે અને સુવર્ણ સિદ્ધિ આપી દરિદ્રતાનો નાશ કરે છે. સોમદેવ નામના પંડિતે પોતે કરેલા પુસ્તકમાં પ્રત્યેક ઔષધીઓનાં ચિન્હ ઓળખાણ વગેરે કહેલ છે ગ્રન્થનો વિસ્તાર થઇ જવાના ભયથી અહીં દરેક ઔષધીનાં નામજ માત્ર કહેલાં છે.

### ६८ रसौषध्यः ( सूतमारणजारणनियामनकराः )

अतः परं रसौषध्यः प्रोच्यंते शास्त्रवर्त्मना ।
जलोत्पला चिंचिका च जलापामार्गमांसिके ॥
जलकुम्भी मेघनादा ईश्वरी चापराजिता ।
मालार्जुनी वेणुका च शिखिपादा च तित्तिका ॥
काश्मर्यतिविषा प्रोक्ता समंगा जालिनी तथा ।
तुपम्बुका च दुर्गन्धा पापाणी शुकनासिका ॥
वनमाली च वाराही गोजिह्वा मुसली तथा ।
पटोली शठिका मूर्वा पाटला जलमूलका ॥
रसाजमारी कथिता शिंशिका सितगन्धिका ।
पोतकी च विषघ्नी च वृहती गरुडी तथा ॥
तुलसी च विदारी च मञ्जिष्ठा चित्रपालिका ।
जलपिप्पलिका भार्गी मण्डूकी चोत्तमा तथा ॥
चन्द्रोदका सारिवा च हरिणी कुक्कुटापि च ।
सर्पाक्षी हंसपादी च वनकुष्माण्डवल्लिका ॥
मर्कस्फोटी धन्वयासः पागवः स्थलसारिणी ।
अर्धचन्द्रा हेमपुष्पी मोहिनी वज्रकन्दिका ॥
अलम्बुषा च हस्तिनी रसचित्रा च नन्दिनी ।
वृश्चिकाली गुडूची च वासा भृंगी च कथ्यते ॥
अष्टषष्ठिरिति प्रोक्ता रसौषध्यो महाबलाः ।
सूतस्य मारणे प्रोक्ता जारणे च नियामने ॥ १२+२१ ॥

## ६४ दिव्यौषध्यः ૬૪ દિવ્ય ઔષધીયો

હવે પછી સારી રીતે રસ પારદને બાંધનારી ૬૪ ઓષધીઓનાં નામો કહું છું.

૧ સોમવલ્લી—સોમવલ્લી, બ્રાહ્મી, વેવડી, સુદર્શના બાબચી,
૨ સોમવૃક્ષ—કાયફળ અથવા સફેદ ખેર.
૩ સોમકળા—બાબચી
૪ ભૂપદ્મિની—સ્થળ કમલિની
૫ ગોનસા—સુશ્રુત—द्विपाणिनी मूलभवा मरुणां कृष्णमंडलां ॥ द्व्यरत्निमात्रां जानीयाद् गोनसां गोनसाकृति ॥ सा तु अम्बुदा समेदेशे बहुलं जायते
૬ ઉચ્ચટા—સફેદ ચણોઠી
૭ ઇશ્વરીલતા—શિવલિંગી
૮ ભૂતકેશી—પુત્રજીવક, જટામાંસી, સફેદ તુલસી.
૯ કૃષ્ણલતા—કાળી ઉપલસરી, કાળી તુલસી
૧૦ લશુની—લસણના જેવા ગંધની વેલ
૧૧ રુદંતિકા—ખાટો લુણો—
૧૨ વારાહી—વારાહીકંદ
૧૩ સપ્તપત્રા—સાતવીણુ
૧૪ નાગિની—નાગદમણુ
૧૫ સર્પિણી—સર્પવેલ
૧૬ છત્રિણી—મીંદડીની બળી ચોમાસામાં ઉકરડામાં ઉગે છે સફેદ છત્રી જેવી ઉગે છે
૧૭ ગોશૃંગી—આવળ
૧૮ જ્યોતિષ્મતી—માલકાંકણી
૧૯ રક્તિકા—લાલ ચણોઠી
૨૦ પત્રવલ્લી—ભારંગી, રીંસામણી, કાંગ,
૨૧ કાકિની—ક્ષીર કાકોલી, કાળાફૂલની પીલુડી
૨૨ ચાંડાલી—શિવલિંગી
૨૩ તામ્રવલ્લિકા—મલ્ડ, ચિત્રકૂટમાં તામ્ર વલ્લી નામે એક વેલ થાય છે તે
૨૪ પીનવલ્લી—આકાશવેલ-અમરવેલ
૨૫ વિજયા—ભાંગ, સફેદ વજ, હરડે
૨૬ મહૌષધી—રીંસામણી, સફેદ ભોરીંગણી, બ્રાહ્મી, ગરણી, સુરજમુખી, ધોળી સેદરડી
૨૭ અમરીલતા—મોરવેલ, અમરવેલ, કુંવાર વીંછીડા, કાળી ધ્રો
૨૮ નવનીતા—
૨૯ રુદ્રવલ્લી—જટામાંસી,
૩૦ લંબિની—કડવી તુંબડી
૩૧ ભૂમિતુંબિકા—પાતાળતુંબડી (ઉપર શાહી જેવી કાળી હોય તોડતાં અંદર દુધ જેવી સફેદ નીકળે બોર કે સોપારી જેવડી નાની મોટી હોય છે)
૩૨ વ્યાઘ્રપાદી—ગાંજો, ધમાસો, વિકળો
૩૩ ગાંધર્વી—વિકળો (વિકંકત)
૩૪ ગોમારી—
૩૫ ત્રિશૂલિની—ગોખરૂ
૩૬ ત્રિદંડી—
૩૭ કરસી—
૩૮ ભૃંગવલ્લી—ભ્રમરવેલ
૩૯ ચમારિકો—કાંચનાર ચમાર દુધલી
૪૦ કરવલ્લીલતા—કારેલાંની વેલ
૪૧ વજ્રાંગી—
૪૨ ચિરવલ્લી—
૪૩ રોહિણી—કાંટાળો સરસડો, મજીઠ, કડુ, કાયફળ, હરડે, જંભારી.
૪૪ બિલ્વિની—બીલી
૪૫ ભૂતશોધની—વાંકકંટોલી
૪૬ માર્કંડી—મીંઢીઆવળ
૪૭ કરીરી—કેરડાંનું ઝાડ થાય
૪૮ અક્ષરા—અઘેડો, કાંટાવીનાની અઘેડી
૪૯ કુટજા—ઇંદ્રજવનું ઝાડ
૫૦ શૂલકન્દા—
૫૧ અમ્બુવલ્લી—રતવેલીયો, કારેલી.
૫૨ મુનિવલ્લી—
૫૩ ઘૃતગંધા—

૫૪ નિમ્મુવલ્લી—
૫૫ તિલકંદા—
૫૬ અતસીલતા—અળસી
૫૭ બોધવલ્લી—
૫૮ સત્ત્વગંધા—
૫૯ કૂર્મવલ્લી—
૬૦ માધવી—ચમેલી
૬૧ વિશાલા—મોટાં ઈંદ્રામણાં
૬૨ મહાનાગી—
૬૩ મંડૂરી—ઉંદરકની
૬૪ ક્ષીરગંધિકા—ક્ષીર કાકોલી

એ ચોસઠ મહા બળવાન પ્રભાવશાળી દિવ્ય ઔષધીઓ છે કોઇપણ એક એક ઔષધીના રસથી પારદ બંધાય છે કોઈપણ એક ઔષધીથી બાંધી સિદ્ધ કરેલો પારદ વૃદ્ધાવસ્થાને અટકાવી જુવાની ટકાવી રાખે છે અને સુવર્ણ સિદ્ધિ આપી દરિદ્રતાનો નાશ કરે છે. સોમદેવ નામના પંડિતે પોતે કરેલા પુસ્તકમાં પ્રત્યેક ઔષધીઓનાં ચિન્હ ઓળખાણ વગેરે કહેલ છે ગ્રન્થનો વિસ્તાર થઈ જવાના ભયથી અહીં દરેક ઔષધીનાં નામજ માત્ર કહેલાં છે.

### ६८ रसौषध्यः ( सूतमारणजारणनियामनकराः )

अतः परं रसौषध्यः प्रोच्यंते शास्त्रवर्त्मना ।
जलोत्पला चिंचिका च जलापामार्गमांसिके ॥
जलकुम्भी मेघनादा ईश्वरी चापराजिता ।
मालार्जुनी वेणुका च शिखिपादा च तिक्तिका ॥
काश्मर्यतिविषा प्रोक्ता समंगा जालिनी तथा ।
तुषम्बुका च दुर्गन्धा पाषाणी शुकनासिका ॥
वनमाली च वाराही गोजिह्वा मुसली तथा ।
पटोली शठिका मूर्वा पाटला जलमूलका ॥
रसाजमारी कथिता शिंशिका सितगन्धिका ।
पोतकी च विषघ्नी च बृहती गरुडी तथा ॥
तुलसी च विदारी च मञ्जिष्ठा चित्रपालिका ।
जलपिप्पलिका भार्गी मण्डूकी चोत्तमा तथा ॥
चन्द्रोदका सारिवा च हरिणी कुक्कुटापि च ।
सर्पाक्षी हंसपादी च वनकुष्माण्डवल्लिका ॥
मर्कस्फोटी धन्वयासः पागवः स्थलसारिणी ।
अर्धचन्द्रा हेमपुष्पी मोहिनी वज्रकन्दिका ॥
अलम्बुषा च हलिनी रसचित्रा च नन्दिनी ।
वृश्चिकाली गुडूची च वामा शृंगी च कथ्यते ॥
अष्टषष्टिरिति प्रोक्ता रसौषध्यो महाबलाः ।
सूतस्य मारणे प्रोक्ता जारणे च नियामने ॥ १२+२१ ॥

## रसौषध्यः રસ ઔષધીયું

ગુરુએ બતાવ્યા પ્રમાણે હવે પછી રસ–ઔષધીઓ કહું છું. જે પારદનું મારણ જારણ અને નિયામન કરે છે આ ઔષધીઓ ૬૮ છે અને મહાપ્રભાવશાળી છે.

૧ જલોત્પલા—
૨ ચિચિકા—ચણોઠી
૩ જલાપામાર્ગ—
૪ માંસિકા—જટામાંસી
૫ જલકુંભી—જળજાંબવો
૬ મેઘનાદા—નાગરમોથ
૭ ઇશ્વરી—વાંઝ કેટલી, શિવલિંગી, નાગદમણ
૮ અપરાજિતા—ગરણી
૯ માલાર્જુની—
૧૦ વેણુકા—વંશપત્રી
૧૧ શિખિપાદા—મોરશિખા, હંસરાજ
૧૨ તિક્તિકા—કડવી તુંબડી, પીલુડી, કડવું પરવળ
૧૩ કાશ્મરી—ગંભારી, પુષ્કરમૂળ
૧૪ અતિવિષા—અતિવિષ
૧૫ સમંગા—રીસામણી
૧૬ જાલિની—કુકડવેલ, કડવાંઘીલાં
૧૭ ત્રુષામ્બુકા—ખારો લુણો, રૂંદતી
૧૮ દુર્ગંધા—બાવચી
૧૯ પાષાણી—પાષાણભેદ
૨૦ શુકનાસિકા—શ્યોણાકવૃક્ષ, અરડુસો
૨૧ વનમાલી—વારાહીકંદ, ગરણી
૨૨ વારાહી—વારાહીકંદ
૨૩ ગોજિહ્વા—ભોંપાથરી ગળજીભી
૨૪ મુસલી—મુશળી
૨૫ પટોલી—પરવળ
૨૬ શઠિકા—કચૂરો
૨૭ મૂર્વા—મોરવેલ
૨૮ પાટલા—પાડળ
૨૯ જલમૂલકા—
૩૦ રસા—રાસ્ના
૩૧ અજમારી—
૩૨ શિંશિકા— શીસમ (સફેદ ફૂલનો)
૩૩ સિતગંધિકા—
૩૪ પીતકી—પોથીની ભાજી (ઉપોદિકા)
૩૫ વિષઘ્ની—હિલમોચિકા, રાસ્ના, ઇંદ્રામણાં ભોં આંબલી લાલસાટોડી, વીંછીડા, કુકડવેલ
૩૬ બૃહતી—ઉભી ભોરીંગણી
૩૭ ગરુડી—વેરડી
૩૮ તુલસી—તુલસી
૩૯ વિદારી—વિદારીકંદ
૪૦ મંજિષ્ઠા—મજીઠ
૪૧ ચિત્રપાલિકા—મોટાં ઇંદ્રામણાં (ચિત્રપલિકા)
૪૨ જલપિપ્પલી— રતવેલીયો
૪૩ ભાર્ગી—ભારંગી
૪૪ મંડૂકી—ઉંદરકની
૪૫ ઉત્તમા—દુધેલી, ભોંઆંબલી, મોથ
૪૬ ચંદ્રોદયા—
૪૭ સારિવા—ઉપલસરી
૪૮ હરિણી—મજીઠ, પીળી જુઇ, ભાંગ
૪૯ કુક્કુટા—પીતઝિંટી બેઠી ભોરીંગણી
૫૦ સર્પાક્ષી—મંડાલી, ધોળીગરણી નોળવેલ અથવા સ્ત્રી શંખાવલી
૫૧ હંસપાદી—કાળો હંસરાજ
૫૨ વનકુષ્માંડવલ્લી—ભોંકોળું
૫૩ મર્કટેરીયા—
૫૪ ધન્વયાસઃ—ધમાસો
૫૫ પાગવ—
૫૬ સ્થલસારિણી—સ્થળ કમળ
૫૭ અર્ધચંદ્રા—નસોતર કાળી, કર્ણસ્ફોટિલતા
૫૮ હેમપુષ્પી—પીળીજુઇ, મજીઠ, કાંકોલી ધમાસો, પીળા ખરખોડી, ઇંદ્રામણી,
૫૯ મોહિની—त्रिपुरमल्लिका। शतमल्लिका કાયફળ વડના લેવા પાનના પાષાણ ભેદ પોથી
૬૦ વજ્રકંદિકા—રતાળું વનસૂરણ
૬૧ અલમ્બુષા—રીસામણી

૬૨ હલિની—શીંગડીયો ધોઝો વછનાગ
૬૩ રસચિત્રા—
૬૪ નન્દિની—જટામાંસી, રેણુક, પ્રિયંગુ નદીવૃક્ષ અરીણીયો
૬૫ વૃશ્ચિકાલી—વીંછીડા
૬૬ ગુડૂચી—ગળો
૬૭ વાસા—અરડુસી
૬૮ શૃંગી—કાકડાસીંગી

६८ महौषध्यः—( सूतबंधमारणादिकराः )

अष्टषष्टिर्महौषध्यः प्रोच्यन्ते रसशास्त्रतः ।
ऋद्धिः शोषिण्यधोगुप्ता श्रावणी सारिवा तथा ॥
ज्योतिष्मती तेजवती रास्ना बाकुची बिम्बिका ।
विषाणिका चाश्वगन्धा वर्षाभूः शरपुष्पिका ॥
बला चातिबला नागबला दन्ती महाबला ।
द्रवन्ती नीलिनी चैव शतपुष्पा प्रसारणी ॥
वरा शतावरी चैला हपुषा सातला त्रिवृत् ।
स्वर्णक्षीरी तुगा पृथ्वी विशाला नलिकामली ॥
इन्द्रवारुणिकाकाह्वे सिन्दुवारोऽजमोदिका ।
त्रायमाणाऽऽसुरी शंखपुष्पी च गिरिकर्णिका ॥
धातकी कदली दूर्वा अम्लिका कासमर्दिका ।
जन्तुपादी च निर्गुण्डी द्राक्षा नीलोत्पलं शमी ॥
नालिकेरी च खर्जूरी फल्गुः शिग्री च मल्लिका ।
वार्षिकी शाल्मली जाती ग्रीष्मवर्षा तु यूथिका ॥
केकिचूडाजगन्धा च लक्ष्मणा तरुणीति च ।
अष्टषष्टिरिति प्रोक्ता महौषध्यो महाबलाः ॥ २२+२९ ॥

महौषध्यः

૧ ઋદ્ધિઃ—અષ્ટવર્ગપૈકી એક
૨ શોષિણી—અક્લકરો
૩ અધોગુપ્તા—ઉંધાફૂલી
૪ શ્રાવણી—ગોરખમુંડી, ઋદ્ધિ
૫ સારિવા—ઉપલસરી અનંતમૂળ
૬ જ્યોતિષ્મતી—માલકાંકણી
૭ તેજવતી—તેજબળ
૮ રાસ્ના—રાસ્ના
૯ બાકુચી—બાવચી
૧૦ બિમ્બિકા—કડવી ટીંડારી
૧૧ વિષાણિકા—મરડાશીંગી
૧૨ અશ્વગંધા—આસોંધ
૧૩ વર્ષાભૂ—સાટોડી
૧૪ શરપુષ્પિકા—શરપંખી
૧૫ બલા—બળદાણા
૧૬ અતિબલા—ખપાટ
૧૭ નાગબલા—ખપાટ
૧૮ દંતી—દંતીમૂળ

૧૯ મહાબલા—બળદાણાની એક જાત
૨૦ દ્રવંતી—રૂદંતી
૨૧ નીલિની—ગળી
૨૨ શતપુષ્પા—વરીયાળી, સુવા
૨૩ પ્રસારણી—પ્રસારિણી
૨૪ વરા—કાળીપાડ, ધોળી ગરણી, અમરવેલ, બ્રાહ્મી, ત્રિફળા, રેણુકા
૨૫ શતાવરી—શતાવરી
૨૬ એલા—એલચી
૨૭ હપુષા—પલાસવી
૨૮ સાતલા—ચર્મકષા, પીતદુગ્ધસેહુંડ સાથેર
૨૯ ત્રિવૃત્—નસોતર
૩૦ સ્વર્ણક્ષીરી—દારૂડી
૩૧ તુગા—વંશલોચન
૩૨ પૃથ્વી—કલોંજી
૩૩ વિશાલા—ઈંદ્રામણી
૩૪ નલિકા—નળી
૩૫ આમલકી—આમળાં
૩૬ ઇંદ્રવારુણી—ઈંદ્રામણી
૩૭ કાકાહ્વા—કાગડોળીયા કાકજંઘ
૩૮ સિંદુવાર—નગોડ
૩૯ અજમોદિક—અજમોદ
૪૦ ત્રાયમાણા—ત્રાયમાણ
૪૧ આસુરી—સરસવ, રાય
૪૨ શંખપુષ્પી—શંખાવળી
૪૩ ગિરિકર્ણિકા—ગરણી
૪૪ ધાતકી—ધાવડી
૪૫ કદલી—કેળકંદ
૪૬ દૂર્વા—ધ્રો
૪૭ અમ્લિકા—ખાટીલુણી
૪૮ કરમર્દિકા—કરમદી
૪૯ જંતુપાદી—બળતો जन्तुका लता
૫૦ નિર્ગુંડી—નગોડ
૫૧ દ્રાક્ષ—ધરાખ
૫૨ નીલોત્પલ—કાળું કમળ
૫૩ શમી—ખીજડી
૫૪ નાલિકેરી—નાળીયેર
૫૫ ખર્જુરી—ખજુરી
૫૬ ફલ્ગુ—બેડીઉંબરી—काकोडुंबरिका
૫૭ શિંશી—સીસમ
૫૮ મલ્લિકા—લક્ષ્મણાકંદ, જુઇ
૫૯ વાર્ષિકી—મલ્લિકા મોગરો
૬૦ શાલ્મલી—શેમળો
૬૧ જાતી—જુઇ ધોળી
૬૨ ઓષ્મવર્ણા—રૂદંતી
૬૩ યૂથિકા—જુઇ પીળી
૬૪ કેકિચુડા—મોરશિખા
૬૫ અજગંધા—અજમા મરડાશીંગી
૬૬ લક્ષ્મણા—હનમાનવેલો, ધોળા ફુલની ભોરીંગણી
૬૭ તરુણી—મોટું કાળું છુઈ तरणी पुष्प

सिद्धौषध्यः—( देहलोहसिद्धिप्रदाः)

अथेदानीं प्रवक्ष्यामि सिद्धौषध्यो रसाधिकाः ।
देवीलता कृष्णवर्णी विजयासुरी सिंहिका ॥
पातालतिक्तिका क्षेत्री संगीरा ताम्रवल्लिका ।
नाही कन्या तथा सोमराजिका च टुटुम्भटी ॥
कुबेराक्षी नृपनखी पर्पटी छिद्रम्बिका ।
शुल्कारी दुग्धिका भृंगी गंगेटी शरपुङ्खिका ॥
अश्वारूढी राजगमी पनमी च जयन्तिका ।
विषसर्परिपावन्ती शाकाण्डोऽम्बुमूलिका ॥

सिद्धेश्वरी हंसपादी खोटका शृंगरीटिका ।
अजःपुष्पी मधुराख्या शृंखला गृञ्जनीति च ॥
जारावली महाराष्ट्री सहदेवेश्वरी तथा ।
काष्ठगोधामती देवगान्धारी रजनीक्षुदी ॥
पलाशिनी नाकुली च काम्बोजिकाश्विनी तथा ।
चक्रवल्ली सर्पदंष्टा शल्लकी रोहिता तथा ॥
तौवरी वंगजा राजपद्मा जम्बीरवल्लिका ।
गजपिप्पलिका भृंगवल्ली चैवार्कवल्लिका ॥
जन्तुकारी शिग्रुवल्ली करवीरा गिवाटिका ।
नाराची काञ्चनी चाजगन्धा सूतेन्द्रसिद्धिदाः ॥
अष्टषष्टिरिति प्रोक्ता सिद्धौषध्यो रसाधिकाः ।
सर्वकार्यकरा देहलोहसिद्धिप्रदायकाः ॥ ३०+३९ ॥

## ६८ सिद्धौषधीयो

પારદ પર અધિકાર ચલાવનારી પારદને બંધન નિયમ અહીમારણુ જારણુ અને કરવામાં ઉપયોગી એવી સિદ્ધૌષધીઓ નીચે પ્રમાણે છે.

૧ દેવીલતા—ધોળી સેદરડી, શિવલિંગી, વાંઝ કંટોલો, મોરવેલ્ય
૨ કાલકર્ણી—
૩ વિજયા—ભાંગ
૪ આસુરી—સરસવ, સુરકો
૫ સિંહિકા—
૬ પાલાશ—ખાખરો
૭ તિલક—
૮ ક્ષેત્રી—
૯ ચંચીરા—
૧૦ તામ્રવલ્લિકા—મજીઠ, ચિત્રકૂટમાં થતી એક કવેલ
૧૧ નાહી—કડવી નઇ દૂધલી
૧૨ કન્યા—કુંવાર
૧૩ સોમરાજી—બાબચી
૧૪ કટુંગભરી—
૧૫ કુબેરાક્ષી—કાંકચ
૧૬ વૃષનખી—વીછીઆ
૧૭ પર્પટી—પાપડી
૧૮ છિન્નલંબિકા—
૧૯ ક્ષુત્કારી—નાક છીકણી
૨૦ દુગ્ધિકા—દુધેલી
૨૧ ભૃંગી—ભાંગ
૨૨ ગંગેટી—ગણુગેરી
૨૩ શરપુંખિકા—શરપંખો
૨૪ અગ્નાવલ્લી—
૨૫ રાજશમી—મોટો ખીજડો
૨૬ પનસી—ફણસ
૨૭ જયન્તિકા—અરણી
૨૮ વિષખર્પરિકા—વિષખાપરો
૨૯ અવન્તી—એક પ્રકારનો સુરકો
૩૦ કાકાંડોલા—કાગડોળીયા
૩૧ અગ્નુમૂલિકા—
૩૨ સિદ્ધેશ્વરી—થપેસડો
૩૩ મધુરાખ્યા—જેઠીમધ, મહુડાં, વરીયાળી
૩૪ શંખલા—શંખાવળી

# ॥ अध्यायः १० दशमो ॥

## यंत्र

अथ यन्त्राणि वक्ष्यन्ते पारदो येन यन्त्यते ।
तस्माद्यन्त्रस्य रूपाणि दर्शनीयानि शास्त्रतः ॥ १ ॥

હવે યંત્રો કહેવામાં આવશે. કે જેમાં પારદ છડે નહિ તેવો જુદી જુદી બનાવટવાળો કરવામાં આવે છે. માટે તેના આકાર શાસ્ત્રધારે બનાવવા જોઇએ. ( ૧ )

दोला पल्लमल्लीयन्त्रमूर्ध्वपातनकं च यत् ।
अधःपातनकं चापि तिर्यक्पातनकं तथा ॥
घटीयन्त्रं गर्भयन्त्रमिष्टिका-जलयन्त्रकम् ।
खल्वं डमरुकाख्यं च चिपिटाख्यं तुलाभिधम् ॥
लवणं कोष्ठिकासंज्ञमन्वरालिकसंज्ञितम् ।
धूपयन्त्रं नाभियन्त्रं ग्रस्तयन्त्रं तथैव च ॥
विद्याधरं कुण्डकं च ढेकीसंज्ञमुदाहृतम् ।
सोमानलं च निगडं किन्नरं भैरवाभिधम् ॥
वालुकानामकं चापि पातालं भूधराभिधम् ।
सारणायन्त्रकं शुद्धं गन्धपिष्टकयन्त्रकम् ॥
कूपीयन्त्रं पालिकाख्यं दीपिकायन्त्रकं तथा ।
स्थालीयन्त्रं भस्मयंत्रं वेगयन्त्रमुदीरितम् ॥
घाणिकायन्त्रमुद्दिष्टं हंसपाकाभिधं तथा ।
ऊनचत्वारिंशदत्र यन्त्राण्युक्तानि नामतः ॥ २-८ ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | દોલા | યંત્ર | ૨૧ | ઢેકી | યંત્ર |
| ૨ | પલ્લમલી | ” | ૨૨ | સોમાનલ | ” |
| ૩ | ઊર્ધ્વપાતન | ” | ૨૩ | નિગડ | ” |
| ૪ | અધઃપાતન | ” | ૨૪ | કિન્નર | ” |
| ૫ | તિર્યક્પાતન | ” | ૨૫ | ભૈરવ | ” |
| ૬ | ઘટી-યંત્ર | ” | ૨૬ | વાલુકા | ” |
| ૭ | ગર્ભ | ” | ૨૭ | પાતાળ | ” |
| ૮ | ઇષ્ટિકા | ” | ૨૮ | ભૂધર | ” |
| | ખલ્વ | ” | ૨૯ | સારણા | ” |
| | | ” | ૩૦ | શુદ્ધ | ” |
| | | ” | ૩૧ | ગંધપિષ્ટ | ” |

૩૫ ગૃંજની—ગાજર, ગાજો
૩૬ જતરાવલી—નાગર
૩૭ મહારાણી—મરેડી
૩૮ સહદેવા—સેદરડી ધોળી
૩૯ ઈશ્વરી—શિવલીંગી
૪૦ કાકગોધામતી—
૪૧ દેવગાંધારી—
૪૨ રજની—હળદર
૪૩ ઇંગુદી—ઇંગોરિયો
૪૪ પલાશિની—ખાખરો ધોળો
૪૫ નાકુલી—નોળવેલ
૪૬ કાંબોજી—ધોળી ચણોઠી, ખાખચી, માષપર્ણી
૪૭ અશ્વિની—અશ્વગંધા, આસોંધ
૪૮ ચંદ્રવલ્લી—ખાખચી
૪૯ સર્પદંષ્ટ્રા—વીંછીડો
૫૦ શલ્લકી—સાલેડું
૫૧ રોહિતા—રગતરોહડો
૫૨ તૌવરી—તુવેરદાળનો છોડ
૫૩ વંગજા—
૫૪ રાજપદ્મા—
૫૫ જંબીરવલ્લી—
૫૬ ગજપિપ્પલી—ગજપીપર
૫૭ ભૃંગવલ્લી—ભમરવેલ
૫૮ અર્કવલ્લી—સૂરજમુખી કીડામારી વાવડીંગ
૫૯ જંતુકારી—जंतुका लता, નાડીહિંગુ
૬૦ શિગ્રુવલ્લી—
૬૧ કરવીરા—કણેર
૬૨ શટિકા—સાટોડી—પુનર્નવા, હિંગુપત્રી બેઠી ઉંબરી
૬૩ નારાચી—શરપંખો
૬૪ કાંચની—કાંચનાર
૬૫ અજગંધા—અજમા, અજમોદ

इतिश्री पद्मनामसूनुना श्रीयशोधरेण जूनागढ वास्तव्येन विरचिते रसप्रकाशसुधाकरे नवमोऽध्यायः ॥ ९ ॥



# ॥ अध्यायः १० दशमो ॥

## यंत्र

अथ यन्त्राणि वक्ष्यन्ते पारदो येन यन्त्यते ।
तस्माद्यन्त्रस्य रूपाणि दर्शनीयानि शास्त्रतः ॥ १ ॥

હવે યંત્રો કહેવામાં આવશે. કે જેમાં પારદ છૂટે નહિ તેવો જુદી જુદી બનાવટવાળો કરવામાં આવે છે. માટે તેના આકાર શાસ્ત્રધારે બનાવવા જોઇએ. ( ૧ )

दोला पलभलीयन्त्रमूर्ध्वपातनकं च यत् ।
अधःपातनकं चापि तिर्यक्पातनकं तथा ॥
घटीयन्त्रं गर्भयन्त्रमिष्टिका-जलयन्त्रकम् ।
खल्वं डमरुकाख्यं च चिपिटाख्यं तुलाभिधम् ॥
लवणं कोष्ठिकासंज्ञमन्तरालिकसंज्ञितम् ।
धूपयन्त्रं नाभियन्त्रं ग्रस्तयन्त्रं तथैव च ॥
विद्याधरं कुण्डकं च ढेकीसंज्ञमुदाहृतम् ।
सोमानलं च निगडं किन्नरं भैरवाभिधम् ॥
वालुकानामकं चापि पातालं भूधराभिधम् ।
सारणायन्त्रकं गुप्तं गन्धपिष्टकयन्त्रकम् ॥
कूपीयन्त्रं पालिकाख्यं दीपिकायन्त्रकं तथा ।
स्थालीयन्त्रं भस्मयंत्रं देगयन्त्रमुदीरितम् ॥
घाणिकायन्त्रमुद्दिष्टं हंसपाकाभिधं तथा ।
ऊनचत्वारिंशदत्र यन्त्राण्युक्तानि नामतः ॥ २+८ ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | દોલા | યંત્ર | ૨૧ | ઢેકી | યંત્ર |
| ૨ | પલ્લભલી | ,, | ૨૨ | સોમાનલ | ,, |
| ૩ | ઊર્ધ્વપાતન | ,, | ૨૩ | નિગડ | ,, |
| ૪ | અધઃપાતન | ,, | ૨૪ | કિન્નર | ,, |
| ૫ | તિર્યક્પાતન | ,, | ૨૫ | ભૈરવ | ,, |
| ૬ | ઘટી–ઘટ | ,, | ૨૬ | વાલુકા | ,, |
| ૭ | ગર્ભ | ,, | ૨૭ | પાતાળ | ,, |
| ૮ | ઇષ્ટિકા | ,, | ૨૮ | ભૂધર | ,, |
| ૯ | ખલ્વ | ,, | ૨૯ | સારણા | ,, |
| ૧૦ | ડમરૂ | ,, | ૩૦ | ગુપ્ત | ,, |
| ૧૧ | ચિપિટા | ,, | ૩૧ | ગંધપિષ્ટક | ,, |

वाटी तेनो लेप करवो पछी एक खाडामां कमोदना फोतरां भरी वचमां ए मुस मुकी फोतरां सळगाववां १ थी ३ दिवस सुधी अग्नि अपाय छे· पारदनी भस्म करवामां आनो उपयोग थाय छे.

८ इष्टिकायंत्र—गंधकजारणयंत्र—जमीनमां गोळ खाडो करवो तेमां एक सेकारु मुकवुं वचमां खाडावाळी एक इंट तेना पर मुकी इंटना खाडा उपर आंगळ आंगळनी चीकणी माटीनी पाळ करवी पछी इंटना खाडामां पारद मुकवो पछी ए उपर कपडुं मलमलनुं ढांकवुं ते कपडां पर आमळसारो शुद्ध गंधक नाखवो पछी कपडाना छेडा दबाय ते रीते उपर शकोरु उधुं ढांकवुं पाळ अने शकोराना कांठाने माटीथी छांदी सांधा बंध करवा पछी ते शकोरा उपर कपोत पुट जेटलां अडायां छांणां मुकी सळगाववां वधु अग्नि आपवो नही ए रीते गंधकनुं जारण थाय छे.

९ जलयंत्र—कच्छपयंत्र—आ ग्रन्थमां अध्याय १ मा पाने १५ मे आ यंत्र बनाववानी विधी आपी छे ते प्रमाणे कराय छे.

१० खल्वयंत्र—खरल—आ ग्रन्थमां १ ला अध्यायमां ५ मे पाने लख्युं छे ते प्रमाणे करवुं.

११ डमरुयंत्र...एक हांडला पर बीजुं हांडलुं उधु वाळी पारदने पकाववामां आवे ते डमरुयंत्र कहेवाय

१२ चिपिटयंत्र—कोइपण अग्निपर पाकती वस्तुने लेवा मुकवा सभी करवा माटे चीपीयो के सीधा मोढानी के वांका मोटानी साणसी ते चिपिटयंत्र कहेवाय छे (रसोद्धारतंत्र)

१३ तुलायंत्र—रींगणीना आकारनी बे मुस करवी तेमां एकना गळानी नीचे प्रादेशमात्र ( आशरे ६ इंच ) भुंगळी राखवी अने माटीथी सधी बंध करवी तेमां एक मुसमां पारद नाखवो बीजीमां गंधकनो भुको नाखवो बन्नेनां मुखने कपड माटी करी वालुका यंत्रमां ते मुसने मुकीने नीचे अग्नि आपवो मनशिळ गंधक हरताळ अने बीजा खनिज पदार्थनुं पारदमां जारण करवा माटे आ यंत्र उपयोगी छे.

१४ लवणयंत्र—उपर प्रमाणे वालुका यंत्रमां रेती भराय छे अने रेतीने ठेकाणे मीठुं भरी पकाववामां आवे ते लवणयंत्र कहेवाय छे.

१५ कोष्टिकायंत्र—आ ग्रन्थना १० मा अध्यायना श्लोक ३० थी ४० सुधीमां वर्णन छे ते प्रमाणे जुदां जुदां आ जातनां यंत्र बनावाय छे.

१६ अंतरालिक—लोढानी कांतलोहनी के साढा लोखंडनी रींगणाना आकारनी एक वेंत लांबी मुस करावली ते मुसने गळेथी बे इंच नीचे अंदरना भागमां हांबी जेवी कुंडली करावली इंचना आठमां के छठा भाग जेटलुं पोळुं अने गोळाकार करावलुं के जेथी कुंडलीने आधारे ढांकणुं रही शके ढांकणुं मुसनी अंदर गरे एम करवुं सांधा फीट थइ जाय वाताळ पण न रहे तेम फीट करवुं पछी तेमां जारण करवानी वस्तु नाखी ढांकणुं ढांकी कापडमाटी करवी पछी एक हांडलाने तळे काणुं पाडी ते हांडलानुं मो उधुं—नीचे राखी तेना मोटापर तावडी जेवी वस्तु मुकी संधी बंध करी तेनापर मुस मुकी हांडलाना कांठानी नीचे अग्नि आपवो आ यंत्रथी गंधक दुति के अर्धद्रुतिनुं जारण थाय छे.

| | | | |
|---|---|---|---|
| ૧૨ તુલા | „ | ૩૨ કૂપી | „ |
| ૧૩ લવણ | „ | ૩૩ પાલિકા | „ |
| ૧૪ કોષ્ટિકા | „ | ૩૪ દીપિકા | „ |
| ૧૫ અંતરાલિક | „ | ૩૫ સ્થાલી | „ |
| ૧૬ ધૂપ | „ | ૩૬ ભસ્મ | „ |
| ૧૭ નાલિ | „ | ૩૭ દેગ | „ |
| ૧૮ ભરત | „ | ૩૮ ધાણી | „ |
| ૧૯ વિદ્યાધર | „ | ૩૯ હંસપાક | „ |
| ૨૦ કુંડલ | „ | | |

**આ રસપ્રકાશ સુધાકરના કર્તા યશોધર પંડિતે યંત્રોનાં નામજ માત્ર આપ્યાં છે પણ તે યંત્રોની બનાવટ કે વિધિ લખેલ નથી પણ અમે ભાષાંતર કાર દરેક યંત્રની બનાવટ બીજા રસાયન શાસ્ત્રના ગ્રન્થમાં કહેલ છે તે પ્રમાણે અહીં ગુજરાતીમાં આપીયે છીયે.**

૧ **दोलायंत्र—स्वेदनयंत्र**—ઔષધની સાથે પારદને ભોજપત્ર તથા ત્રેવડાં કપડામાં બાંધીને પોટલી કરી તેને એક લાકડાની ડાંડલી સાથે બાંધી એક ડાંડલીમાં પ્રવાહી ભરી તેમાં વચમાં તે પોટલી ટીંગાય પાણીમાં બુડે નહી તે રીતે ડાંડલાના કાંઠા ઉપર આડી બાંધેલી સુકા લાકડાની અગુકા જેવી જાડી સોટી સાથે વાળવી પછી તે હાંડલાના મોઢાપર ઢાંકણી ઉંધી વાળી સાંધા અડદના લોટથી છાંદી દેવા પછી તે હાંડલાને ચુલે ચડાવી નીચે અગ્નિ કરવો એટલે હાંડલામાં ભરેલું પ્રવાહી ઉકળશે અને પોટલીને તેની વરાળ લાગી બાફ મળશે આ દોલાયંત્ર કે સ્વેદનયંત્ર કહેવાય છે.

૨ **पलभलीयंत्र—उत्थापनयंत्र**—લોઢાના પાત્રમાં પડખામાં બે કાંબી જેવી રીંગ કરવી તેમાં એક નાનું લોઢાનું પાત્ર ટીંગાડવું તેમાં પારદ નાખવો નીચેના મોટા પાત્રમાં સુરકો વગેરે પદાર્થ ભરવો નીચે અગ્નિ કરવો ૬ કલાક સુધી પકાવવું એટલે પારદને બાફ મળે. બાફ આપવાં પેલાં ઉપર એક વાટકો ઢાંકી સાંધા છાંદી દેવા એટલે બધી બાફ પારદને મળે બાફ–વરાળ બહાર જાય નહી પારદનો ઉત્થાપન સંસ્કાર કરવા માટે આ યંત્ર છે.

**३ उर्ध्वपातन यंत्र ४ अधः पातन ५ तिर्यक्पातन**

આ ત્રણે જાતના યંત્રોની બનાવટ આ પુસ્તકના અધ્યાય ૧ માં પાને ૭ માં છાપેલાં છે તે પ્રમાણે બનાવી શકાય છે.

૬ **घटीयंत्र घटयंत्र—आप्यायन यंत्र**—૭ થી ૮ શેર પાણી સમાય તેવડો ઘડો લેવો જેનું મોઢું ૪ ચાર ઇંચ પહોળું હોય તે ઘડો એજ ઘટી કે ઘડીયંત્ર કે ઘટયંત્ર કહેવાય છે તેને આપ્યાયન યંત્ર પણ કહે [illegible] તેમાં પારદના સંસ્કાર થઇ શકે છે.

૭ **गर्भयंत्र**—આ યંત્ર પારદ અને કોઇપણ ધાતુના યોગવાળી પિષ્ટીને અગ્નિ સ્થાયી કરવાના કામમાં ઉપયોગી છે. ૪ ઇંચ લાંબી ૩ ઇંચ ઘેરાવાની મુસ કરાવવી તેનું મોઢું ગોળાકાર કરવું તેમાં સંસ્કાર કરવાનો પારદ સીંધાનો ભુકો ૨૦ ભાગ અને ગુગળ એક ભાગ બંનેને બારીક પાણીથી વાટી ઘુંટી મુસને લેપ કરવો પછી મીઠું વાટી અને પાણીને સાથે બારીક

વાટી તેનો લેપ કરવો પછી એક ખાડામાં કમોદના ફોતરાં ભરી વચમાં એ મુસ મુકી ફોતરાં સળગાવવાં ૧ થી ૩ દિવસ સુધી અગ્નિ અપાય છે. પારદની ભસ્મ કરવામાં આનો ઉપયોગ થાય છે.

૮ इष्टिकायंत्र—गंधकजारणयंत्र—જમીનમાં ગોળ ખાડો કરવો તેમાં એક સકોરૂ મુકવું વચમાં ખાડાવાળી એક ઇંટ તેના પર મુકી ઈંટના ખાડા ઉપર આંગળ આંગળની ચીકણી માટીની પાળ કરવી પછી ઈંટના ખાડામાં પારદ મુકવો પછી એ ઉપર કપડું મલમલનું ઢાંકવું તે કપડાં પર આમળસારો શુદ્ધ ગંધક નાખવો પછી કપડાના છેડા દબાય તે રીતે ઉપર શકોરૂં ઉંધું ઢાંકવું પાળ અને શકોરાના કાંઠાને માટીથી છાંદી સાંધા બંધ કરવા પછી તે શકોરા ઉપર કપોત પુટ જેટલાં અડાયાં છાણાં મુકી સળગાવવાં વધુ અગ્નિ આપવો નહી એ રીતે ગંધકનું જારણ થાય છે.

૯ जलयंत्र—कच्छपयंत्र—આ ગ્રન્થમાં અધ્યાય ૧ મા પાને ૧૫ મે આ યંત્ર બનાવવાની વિધી આપી છે તે પ્રમાણે કરાય છે.

૧૦ खल्वयंत्र—ખરલ—આ ગ્રન્થમાં ૧ લા અધ્યાયમાં ૫ મે પાને લખ્યું છે તે પ્રમાણે કરવું.

૧૧ डमरुयंत्र...એક હાંડલા પર બીજું હાંડલુ ઉંધુ વાળી પારદને પકાવવામાં આવે તે ડમરૂયંત્ર કહેવાય

૧૨ चिपिटयंत्र—કોઇપણ અગ્નિપર પાકતી વસ્તુને લેવા મુકવા સમી કરવા માટે ચીપીયો કે સીધા મોઢાની કે વાંકા મોઢાની સાણસી તે ચિપિટયંત્ર કહેવાય છે (રસોદ્ધારતંત્ર)

૧૩ तुलायंत्र—રીંગણીના આકારની બે મુસ કરવી તેમાં એકના ગળાની નીચે પ્રાદેશમાત્ર ( આશરે ૬ ઇંચ ) ભુંગળી રાખવી અને માટીથી સંધી બંધ કરવી તેમાં એક મુસમાં પારદ નાખવો બીજીમાં ગંધકનો ભુકો નાખવો બન્નેનાં મુખને કપડ માટી કરી વાલુકા યંત્રમાં તે મુસને મુકીને નીચે અગ્નિ આપવો મનશિળ ગંધક હરતાળ અને બીજાં ખનિજ પદાર્થનું પારદમાં જારણ કરવા માટે આ યંત્ર ઉપયોગી છે.

૧૪ लवणयंत्र—ઉપર પ્રમાણે વાલુકા યંત્રમાં રેતી ભરાય છે અને રેતીને ઠેકાણે મીઠું ભરી પકાવવામાં આવે તે લવણયંત્ર કહેવાય છે.

૧૫ कोष्टिकायंत्र—આ ગ્રન્થના ૧૦ મા અધ્યાયના શ્લોક ૩૦ થી ૪૦ સુધીમાં વર્ણન છે તે પ્રમાણે જુદાં જુદાં આ જાતનાં યંત્ર બનાવાય છે.

૧૬ अंतरालिक—લોઢાની કાંતલોહની કે સાદા લોખંડની રીંગણાના આકારની એક વેંત લાંબી મુસ કરાવવી તે મુસને ગળેથી બે ઇંચ નીચે અંદરના ભાગમાં કાંબી જેવી કુંડલી કરાવવી ઇંચના આઠમાં કે છઠા ભાગ જેટલું પોળું અને ગોળાકાર કરાવવું કે જેથી કુંડલીને આધારે ઢાંકણું રહી શકે ઢાંકણું મુસની અંદર ગરે એમ કરવું સાંધા ફીટ થઇ જાય વાતજ પણ ન રહે તેમ ફીટ કરવું પછી તેમાં જારણ કરવાની વસ્તુ નાખી ઢાંકણું ઢાંકી કાપડમાટી કરવી પછી એક હાંડલાને તળે કાણું પાડી તે હાંડલાનું મો ઉંધું–નીચે રાખી તેના મોઢાપર તાવડી જેવી વસ્તુ મુકી સંધી બંધ કરી તેનાપર મુસ મુકી હાંડલાના કાંઠાની નીચે અગ્નિ આપવો આ યંત્રથી ગંધક દ્રુતિ કે ગર્ભદ્રુતિનું જારણ થાય છે.

१७ धूपयंत्र—स्वर्णजारणयंत्र—લોઢાનું એક ઠામ આઠ ઇંચ પોળું અને આઠ ઇંચ ઉંચું કરાવવું તેના કાંઠાથી ૨ ઇંચ નીચે જળ રહી શકે તેવી ગોઠવણ કરવી પછી તેના ઉપર લોઢાની પાતળી સળીઓ આડી મુકવી તે સળીઓ ઉપર સોનાનાં પાતળાં પત્રાં મુકવાં તે ઠામ નીચે નીચેની ચીજોનો ધુંવાડો કરવો તે પહેલાં તે ઠામને બીજા ઠામથી ઢાંકવું અને સંધી લેપ કરવો પછી નીચે અગ્નિ દેવો એટલે તે સોનાનાં પત્રાં કાળા થઇ ભસ્મ રૂપ થઇ જાશે તે પત્રામાં પારદ એકદમ પેસી જાશે અને પારદમાં તે પત્રાં એકદમ ગળી જઈ દ્રવિત થઇ જાશે.

ગંધક હરતાળ મનશીળ એમાંની કોઇ કજ્જલી વડે અથવા નાગભસ્મ વડે સોનાનાં પત્રાંને ધુંવાડી આપવી. ચાંદીની ક્રિયા માટે ચાંદીનાં પત્રાંને બંગભસ્મથી ધુંવાડી દેવી તેમ જુદી જુદી ક્રિયા માટે રસો અને ઉપરસોની ધુંવાડી અપાય છે જારણ કરવાનાં પદાર્થોનું જારણ કર્મ કરવા માટે આ ધૂપયંત્રનો ઉપયોગ થાય છે.

१८ नाभियंत्र—એક કુડામાં વચમાં ખાડો કરાવવો તે ખાડામાં પારદ ગંધક નાખવા તે ખાડાને ફરતી બએ ઇંચ ઉંચી પાળ કરવી તેનાપર ગાયના આંચળના આકારની મુસ ઢાંકવી પછી તેને જળમુદ્રાથી સંધિ લેપ કરી સુકાવી પછી પડખે જળ ભરવું અને નીચે અગ્નિ સળગાવવો આ નાભિયંત્રથી પારદમાં ગંધકનું જારણ થાય છે અને પારદ નિર્ધુમ થાય છે.

જળમુદ્રા-જળમૃદા-જળમૃત્સ્ના—આમળાના ઉકાળાને ઘાટો રાબ ચાટણ જેવો કરવો પછી તેમાં જુનો લોઢાનો કાટાણાનો ભૂકો અને થોડો ગોળ નાખી એક દિવસ સુધી ઘુંટયા કરવું એ જળમુદ્રા છે તે ગમે તેટલો વખત પાણીમાં બુડી રહે અને ઔષધ પકાવવામાં આવે પણ પીગળતી નથી ખસતી નથી વજ્ર જેવી ચોટી જાય છે.

અગ્નિમુદ્રા—વહ્નિમૃત્સ્ના—ધોળી ખડી સિંધાલુણ અને જુના લોઢાનો કાટોડાને ભેંસના દુધમાં બે દિવસ સુધી ઘુંટવાથી અગ્નિમુદ્રા કે વન્હિમૃત્સ્ના થાય તેનાથી સંધી લેપ કરીને પારદને પકાવ્યો હોય તો ક્યાંય ઉડી જઇ શકતો નથી

આ જળમુદ્રા અને અગ્નિમુદ્રાને નંદી નાગાર્જુન બ્રહ્મ જ્યોતિ મુનીશ્વર અને સોમદેવ એટલાજ આ પૃથ્વીમાં જાણે છે બીજો કોઇ જાણતો નથી.

१९. प्रस्तयंत्र - એક મોટી મુસમાં નાની મુસ મુકવામાં આવે તળેથી ઉપર સુધી સરખી ગોળાઇમાં હોય તળે આપટ બેસી જાય તેવી હોય પછી બે મુસ વચ્ચેના પોલાણ ભાગમાં રેતી મીઠું કે બીજી વસ્તુ મુકી નીચે અગ્નિ આપી પકાવવામાં આવે તે પ્રસ્તયંત્ર.

२० विद्याधरयंत्र—એક માટલી ચુલાપર મુકવી તેના મોઢામાં બીજી માટલીનું મોઢું ગરી જાય તે રીતે ઉંધી ઢાંકવી પછી નીચેની માટલીને તળે અગ્નિ દેવો અને ઉપલી માટલીને તળે પાણીનાં પોતાં મુકવાં કે પાણી રહી શકે તેવી પાળ કરી તેમાં પાણી ભરવું અને પારદ પકાવવો તે વિદ્યાધર યંત્ર પારામાંથી હિંગળો કાઢવા વગેરે કામમાં આવે છે.

२१ कुंडयंत्र—स्वेदनयंत्र—એક મોટા કુંડામાં પાણી કે બીજી તેવી વસ્તુ ભરવી તેને મોઢે કપડું બાંધવું તે કપડાપર બાફ જેને આપવી છે તેવી વસ્તુ મુકવી અને તેનાપર બીજું કુંડું ઉંધુ ઢાંકવું. નીચે અગ્નિ સળગાવવો અથવા એક ઠામમાં પાણી ભરી તેમાં ખડ ભરવું

તેના પર બાફવાની વસ્તુ મુકી માથે ઢાંકણું ઢાંકી નીચે અગ્નિ કરવામાં આવે તે કુંડયંત્ર કે સ્વેદન યંત્ર કહેવાય (જેની રીતે હોકળાનો માળો નાખી બાફ આપી પકાવાય છે)

૨૨ ઢેકીયંત્ર—એક ઘડાના ગળાના ભાગમાં એક બાજુ કાણું કરી તેમાં વાંસનું નાળવું નાખવું પછી એક કાંસાના સંપુટને બાજુમાં કાણું પાડી તેમાં નાખવાનો છેડો પરોવી પેક કરી સંધી બંધ કરી તે કાંસાનો સંપુટ પાણીમાં બુડ્યો રહે તેમ કરવું પછી ઘડામાં જે પ્રવાહી પદાર્થ ભર્યો હોય તે અગ્નિથી તપીને નાળવા વાટે કાંસાના સંપુટમાં પડે છે જ્યારે આખું પાત્ર તપી જાય ત્યારે પારદનો કે બીજા પકાવવાના પદાર્થનો પરિપાક થઇ ગયો સમજવો

૨૩ સોમાનલયંત્ર—ગગનયંત્ર—ઉપરના ભાગમાં અગ્નિ આપવ અને નીચે પાણી હોય વચમાં પકાવવાની વસ્તુ હોય કે પારદ રાખ્યો હોય તે સોમાનલ કે ગગનયંત્ર કહેવાય છે જેમકે ધૂપેલ તેલ કાઢે છે

૨૪ કિન્નરયંત્ર—એક ઘડામાં વચમાં તળે વનસ્પતિ ચોપડની તેનાપર નવસાર સાથે ઘુટેલો પારદ મુકવો તેનાપર એક સકોરૂ ઢાંકવું સંધી લેપ કરવો પછી સકોરૂ ઢંકાય જાય તેટલું મીઠું ભરવું પછી ઘડાને મોઢે કોડીયું મુકી મો છાંદી લેવું પછી ચુલે ચડાવી દીવાનો અગ્નિ એક પહોર આપવો પછી સ્વાંગશીત થયે મૂર્છિત પારદ કાઢી લેવો.

૨૫ વાલુકાયંત્ર—એક વેંત ઉંડા કુંડા જેવા ઠામમાં રેતી કે ઝીણી વેળુ ભરવી વચમાં પારદ કે બીજી પકાવવાની ચીજવાળી શીશી મુકવી શીશીના ગળા સુધી વેળુ આવવી જોઇએ પછી નીચે અગ્નિ આપી શીશીમાં રહેલું ઔષધ પકાવવામાં આવે તે વાલુકાયંત્ર.

૨૬ પાતાલયંત્ર—એક હાથ ઉંડો અને પોહોળો ખાડો કરવો તેમાં એક તપેલા જેવું ઠામ મુકવું પછી બીજું સાંકડામોઢું ઘડા જેવું ઠામ લઇ તેમાં પકાવવાની ઓસડીયાં તેલ વગેરે ચીજો નાખી તેને મોઢે શરાવલું મુકી તે શરાવલામાં ૧૦-૨૦ ઝીણા કાણાં પાડી ખાડામાં રહેલા ઠામમાં ઉંધો તે ઘડો મુકવો સંધી લેપ કરી તે ખાડા ઉપર ધુડવાળી દઇ પછી તેના પર અગ્નિ દેવો પછી તે ગોળામાં ઉંધો વાળેલો ઘડો જાળવીને કાઢી લેવો તેમાં રહેલું તેલ ટોપમાં પડ્યું હોય છે તે લઇ લેવું આ યંત્ર પણ ધૂપેલ તેલ કાઢવાના યંત્ર જેવું છે

૨૭ ભૂધરયંત્ર—એક કુંડું રેતીથી ભરવું તેમાં પારદવાળી મુસ બુડાડી દેવી પછી છાણાં ઉપર સળગાવવાં તે ભૂધરયંત્ર

૨૮ સારણાયંત્ર—આ પુસ્તકમાં ૧ લા અધ્યાયમાં પાને ૧૭ મે આપેલ છે તે પ્રમાણે કરવું

૨૯ દીપિકાયંત્ર—કચ્છપ યંત્રમાં મુકેલા માટીના પીંડ પર મુકેલી દીવીમાં રહેલો પારદ જેમાં વડે છે તે દીપિકા યંત્ર.

૩૦ સ્થાલીયંત્ર—એક થાળીમાં તામ્ર વગેરે વસ્તુ મુકી તેના પર સકોરૂ ઢાંકી સંધિ લેપ કરી થાળીમાં રહેલી ચીજ પકાવવામાં આવે તે સ્થાલીયંત્ર થાળીને ઠેકાણે માટીનું કુંડું પણ લેવાય છે.

૩૧ ભસ્મયંત્ર—માટીનો એક ઘડો એક વેંત ઉંડો લેવો અરધો રાખથી ભરીને રાખ દાબીને ભરવી પછી વચમાં હરતાળ વગેરે પકાવવાની ચીજનો ગોળો કે ટીકડી મુકી

બાફીનો ઘડો રાખ દાબી ભરી દેવો. પછી ઘડા પર કોડીયું ઢાંકી મોં છાંદી સંધિ લેપ કરી નીચે અગ્નિ દેવો.

३२ हंसपाक—એક કુંડું લઇ વેળુથી ભરવું તે વેળુ ઉપર બીજું કુંડું નાનુ મુકી પછી મંદાગ્નિથી પકાવવું

## मूषा—મુસ

अथ मूषाश्च कथ्यन्ते मृत्तिकाभेदतः क्रमात् ।
मूषा कुमुदिका प्रोक्ता कोविका करहाटिका ।
पातिनी कथ्यते सैव वह्निमित्रा प्रकीर्तिता ॥ ९ ॥

જુદા જુદા પ્રકારની માટીની બનાવટને લીધે મૂષા (મૂસ) નાં જુદાં જુદાં નામ પડેલાં હોય છે. મૂષાનાં બીજાં પર્યાયનામો કુમુદિકા, કોવિકા, કરહાટિકા, પાતિની, વહ્નિમિત્રા વિગેરે છે. (૯)

योगमूषा—तुषभस्मयुता मृत्स्ना वाल्मिकी विडसंयुता ।
तया या रचिता मूषा योगमूषेति कथ्यते ॥
गारमूषा—गारभूनागसत्वाभ्यां शणैर्दग्धतुषैस्तथा ।
मर्दिता महिषीक्षीरे मृत्तिका पक्षमात्रकम् ।
तन्मृदा रचिता मूषा गारमूषेति कथ्यते ॥
वरमूषा— वज्रांगारतुषास्तुल्यास्तच्चतुर्गुणमृत्तिका ।
भूनागमृत्तिका तुल्या सर्वैरेभिर्विमर्दिता ।
कथिता वरमूषा सा यामं वह्निं सहेत वै ॥
वर्णमूषा— पूर्वोक्ता मृत्तिका या तु रक्तवर्गाबुभाविता ।
रक्तवर्गयुता मृत्स्नाकारिता मूषिका शुभा ॥
तुरीपुष्पकसीसाभ्यां लेपिता सा च मूषिका ।
वर्णोत्कर्षे प्रयोक्तव्या वर्णमूषेति कथ्यते ॥
रूप्यमूषा—श्वेतवर्गेण वै लिप्ता रूप्यमूषा प्रकीर्तिता ॥
विडमूषा— विडेन रचिता या तु विडेनैव प्रलेपिता ।
देहलोहार्थसिद्ध्यर्थे विडमूषेत्युदाहृता ॥
वज्रमूषा— गारभूनागसत्वाभ्यां तुषमिश्रा शणेन च ।
मृत्समा महिषीक्षीरैर्दिवसत्रयमर्दिता ॥
संस्थिता पक्षमात्रं हि पश्चान्मूषा कृता तया ।
लेपिता मत्कुणस्याथ शोणितेन वल्लारसैः ॥

चतुर्याम ध्मापिता हि द्रवते नैव वह्निना ।
वज्रमूषेति कथिता वज्रद्रावणहेतवे ॥

वृन्ताकमूषा—वृन्ताकाकारमूषायां नालं कृत्वा दशांगुलम् ।
धत्तूरपुष्पवद्दीर्घं सुदृढं चैव कारयेत् ॥
अष्टांगुलं च सच्छिद्रं भवेद् वृन्ताकमूषिका ।
अनया खर्परादीनां मृदूनां सत्वमाहरेत् ॥

गोस्तनीमूषा—गोस्तनाकारमूषा या मुखोपरि विमुद्रिता ।
सत्वानां द्रावणे शुद्धौ मूषा सा गोस्तनी भवेत् ॥

मल्लमूषा— निर्दिष्टा मल्लमूषा या मल्लद्वितयसंपुटात् ।
रसपर्पटिकादीनां स्वेदनाय प्रकीर्तिता ॥

पक्कमूषा— कुलालभाण्डरूपा या दृढा च परिपाचिता ।
पक्कमूषेति सा प्रोक्ता सत्वरद्रव्यशोधिनी ॥

महामूषा— अतिस्थूलातिदीर्घा च मुखे किञ्चिच विस्तृता ।
महामूषेति सा प्रोक्ता सत्वरद्रव्यशोधिनी ॥

मञ्जूषमूषा—षडंगुलोन्नता दीर्घा चतुरस्रा च निम्नका ।
मञ्जूषाकारमूषा सा कथिता रसमारणे ॥

गर्भमूषा—भूमौ निखन्यमानां हि मूषामाच्छाद्य वालुकैः ।
गर्भमूषा तु सा ज्ञेया पारदस्य निबन्धिनी ॥

मूसलमूषा—मूषा या चिपिटामूले वर्तुलाष्टांगुलोच्छ्रया ।
मूषा सा मुसलाख्या स्याचक्रीबद्धरसे हिता
॥ १०+२८ ॥

१ योग-मुषा-मूस
२ भार- ,, – ,,
३ वर – ,, – ,,
४ वर्णु– ,, – ,,
५ रुप्य– ,, – ,,
६ બિડ– ,, – ,,
७ વજ્ર– ,, – ,,
८ વૃન્તાક ,, – ,,
९ ગોસ્તની–મુષા–મૂસ
१० મલ્લ – ,, – ,,
११ પક્વ – ,, – ,,
१२ મહા – ,, – ,,
१३ મંજૂષ – ,, – ,,
१४ ગર્ભ – ,, – ,,
१५ મૂસલ – ,, – ,,

એ શિવાય પણ બીજી જાતની—મૂસનાં વર્ણન રસાયનશાસ્ત્રમાં છે. ગ્રન્થકારે દરેકની બનાવટ ટુંકામાં લખી છે. પણ એવી રીતે શ્લોકના શબ્દાર્થ કરી જવાથી મૂસ બનાવવાની સમજણ પડે એમ નથી, હાલમાં બજારમાં જે જે જાતની મૂસો મળે છે. તેથી બનાવટ

આપણાં શાસ્ત્રની બનાવટો સાથે મળે છે. ત્યારે તેની બનાવટ જાણી શાસ્ત્રની સાથે મેળવી વિસ્તૃત વર્ણન સાથે લખવામાં આવે અથવા કંસારા સોની લુહાર વગેરે કારીગરો પોતાના કામ માટે હાથે મુસ બનાવતા તેઓની જુની નોંધો અને વૃદ્ધ કારીગરોના અનુભવની વાત જાણ્યા પછી આ મુસ અને કોઠીયુનું વર્ણન અપાય તો વધુ ઉપયોગી થઇ શકે અહીં તો તેના સમાન્ય અર્થ આપ્યા છે.

**योगमूषा**—કમોદનાં ફોતરાંની રાખ રાફડાની માટી બિડલવણ એનાથી બનાવેલી મુસ **યોગમુસ** કહેવાય.

**गारमूषा**—રાફડાની માટી અથવા નદીનો ગારો કાંપ અણુસીયાનું સત્વ કોયળાની તથા ફોતરાંની રાખ એ બધાને ભેંસના દુધમાં કાલવી ખુબ **૧૫** દિવસ સુધી મસળી તૈયાર કરવી એ માટીથી બનાવેલી મુસ **ગારમૂષા** કહેવાય છે.

**वरमूषा**—કપડું અને ફોતરાંની રાખ સરખે ભાગે લેવા એનાથી ત્રણગણી રાફડાની માટી અને માટી જેટલું અણુસીયાનું સત્વ એ બધાની મુસ કરવી **તે વરમૂષા** કહેવાય છે આ મુસ ૩ કલાક સુધી અગ્નિ ખમી શકે છે.

**वर्णमूषा**—વરમુષા પ્રમાણે મુસની માટી તૈયાર કરી તેમાં રક્તવર્ગના ઓસડીયાં નાખવાં અને રક્તવર્ગનાં ઓસડીયાંના ઉકાળાથી મસળવી પછી મુસ બનાવી સુકાણા પછી તેને ફટકડી અને પીળી હીરાકસી સરખે ભાગે મેળવી રક્તવર્ગના ઉકાળામાં કાલવી મુસમાં ચોપડવું આ મુસમાં સોનાને ઓગાળવાથી તેનો વાન–વર્ણ વધે છે હલકું ઓછા વલું સોનું ઉંચા વલુ સોનું થાય છે.

**रूप्यमूषा**—વર્ણ મુષા પ્રમાણેજ આ મુસ બનાવાય છે આ મુસ બનાવવા માટે શ્વેત વર્ગનાં ઓસડીયાં નાખવાં અને શ્વેત વર્ગના ઉકાળાથી મસળવી અને મુસ બનાવવી તે ચાંદીના કામમાં વપરાય છે.

**बिडमूषा**—બિડથી બનાવેલી મુસને બિડનો અંદર લેપ કરી તૈયાર કરવામાં આવે છે તે મુસ દેહ લોહ સિદ્ધિ માટે ઉપયોગી છે રસાયન ઔષધો પકાવવામાં કામમાં આવે છે રસરત્નસમુચ્ચય આયુર્વેદ પ્રકાશ વગેરે ગ્રંથોમાં બિડ બનાવવાની ક્રિયાઓ લખી છે.

**वज्रमूषा**—કાંપનો ગારો અણુસીયાનું સત્વ ફોતરાની અને શણની રાખ બધાં સરખે ભાગે, બધાંની બરાબર રાફડાની માટી બધાને ભેંસના દુધમાં ૩ દિવસ સુધી પીંડો વાળી ૧૫ દિવસ રાખી મુકી પછી મુસ બનાવવી તેને પ્રથમ અંદર બહાર માંકડના લોહીનો લેપ કરવો તે સુકાય જાય એટલે બળદાણાના પંચાંગના રસનો લેપ કરવો સુકાઇ જાય એટલે કામમાં લેવી આ મુસ ૧૨ કલાક અગ્નિ ખમી શકે છે બાર કલાકની સખત અગ્નિથી પણ આ મુસ પીગળતી નથી કે તુટતી નથી હીરાનું દ્રાવણ કરવામાં આ મુસ કામ આવે છે.

**वृन्ताकमूषा**—રીંગણાના ઘાટની મુસ કરવી તેનું નાળચું દસ ઇંચનું અથવા આઠ ઇંચનું ધતુરાના ફુલ જેવું લાંબું અને મજબુત કરવું કાણાવાળું નાળચું કરવું તે વ્રન્તાક મુસ કહેવાય.

**गोस्तनीमूषा**—ગાયના આંચળના ઘાટની અને મોઢા ઉપર ઢાંકણાવાળી આ મુસ હોય છે સત્વનો રસ કરવા અને શોધવામાં ઉપયોગી છે.

**मल्लमूषा**—બે શકોરા ઘાટનાં માટીનાં પાત્રને સંપુટ આકારે ઉપયોગમાં લેવાય તે મલ્લમુસ કહેવાય છે કોઇપણ પર્પટીને પકવવા માટે આ મુસ ઉપયોગી છે.

**पक्वमूषा**—સાધારણ લોઅકા શકોરાં હાંડલી વગેરે ચીજો ભસ્મ વગેરે પકાવવા માટે સાધારણ માટીથી પકાવી તૈયાર કરાય છે તે પક્વ મૂસ કહેવાય છે.

**महामूषा**—ઘણી મોટી ઘણી લાંબી એક મોઢાના ભાગમાં કાંઈક પહોળી એવી આ મૂસ થાય છે. ધાતુઓને શોધવાના કામમાં આવે છે.

**मञ्जूषमूषा**—૭ આંગળ ઉંચી ૭ આંગળ લાંબી ચોરસ પેટીના ઘાટની મૂસ પારદની ભસ્મ કરવામાં ઉપયોગી છે આ મૂસને જમીનમાં દાટીને પકાવાય છે.

**गर्भमूषा**—જમીનમાં ખાડો કરી તેમાં મૂસ મુકી તેના પર વેગુ ઢાંકી પારદને બાંધવા માટે પકાવવામાં આવે તે ગર્ભ મૂસ કહેવાય છે.

**मुसलमूषा**—આ મુસ મૂળના ભાગમાં નીચે સાંકડી ચપટી અને ઉપરના ભાગમાં ગોળાકારે પહોળી નીચે કરતાં ઉપરનો ભાગ બે આંગળ પહોળો હોય આઠ આંગળ લાંબી હોય તે મુસલમૂસ કહેવાય આ મૂસ ચકીબદ્ધરસ કરવામાં ઉપયોગી છે.

## कोष्ठी—કોઠી

सत्त्वपातनकार्ये तु कोष्ठिका युज्यते बुधैः ।
तासां तु विविधाकारान् कथयामि यथातथम् ॥ २९ ॥

કોઠી ઘણે ભાગે જુદાં જુદાં ખનિજ પદાર્થોનાં સત્ત્વ પાડવા માટે ઉપયોગી છે. તથા ધાતુઓ ગાળવામાં પણ કામ લાગે છે તે ઘણા આકારની થાય છે તેની બનાવટ નીચે પ્રમાણે છે.

अंगारकोष्ठी— अंगारकोष्ठिका नाम राजहस्तप्रमाणका ।
द्वादशांगुलविस्तारा चतुरस्रा प्रकीर्तिता ॥
वेष्टिता मृण्मयेनाऽध एकभित्तौ च गर्तकम् ।
वितस्तिमात्रं, द्वारं च सार्धवैतस्तिकं दृढम् ॥
अधोभागे विधातव्या देहली धमनाय वै ।
प्रादेशमात्रा भित्तिः स्यादुत्तरंगस्य चोर्ध्वतः ॥
प्रादेशमात्रं कर्तव्यं द्वारं तस्योपरि ध्रुवम् ।
द्वारं वेष्टिकया रुद्ध्वा संनिरोधं च कारयेत् ॥
पूरयेत्कोकिलैस्तां तु भस्त्रिकां प्रधमेत्खलु ।
कोकिलाधमनद्रव्यमूर्ध्वद्वारे विनिक्षिपेत् ॥
एषा चांगारकोष्ठी च खराणां सत्त्वपातनी ॥

पातालकोष्ठी—गर्तं खनेद् दृढं भूमौ द्वादशांगुलमात्रकम् ।
तन्मध्ये वर्तुलं गर्तं चतुरंगुलकं दृढम् ॥
खर्परं स्थापयेत्तत्र मध्यगर्तोपरि दृढम् ।

आपूर्य कोकिलैर्गर्तं धमयेदेकभस्त्रया ।
पातालकोष्ठिका सा तु मृदुसत्त्वस्य पातनी ॥

गारगोष्ठी— वितस्तिप्रमिता निम्ना प्रादेशप्रमिता तथा ।
उपरिष्टात् पिधानं तु भूरिच्छिद्रसमन्वितम् ॥
गर्तमापूर्य चांगारैः धमयेद्वंकनालतः ।
गारगोष्ठी समुद्दिष्टा सत्वपातनहेतवे ॥

तिर्यक्प्रधमनकोष्ठी—वितस्तिप्रमितोत्सेधा सा बुध्ने चतुरंगुलः ।
तिर्यक्प्रधमनाख्या च मृदुसत्वस्य पातनी ॥३०+४०॥

અંગારકોઠી, પાતાળકોઠી, ગારકોઠી, તિર્યક્પ્રધમના કોઠી વિગેરે કોઠીયો ખરડ પોચાં વિગેરે ખનિજ પદાર્થોમાંથી સત્ત્વ કાઢવાના ઉપયોગમાં આવે છે. રસ પ્રયોગોમાં ધાતુવાદ માટે તથા રસાયન શાસ્ત્રમાં બહુ ઉંડા ઉતરનારાઓ માટે ઉપયોગી છે.

**अंगारकोष्ठी**—અંગારકોઠી ૨૪ ઇંચ લાંબી ઉંચી બારે આંગળ પહોળી ચોખંડી ચોરસ માટીથી ચોપડેલી એક ભીંતમાં એકથી દોઢ વેંતનું બારણું રાખવું ધમણથી ધમવા માટે નીચેના ભાગમાં ( કાણું ) રાખવું પ્રાદેશ જેવડી ભીંત ઉતરંમની ઉપરના ભાગમાં રાખવી તેની ઉપર પ્રાદેશ માપનું દ્વાર કરવું તે દ્વારને ઇંટથી રોકી સાંધા છાંદી લઇ પછી કોયલા અને જે વસ્તુમાંથી સત્ત્વ કાઢવું હોય તે પદાર્થ ઉપરના દ્વારમાં નાખવાં પછી ધમણથી ધમવું ખરડ પદાર્થોમાંથી સત્વ કાઢવા માટે આ કોઠી ઉપયોગી છે.

**पातालकोष्ठी**—બાર ઇંચનો ખાડો જમીનમાં ખોદવો, તે ખાડાની વચમાં ચાર ઇંચનો ગોળ ખાડો કરવો એક કોઠીયું અંદરના બીજા નાના ખાડા ઉપર મૂકવું તેમાં કાણું પાડવું પછી તેમાં કોયલા તથા સત્ત્વ કાઢવાના પદાર્થ ભરી ધમણથી ધમવું. આ કોઠી પોચાં ખનિજ પદાર્થમાંથી સત્ત્વ કાઢવામાં ઉપયોગી છે.

**गारकोष्ठी**—એક વેંત ઊંડો અને પ્રાદેશ માત્ર ઓરસ ચોરસ ખાડો કરવો તેની ઉપર કાણાંવાળું ઢાંકણું ખાડામાં કોયલા અને પદાર્થ ભરી વાંકા નાળવાથી ધમવું. સત્ત્વ પાડવા માટે આ કોઠી ઉપયોગી છે.

**तिर्यक्प्रधमनकोष्ठी**—એક વેંત ઉંચી અને તળે-નીચેના ભાગમાં ચાર આંગળ સમચોરસ એવી કોઠી ઇંટોથી ચણી તેમાં કોયલા અને પદાર્થ ભરી ત્રાંસા નાળવાથી ધમવું. પટેળાં ખનિજ પદાર્થમાંથી સત્ત્વ કાઢવામાં ઉપયોગી છે. ( ૩૦×૪૦ )

पुटाः—ભઠ્ઠી

महापुटम्— भूम्यां वै खनयेद्गर्तं द्विहस्तं चतुरस्रकम् ।
छगणानां सहस्रेण पूरयेत्तमनन्तरम् ॥
औषधं धारयेन्मध्ये तमाच्छाद्य वनोत्पलैः ।

सहस्रार्धैश्च वै सम्यग्वह्निं मज्वालयेत्ततः ।
महापुटमिदं प्रोक्तं ग्रन्थकारेण निर्मितम् ॥

गजपुटम्— राजहस्तप्रमाणं हि चतुरस्रं हि गर्तकम् ।
वनोत्पलसहस्रेण गर्तमध्यं च पूरितम् ॥
मूषिकां चौषधेनाथ पूरितां तां तु मुद्रयेत् ।
गर्तमध्ये निधायाथ गिरिण्डानि च निक्षिपेत् ।
अतोऽग्निं ज्वालयेत्सम्यक् एवं गजपुटो भवेत् ॥

वाराहपुटम्— अरत्निमात्रे कुण्डे च वाराहपुटमुच्यते ।

कुक्कुटपुटम्— वितस्तिद्वयमानेन गर्तं चेच्चतुरस्रकम् ।
कुक्कुटाख्यं पुटं विद्यादौषधानां च साधनम् ॥

कपोतपुटम्— छगणैरष्टभिः सम्यक् कपोतपुटमुच्यते ॥

गोवरपुटम्— तुषैर्वा गोमयैर्वापि रसभस्मप्रसाधनम् ।
माणिकाद्वयमानेन गोवरं पुटमुच्यते ॥

मृद्भाण्डपुटम्— मृदा भाण्डं प्रपूर्यैव मध्ये द्रव्यं तु विन्यसेत् ।
अधस्ताज्ज्वालयेदग्निं मृद्भाण्डपुटमुच्यते ॥

वालुकापुटम्— गर्ते तु वालुकापूर्णे मध्ये द्रव्यं तु विन्यसेत् ।
उपरिष्टादधस्ताच्च वह्निं कुर्यात्प्रयत्नतः ।
तद्वालुकापुटं सम्यगुच्यते शास्त्रकोविदैः ॥

भूधरपुटम्— मूषिकां भूमिमध्ये तु स्थापितां द्व्यंगुलादधः ।
उपरिष्टात्पुटं दद्यात्तत्पुटं भूधराह्वयम् ॥

लावकपुटम्— गोवरैर्वा तुषैर्वापि कर्षमात्रमितैः पुटम् ।
यत्र तल्लावकाख्यं स्यान्मृदुद्रव्यस्य साधने ॥

छगणपर्यायः—उत्पलं पिष्टकं छाणमुपलं च गरिण्डकम् ।
छगणोपलसारी च नवारि छगणाभिधाः ॥४१+५४॥

**મહાપુટ**—બે હાથ ઉંડો ઉંચો પહોળો અને ચોખંડો ખાડો જમીનમાં ખોદવો તેમાં એક હજાર છાણાં નીચે નાખી વચમાં ઓસડનો સંપુટ મુકી ઉપર બીજા ૫૦૦ છાણાં ભરી અગ્નિ દેવામાં આવે તે મહાપુટ સમજવો. **સમજણ**—વૈદની રસશાળામાં પંચકોઠી પુટ–ભઠ્ઠી વિગેરે માટે જુદા જુદા વિભાગો રાખવા જોઇએ, તેમાં પુટ–ભઠ્ઠીનો વિભાગ ઉંચા છાપરાવાળો જોઇએ ભઠ્ઠીઓ માટે એક-સીધો ઓરડો કરાવવો જોઇએ એટલે પહેલાં જમીનને તળેથી ખાડા

ખોદી ભઠ્ઠીઓ પાકી ઈંટોથી ચણી તેની આજુ બાજુ પૂરણી ભરી ઓટા બાંધી દેવા. તેમાં **મહાપુટ**—કરવો હોય તો તે જમીન કંકણુ નીચે પોલાણુ વિનાની તપાસવી. તે જમીનમાં એક ફુટ ઉંડો પાયો ખોદવો તેનું ગોળાકાર ચક્કર ત્રણ ફુટ અને ચાર આંગળના વચલા ગાળાનું રહેવું જોઈએ પછી પાકી ઈંટોથી પાયા ચણાવતું જવું ઈંટોના થર ડબલ આડા લેવા પણ વચલું ગોળાકાર ચક્કર ત્રણ ફુટ અને ચાર આંગળજ રહે છે તે કડીયાના ઓળમાથી તપાસતું જવું, એ પ્રમાણે જમીનથી ત્રણ ફુટ ચાર આંગળની ઉંચાઈ થાય એટલે ઉપરનો ભાગ સાંકડો કરતાં કરતાં ડોઢ ફુટનો રહે ત્યાંસુધી સાંકડો ચણવો. હવે આપણે ત્રણ ફુટ અને ચાર આંગળ પહોળાઈનો કોઠો ચણ્યો છે. તેમાં મોટા આગળના ભાગમાં એક ફુટ સમ-ચોરસ બારણું જમીનથીજ કરવા માંડવું ચણતરની સાથેજ બારણું પડતું જવું જોઈએ કે જેમાંથી ભઠ્ઠી ઠંડી થતાં રાખ કાઢી શકાય, તે બારણા આડું લોઢાના પતરાંનું બારણું કરાવવું કે ભઠ્ઠી સળગાવીને પવન નહી આવવા માટે આડું દઈ શકાય. તેમ ભઠ્ઠી ચણતાં દોઢ ફુટ અને બે આંગળ ઉંચી થાય એટલે એકેક ઈંટના ત્રણ બાજુથી અંદરના ભાગમાં ઠોડાં નીકળતા રહે તેમ કરવાં એટલે ભઠ્ઠી આપતી વખતે અર્ધી ભઠ્ઠી છાણાંથી ભરાણી તે ખબર પડે એટલે અર્ધી ભઠ્ઠી છાણાંથી ભરાય ત્યારે વચમાં દવાનું શરાવ સંપુટ કે હાંડલી મુકી ઉપર બીજા અડાયાં ભરી ભઠ્ઠી આપી શકાય. એ પ્રમાણે ભઠ્ઠી ચણાઈ જાય એટલે ચો તરફથી ગારા વડે લીંપાવી નાખવી અને બબ્બે ફુટ ઉંચાઈ સુધી ધુડની ભરતી કરવી ચણતર ગારાથી કરવું ચુનાથી નહી. તેની બાજુમાં ગજપુટ વારાહપુટ એમ એક પછી એક કરી સરખો ઓટો બંધાય તેમ ભરતી કરવી. ભઠ્ઠી બનાવવાની આ સમજણનો દરેક ભઠ્ઠીમાં ઉપયોગ કરવો માત્ર ભઠ્ઠીના પ્રમાણનાં મોટાઈ ઉંચાઈ બતાવ્યા પ્રમાણે કરવી. દરેક ભઠ્ઠીનો ખાડો ચોખંડો કરવાનું લખ્યું છે તથા જમીનમાં ખોદીને કરવાનું જણાવેલ છે પણ ચોખંડો ખાડો કરવાથી ઈંટો પડી જાય છે અને ઓછો મજબુત બને છે છતાં ચોખંડો કે ગોળ ગમે તેવો કરવો પણ માપ લખ્યા પ્રમાણે રાખવું તેમ જમીનમાં ખાડોજ માત્ર ખોદવાથી આજુબાજુથી ધુડ પડી જઈ અગ્નિ ઓછો લાગે છે અને રાખ કાઢવાની મુશ્કેલી પડે છે. ભઠ્ઠીને સળગાવ્યા પછી ઉપર કંઈ ઢાંકણું ઢાંકવું.

**ગજપુટ**—આ ભઠ્ઠી બે ફુટ ઉંડીને બે ફુટ પહોળી (વચલો ગાળો બે ફુટનો) રહે તે પ્રમાણેની કરવી ગ્રંથકાર ચોખંડો ખાડો કરવાનું લખે છે છતાં ખાડો ગોળ પણ કરી શકાય ખોડો ઈંટ વડે ચણવો. અને રાખ કાઢવાનું 'બારણું ૯ આંગળનું રાખવું ઈંટોનું ગારાથી ચણતર કરવું.'

**વારાહપુટ**—ફુટના ૧૮ આંગળ સમચોરસ અને ઉંડી ભઠ્ઠી ચણવામાં આવે તે વારાહપુટ, અને રાખ કાઢવાનું બારણું ૭ આંગળનું રાખવું.

**કુક્કુટપુટ**—ફુટના ૧૬ આંગળ સમચોરસ અને ઉંડી ભઠ્ઠી ચણવામાં આવે તે કુકુટપુટ કહેવાય છે રાખ કાઢવાનું બારણું ૭ આંગળનું રાખવું.

**કપોતપુટ**—ફુટના ૯ આંગળ સમચોરસ અને ઉંડી ભઠ્ઠી ચણવામાં આવે તે કપોતપુટ કહેવાય છે અને રાખ કાઢવાનું બારણું ૪ આંગળનું રાખવું.

**ગોવરપુટ**—ગજપુટની ભઠ્ઠીમાં બે મણ ફોતરાં અથવા અડાયાં છાણાંનો ભૂકો-ગોર નાખીને અથવા બકરાની લીંડીયું ભરીને ભઠ્ઠી દેવામાં આવે તે ગોવરપુટ કહેવાય છે.

**મૃદ્‌ભાંડપુટ**—એક નાંદ વાલુકાયંત્ર ઉપર ચડાવી નાંદમાં કાળી માટી ચાળણીયે ચાળેલી અર્ધી ભરી વચમાં શરાવસંપુટ મુકી ઉપર બીજી માટી ભરી ચુલે ચડાવી નીચે અગ્નિ સળગાવવામાં આવે તે મૃદ્‌ભાંડપુટ કહેવાય છે.

**વાલુકાપુટ**—ગજપુટની ભઠ્ઠી અર્ધીથી થોડી છાણાંથી ભરવી. તેનાપર રેતીથી ભરેલા ઘડામાં દવાનો સંપુટ વચમાં મુકી ઘડાનું મોં છાંદી એ ઘડો ભઠ્ઠીમાં મુકી તેના ઉપર બીજાં અડાયાં છાણાં ખડકી સળગાવવાં તે વાલુકાપુટ છે આ ભઠ્ઠી બીજી રીતે પણ થાય છે. તેની રીત એકવિશ આંગળના અંદરના ગાળાની ભઠ્ઠી ચણવા માંડવી તેને ૧૧ આંગળનું બારણું રાખવું. ( તેમાં લાકડાં નાખી નીચેથી અગ્નિ અપાય ) દોઢ ફુટની ઉંચાઇ થાય એટલે નાંદ રહી શકે તેવાં ત્રણ પગાં ઈંટનાં અથવા લોઢાનાં અંદરના ભાગમાં કરાવવાં પછી ચણવા માંડવી કુલ ૩॥ ફુટ ઉંચાઇની ભઠ્ઠી ચણાઇ જાય એટલે ચોતરફ લીંપી લેવી. પછી એક ફુટની નાંદ અંદરનાં પગાં ઉપર બેસતી થાય તેવી-ભઠ્ઠીની અંદરની ગોળાઇમાં ફીટ થઇ જાય તેવી કરાવવી' તે નાંદમાં અર્ધ નીચે અર્ધ ઉપર રેતી ભરી વચમાં દવાનો સંપુટ મુકી એ નાંદ ઉપર ૧॥ ફુટના ભઠ્ઠીના પોલાણમાં છાણાં ખડકી સળગાવવાં અને ઉપરના છાણાં સળગી રહી જાય ત્યાંસુધી ભઠ્ઠીના બારણામાં પણ લાકડાં છાણાં નાખી તાપ કર્યા કરવો. તે વાલુકાપુટ કહેવાય છે.

**ભૂધરપુટ**—જમીનની અંદર ખાડો ખોદવો. અંદરના ભાગમાં બે આંગળ નીચે મુસ કે સંપુટ રહે તેમ ગોઠવી ઉપર અગ્નિ દેવો. તે ભૂધરપુટ કહેવાય છે **સમજણ**—આ પુટ ઘણી રીતે થાય છે જુદી જુદી દવા પકાવવા માટે જુદી જુદી જાતના ભૂધરપુટ કરવામાં આવે છે આ ગ્રંથમાં કહેલો ભૂધરપુટ નીચે પ્રમાણે કરવો. જમીનમાં સવા ફુટ ચોરસ ઉંડો ખાડો ખોદવો પછી આઠ આંગળ ઉંડો તથા ૭ આંગળ સમચોરસનો વચલો ગાળો રાખી તળે તથા આજુ બાજુ ઈંટો ચણાવવી-ચણતરમાં ગારો વાપરવો આ ભઠ્ઠીમાં ૭ આંગળ ઘેરાવાની મુસ કે સંપુટમાં દવા પેક કરી મુકી શકાય છે. અને ઉપરના ભાગમાં અડાયાં છાણાં ૨ થી ૪ શેર ખડકી ભઠ્ઠી અપાય.

**લાવકપુટ**—એક તોલો ફોતરાં કે છાણનો ગેર સમાય તેવડા ખાડામાં પકાવવામાં આવે તે લાવકપુટ. આમાં પોચા પદાર્થ પકાવવામાં આવે છે. **સમજણ**—આ પુટ માટે જુદી જુદી રીત છે. મુખ્યત્વે કરી એક રસોઇ કરવાની ૭ આંગળની ગોળાઇની સગડીમાં ૭ આંગળ ઉંડાઇયે સાકડાં કાણાવાળી જાળી નાખવી પછી સગડીમાં કોલસાને બદલે ફોતરાં કે છાણનો ગેર ભરી વચમાં દવા મુકી સળગાવવું આ લાવકપુટ કહેવાય છે.

**અડાયાં છાણાંનાં નામો**—સંસ્કૃતમાં ઉપલ, પિષ્ટક, છાણ, ઉત્પલ, ગરિક, છગણ, ઉપલસારિ નવારિ વગેરે નામ છે. એ શિવાય થાપેલાં છાણાંને પણ ઘણે ઠેકાણે એ નામથીજ ઓળખાય છે.

**સૂચના:**-૧—દરેક ભઠ્ઠીમાં અડાયા છાણાં ન મળે તો થાપેલાં છાણાં પણ વાપરી શકાય.

„ ૨—દરેક ભઠ્ઠી કાંઠા સુધી ભરી ધૂમાડો નિકળતો બંધ થાય ત્યારે ઉપર માટીનું ઢાંકણું ઢાંકવું નહીતર ધૂમાડો દવામાં ભરાઈ જઇ દવાને કાચી કરી નાખશે.

„ ૩—ભઠ્ઠી સળગાવ્યા પહેલાં રાખ કાઢવાના બારણું માટી ઇંટો અથવા લોઢાનું ફીટ થાય તેવું પતરૂં ઢાંકી દેવું.

,, ૪—જેમાં વેળુ રેતી પડતી હોય તે રેતી નદીની લેવી અને સમુદ્રની રેતી લેવી પડે તો મીઠા પાણીથી ધોઇ નાખવી તેમજ રેતીને ચાળીને વાપરવી.

,, ૫—દરેક ભઠ્ઠી અર્ધી છાણાથી ભર્યા પછી પકાવવાનું સંપુટ વચમાં મુકી છાણાથી પૂરી ભરવી.

,, ૬—ભઠ્ઠીને વખતો વખત (આઠ વખત ભઠ્ઠી અપાઇ જાય) એટલે અંદર બહાર ગાંરથી લીંપાવવી.

,, ૭—યંત્ર, મૂષા, પુટ, ભઠ્ઠી વિગેરેનું કામ મુશ્કેલ છે તે નજરે જોયા વિના શીખી શકાતું નથી. બરાબર શિખ્યા વિના કરવાથી યશ મળતો નથી. માટે સારાં કાર્યાલયોમાં તેવી ભઠ્ઠી કેવે ધોરણે કેવી હુશીઆરીથી કરવામાં આવે છે તે જાણ્યા પછી આ કામમાં ઉતરવું. (૪૧+૫૪)

इतिश्री पद्मनामसूनुना श्री यशोधरेण जूनागढवास्तव्येन
विरचिते रसप्रकाशसुधाकरे दशमोध्यायः ॥ १० ॥



## ॥ अध्यायः ११ मो ॥

નીચેના પ્રયોગો સોનું અને રૂપું બનાવવાના છે આ પ્રયોગોનો અનુભવ અમે લીધેલ નથી ઘણા પ્રયોગોમાં આવતી વનસ્પતિઓ વગેરે દ્રવ્યો ઘણાં અજ્ઞાત અને અપરિચિત છે તેનાં જે નામ આપ્યા છે તે કેટલાંએક વનસ્પતિ શાસ્ત્રમાં નથી આવ્યાં એવાં છે એટલે આમાંના પ્રયોગ કરનારો પ્રત્યેક પ્રયોગમાં આવતી વસ્તુઓ માટે ચોકસ નિર્ણય કરીને પછી પ્રયોગ કરે અમને જે વસ્તુ માટે ખાત્રી છે તેને માટે તેજ વસ્તુ લખી છે પણ જે માટે શંકા છે ત્યાં તે બાબત સ્પષ્ટ જણાવી છે સોનું ચાંદી બનાવવાનાં પ્રયોગો રસાયન શાસ્ત્રના અનેક ગ્રન્થોમાં વર્ણવ્યા છે અને તે સાચાજ હોય છે પણ ઓછી સમજણ, ક્રિયાની અપૂર્ણતા ઘટક દ્રવ્યનું અજ્ઞાન, ગુરૂ પરંપરાનો અભાવ અને સેંકડો વર્ષથી ચાલ્યા આવતા પાઠમાં થયેલો લેખનદોષ વગેરે કારણે પ્રયોગોમાં સફળતા ન મળતી હોય એ બનવા જોગ છે પણ તેની પાછળ શ્રમ લેનારા અને તે બાબતની શોધખોળ કરનારા અવશ્ય સફળતા મેળવે છેજ. ધાતુવાદના શોકીન ઉત્સાહી શોધકોના હિતને માટે આ પ્રયોગનું ગુજરાતી ભાષાંતર આપ્યું છે તેને આધારે જેઓ શોધક પ્રયોગો કરે અને જે પ્રયોગમાં સફળતા મેળવે તેની હકીકત **રસશાળા ઔષધાશ્રમ** ગોંડલ કાઠીઆવાડ એ શિરનામે લખી મોકલશે તો આમાં કરેલો પ્રયાસ સફળ થયેલો હું માનીશ.

अयातः संप्रवक्ष्यामि धातूनां कौतुकं परं ।
स्वानुभूतं मया किंचित् श्रुतं वा शास्त्रतः खलु ।
तदहं संप्रवक्ष्यामि यत्कृत्वा ना सुखी भवेत् ॥ १ ॥

ગ્રંથકાર લખે છે કે હવે પછી ધાતુ કૌતુક કહેવા ઇચ્છું છું તેમાં કેટલુંક મેં અનુભવેલ છે. કેટલુંક સિદ્ધો પાસેથી સાંભળેલું છે અને શાસ્ત્રમાંથી તારવેલું છે. જે જાણવાથી માણસ સુખી થાય છે. ( ૧ )

हेमकरणमविधिः—१

रसकं दरदं ताप्यं गगनं कुनटी समम् ।
रक्तस्नुहीपयोभिश्च मर्दयेद्दिनसप्तकम् ॥
जलयंत्रेण वै पाच्यं चतुर्विंशतियामकम् ।
तेन वेध्यं द्रुतं ताम्रं तारं वा नागमेव वा ।
सहस्रवेधी तत्कल्को जायते नात्र संशयः ॥ २+४ ॥

સોનાનો પ્ર—૧—રસક ( ખાપરીયું અથવા જસત ) હીંગળો સોનામાખિ અભ્રક પીળો, ઓર્કમ લાલ મનશીલ બધાં સમભાગે લઇ લાલ દુધના થોરના દુધમાં સાત દિવસ ઘુંટવું પછી જળયંત્રથી ૨૪ પહોર (૭૨ કલાક) પકાવવું આ કલ્ક સહસ્રવેધી થાય છે આનાથી ત્રાંબુ ચાંદી અને સીસું રંગાય છે સોનું બને છે એ ધાતુઓને પીગળી આ કલ્ક નાખવો. (૨+૪)

हेमकरणम् विधिः—२

एकभागस्तथा सूतो वज्रवल्ल्याथ मर्दितः ।
खल्वे त्रिनेम्याः स्वरसे पञ्चभागसमन्विते ॥
वेत्रयष्ट्या च रागिण्या पीतकल्कं प्रजायते ।
षोडशांशेन दातव्यं द्रुते ताम्रे सुशोधिते ।
जायते प्रवरं हेम शुद्धं वर्णचतुर्दशम् ॥ ५+७ ॥

સોનાનો પ્ર—૨—પારો તોલા ૪ ને ખરલમાં નાખી ત્રણધારી હાંડસાંકળીના ૨૦ તોલા રસમાં ઘુંટવો તે રસ સુકાઇ જાય એટલે તેમાં વજ્રવલ્લીનો હાડસાંકળ ત્રણધારી કે પાંચધારીનો રસ નાખી ઘુંટવો પછી વેત્રયષ્ટી રાંખારલી અથવા નરાખ્ખીનો અને રાગિણી અશોક અથવા મજીઠના રસમાં ઘુંટવો તે પીત કલ્ક (પીળો કલંક) થાય ત્રાંબાને પીગાળી તેમાં સોળમાં ભાગનો કલંક નાખવાથી ચૌદવલું ઉત્તમ સોનું બને છે. ( ૫+૭ )

हेमकरणम् विधिः—३

सुवर्णमाक्षिकं स्वेद्यं कांजिके दिवसत्रयम् ।
चर्मरङ्ग्या रसेनैव मर्दयेद्दिनसप्तकम् ॥
जलेन धौतं तावच्च यावद्धेमनिभं भवेत् ॥ ८ ॥

સોનાનો પ્ર—૩—સુવર્ણમાક્ષિકને સુરકામાં ૩ દિવસ બાફવું પછી ચર્મરંગી (આવળ અથવા ચમાર દુધેલી ) ના રસમાં ૭ દિવસ ઘુંટવું પછી પાણીથી ધોઇ નાખવું તો સોના જેવી ભૂકી છુટી પડે. ( ૮ )

हेमकरणम् विधिः—४

दरदं रोमदेशीयं गोमूत्रेणैव स्वेदयेत् ।
दोलायंत्रे चतुर्यामं पश्चाच्छुद्धतमो भवेत् ॥
मनःशिला पद्मनिभा रक्ता चैव सुशोभना ।
स्वेदिता मुनिपुष्पस्य रसेनैव तु दोलया ॥
याममर्धमितं शुद्धा सर्वकार्येषु योजयेत् ।
नवसारस्तथा सूतः शोधितोऽग्निसहः खलु ॥
समभागानि सर्वाणि मर्दयेन्निम्बुके रसैः ।
मातलुंगरसेनैव कुमारीस्वरसेन च ॥
मूर्यातपे विमर्द्यासौ पाचितो जलयन्त्रके ।
दिनानि त्रीणि तीव्राग्नौ ततस्तदवतारयेत् ॥
शतांशं वेधयेत्तारं शुद्धं हेम प्रजायते ।
जलभेदो यदा न स्यात्तत्र कार्या विचारणा ॥ ९+१४ ॥

**સોનાનો પ્ર—૪—રૂમી** હીંગળાને ડોલાયંત્રમાં ગૌમૂત્રથી ૧૨ કલાક બાફવાથી શુદ્ધ થાય. પછી માણેક જેવી એકદમ લાલ **મનશીલ**ને અગથીયાના ફૂલના રસમાં ડોલાયંત્રથી ૧॥ દોઢ કલાક બાફ આપવાથી શુદ્ધ થાય. પછી બધાં કામમાં વાપરવી. નવસાર અને પારદ પણ શોધેલા અને અગ્નિસહન કરે તેવાં લેવાં ચારે ચાનાં સરખે ભાગે લઇ લીંબુના રસમાં, બીજોરાના રસમાં અને કુંવારના રસમાં ઘુંટવા સુરજને તડકે ઘુંટી પછી જળયંત્રમાં ૩ દિવસ સખત અગ્નિથી પકાવી સ્વાંગશીત થયે કાઢવું પાણીનો અંશ અંદર ન જાય તેમ પેક કરવું. આ કલંક થયો તે ચાંદીને સોમે ભાગે વેધે અને સોનું થાય એટલે ૧૦૦ તોલા ચાંદીમાં ૧ તોલો આ કલંક નાખવાથી સોનું થાય એમાં સંશય નથી. ( ૯+૧૪ )

हेमकरणम् विधिः—५

शिलया मारितं नागं कुमार्याः स्वरसेन च ।
पुटद्वादशयोगेन नागभस्म प्रजायते ॥
शतसंख्यानि वै कुर्यात्पुटान्येवं शरावके ।
कुमार्याः स्वरसेनैव भावयेद्दिनसप्तकम् ॥
पूर्ववत्पुटनं कार्यं शतसङ्ख्यामितं तथा ।
सूतभस्म शिला तालसमं चेन्नागभस्मकम् ॥
त्रिंशद्वनोपलैर्दद्यात्पुटं वाराहसंज्ञितम् ।
अनेन विधिना सम्यक् शतसङ्ख्यानि दापयेत् ॥
पुटान्येवं कृते त्रीणि शतानि द्वादशाधिकम् ।
पश्चाद् दृढे काचमये कूपे द्वात्रिंशयामकम् ॥
वालुकाग्निं प्रदद्याच्च स्वांगशीतं समुद्धरेत् ।
तत्भस्म गृहीतव्यं वेधयेच्छुल्बतारके ॥
शुद्धहेम भवेत्तेन नात्र कार्या विचारणा ।
दृष्टप्रत्ययोगोयं कथितो नात्र संशयः ॥ १५+२१ ॥

**સોનાનો પ્ર—૫—**મનશીલથી મારેલા સીસા ને કુંવારના રસની ૧૨ ગજપુટની ભઠીઓ આપી તૈયાર કરવું. પછી કુંવારના રસમાં ઘુંટી ઘુંટી ૧૦૦ પુટ (ભઠી) આપવી. પછી કુંવારના રસમાં ૭ સાત દિવસ ઘુંટયા કરવું પછી ફરી ઉપર પ્રમાણે કુંવારની ૧૦૦ સો ભઠી આપવી. પછી પારદ ભસ્મ મનશીલ હરતાળ અને ઉપર પ્રમાણેની નાગભસ્મ બધાને સાથે મેળવી કુંવારના રસમાં ઘુંટી ૩૦ ત્રીસ જંગલી છાણાંનો વારાહપુટ આપવો. એ રીતે ફરી ૧૦૦ ભઠી આપવી કુલ ૩૧૨ ત્રણસો બાર પુટ (ભઠી) થયા પછી મજબુત કાચની શીશીમાં નાખી ૩૨ પહોર વાલુકાયંત્રમાં પકાવવું સ્વાંગશીત થયે કાઢી લેવું તત્ભસ્મ ત્રાંબાને અને ચાંદીને રંગે છે આ પ્રયોગ ખાત્રીનો નજરે જેએલો છે. ( ૧૫+૨૧ )

हेमकरणम् विधिः—६

गोमूत्रे काञ्जिके चाथ कुलत्थे वासरत्रयम् ।
ताप्यकं स्वेदयेत्पश्चाल्लोहपात्रे प्रमर्दयेत् ॥
तप्तखल्वेन संमर्द्य सेचयेन्निंबुजद्रवैः ।
सैंधवं दापयेत्पश्चाच्चतुर्थांशं विशेषतः ॥
भागैकं ताप्यकं सूताद्भागांस्त्रीनेव कारयेत् ।
मर्दयेन्निंबुनीरेण शुद्धवस्त्रेण गालयेत् ॥
वस्त्रे लग्ना तु या पिष्टी ग्राहयेत्तां भिषग्वरः ।
एवं कृते द्वित्रिवारं ताप्यसत्त्वं ग्रसेद्रसः ॥
पिष्ट्या गोलस्तु कर्तव्यो मूषायां ध्मापयेत्सुधीः ।
इन्द्रगोपनिभं ग्राह्यं ताप्यसत्त्वं सुशोभनम् ॥
हीनवर्णसुवर्णेपि गद्याणे वल्लमात्रकम् ।
तुत्थकं वल्लमात्रं च दत्वा हेम प्रगालयेत् ॥
तत्सुवर्णस्य पत्राणि कार्याण्येवं प्रलेपयेत् ।
तुत्थकं बीजपूरस्य रसेनापि प्रमर्दयेत् ॥
गैरिकेण समं कृत्वा हेमपत्राणि लेपयेत् ।
मन्दवह्नौ च प्रपुटेत् द्वित्रिवारं प्रयत्नतः ॥
कुङ्कुमाभं सुवर्णं हि जायते नात्र संशयः ।
वार्तिकेन्द्राः कुरुध्वं हि सत्यं गुरुवचो यथा ।
द्वौ वर्णौ वर्धते सम्यक् नात्र कार्या विचारणा ॥ २२+३१ ॥

સોનાનો પ્ર—૬—પ્રથમ ગોમૂત્રમાં પછી સુરકામાં પછી કળથીના ઉકાળામાં એમ ત્રણ પ્રહર એક દિવસ સુવર્ણ માક્ષિકને બાફી પછી લોઢાની તપ્ત ખરલમાં નાખી ઘુંટવું અને તેમાં લીંબુનો રસ નાખવું જવું અને ઘુંટવા કરવું પછી ચોથા ભાગનું સીંધાલુણ નાખી ઘુંટવું પછી ૧ ભાગ એ સુવર્ણ માક્ષિકમાં ૪ ભાગ પારો નાખી લીંબુના રસમાં ઘુંટી ચોખા ધોળા કપડાથી ગાળવું કપડામાં જે પિટી રહી જાય તે લઇ લેવી એમ ૨-૩ વખત કરવાથી સુવર્ણ માક્ષિકના સત્વને પારદ ગળી જાય છે. પછી એ પિટીનો ગોળો કરી મુસમાં ધમવું તે ઇન્દ્રગોપ જીવડાના જેવા લાલ રંગનું સત્વ નીકળશે પછી હલકું સોનું ૧ તોલો, ૨ વાલ એ સુવર્ણ માક્ષિકનું સત્વ, ૨ વાલ મોરથુથુ નાખીને મુસમાં નાખી ગાળવું ઢાળીયો પાડી પછી એ સોનાનાં પત્રાં કરવાં પછી મોરથુથુ અને ગેરૂને બીજોરાના રસમાં ઘુંટી એ સોનાનાં પત્રાં પર ચોપડવું પછી મંદાગ્નિથી પકાવવું ૨-૩ વખત પકાવવાથી એ સોનું કેશરી રંગનું ચોખ્ખું થાય છે કે કિમિયાગરો આ પ્રયોગ કરો ગુરુનું વચન છે આ પ્રયોગથી બે વલો રસ સોનામાં વધે છે એટલે ટંચ તો સોનાનું વધી જાય છે. ( ૨૨×૩૧ )

हेमकरणम् विधिः—७

शुद्धं ताम्रं ताप्यचूर्णेन तुल्यं द्राव्यं पश्चाद् ढालयेल्लाकुचे हि ।
गन्धाच्चूर्णं ताप्यताम्रावशेषं कृत्वा दद्याद्वल्लकं हीनवर्णे ॥३२॥
वर्णोत्कर्षो जायते तेन सम्यक् सत्यं प्रोक्तं नन्दिना कौतुकाय ॥

સોનાનો વાન વધારવાનો પ્ર—૭—ત્રાંબામાં સરખે ભાગે સુવર્ણમાક્ષિકનો ભૂકો નાખી ગાળવું પછી ગોદડીયાં લીંબુના રસમાં ઢાળવું એ તાપ્યતામ્ર કહેવાય છે પછી ગંધક અને ઉપર પ્રમાણે પકાવેલું તાપ્ય તામ્ર બેઇ એક એક વાલ હલકા સોનાને ગાળી નાખવું તો વાન વધે છે નંદી નામના સિદ્ધ પુરૂષે કૌતુક માટે આ સાચો પ્રયોગ બનાવ્યો છે. ( ૩૨ )

हेमकरणम् विधिः ८

ताप्यं नागं गन्धकं सूतराजो हिंगूलं वै हेम शुद्धं शिला च ।
चूर्णं कृत्वा निक्षिपेत्काचकूप्यामापूर्यान्ते स्वे रसैः शाकजैर्वा ॥
अग्निं दद्याल्लावकाख्ये पुटे च शुद्धः कल्को जायते षष्टिसंख्यैः ।
शुद्धं तारं वेधितं वल्लकेन गद्याणं वै जायते शुद्धहेम ॥३३–३४॥

સોનાનો પ્ર—૮—સુવર્ણમાક્ષિક સીસું ગંધક પારો હિંગળો ચોખું મોટચનું સોનું મનશિળ બધાનો ભૂકો કરી અગન શીશીમાં નાખવું પછી તે બધું બુડે એટલો શાગનો રસ શીશીમાં રેડવો અને લાવક નામના નાના પુટની ભઠી આપવી એ રીતે ૬૦ સાઠ ભઠી આપવાથી કલ્ક (કલંક) થાય ચોખી ચાંદી ૧ ગદીયાણામાં ૧ આ કલંક ૧ વાલ નાખવાથી ચોખું સોનું થાય છે. ( ૩૩×૩૪ )

हेमकरणम् विधिः ९

अहिरिपुमदितुल्यं सारितं सूतराजे
बलिरसगिरिचूर्णैः कान्तपात्रे सुदग्धम् ॥
सुविहितफणिभागैर्हेमगर्भेण बद्धो
भुजगजितरसेन्द्रो वेधयेल्लक्षवेधी ॥ ३५ ॥

સોનાનો પ્ર—૯—અહિરિપુ ગંધિસો એર-હરિમેદ અથવા મનશિળ અથવા કાકુંદર અને સીસું પારદમાં મેળવું પછી તેમાં ગંધકનો ભૂકો અને સોનાગેરૂ મેળવી કાંતલોહના પાત્રમાં નાખી પકાવવું એમ સીસાની અને સોનાના યોગથી બાંધેલો અને સીસાથી જીતાયેલો પારદ લક્ષ વેધી થાય છે ( આ પ્રયોગ અસ્પષ્ટ છે અહિરિપુ શબ્દનો બીજો કોઇ અર્થ થાય છે કે કેમ તે વિચારવા જેવું છે તેમ બીજી ક્રિયા ગોટાળાવાળી છે. ) ( ૩૫ )

हेमकरणम् विधिः १०

द्वौ भागौ शुद्धताम्रस्य द्वौ भागौ शुद्धहेमजौ ।
चतुर एव भागांश्च शुद्धतारस्य कारयेत् ॥

अष्टौ भागाः प्रकर्तव्या रसकस्य प्रयत्नतः ।
अन्धमूषागतं ध्मातं द्रावितं हेम जायते ॥ ३६+३७ ॥

સોનાનો પ્ર—૧૦—ચોખું ત્રાંબું ૨ ભાગ, ચોખું સોનું ૨ ભાગ, ચોખી ચાંદી ૪ ભાગ, રસક (ખાપરીયું કે જસત) ૮ ભાગ બધાને અંધ મુસમાં ધમાવી ગાળવું તો એ બધું સોનું થઇ જાય છે.

हेमकरणम् विधिः—११

विदितागमसंद्धैर्हि पुटे पक्वं कनीयसि ।
त्रिगुणं चूर्णनिर्बद्धं तारमायाति काञ्चनम् ॥ ३८ ॥

સોનાનો પ્ર—૧૧—શાસ્ત્રજ્ઞોયે નાના પુટમાં પકવેલું અને ત્રણ ગણે વજને ચુનાથી બાંધેલું રૂપું સોનું બની જાય છે. (આનો કાંઇ અર્થ મળતો નથી આવતો) (૩૮)

हेमकरणम् विधिः—१२

पारदं पलमेकं तु प्रस्थार्धं शुद्धगन्धकम् ।
किंशुपत्ररसेनैव रसैर्वा पुष्पसंभवैः ॥
सूर्यातपे मर्दयेद्धि षण्मासावधिमात्रकम् ।
षोडशांशेन रजतं विध्यते नात्र संशयः ।
सप्तवर्णं भवेद्धेम हट्टविक्रययोग्यकम् ॥ ३९+४१ ॥

સોનાનો પ્ર—૧૨—પારદ તોલા ૪, શુદ્ધ ગંધક તોલા ૩૨ આ બેઇ ને સાથે ઘુંટી ખાખરાના પાનના રસમાં અથવા કેસુડાનાં રસમાં સુરજને તડકે ૭ મહિના સુધી ઘુંટ્યા કરવું એટલે આ કલંક તૈયાર થાય છે આ કલંક સોળગણી ચાંદીને રંગે છે. ૪ તોલા ચાંદીને ગાળી તેમાં ૦ા તોલો આ કલંક નાખવાથી સાતવર્ણું સોનું થાય છે. (૩૯×૪૧)

हेमकरणम् विधिः—१३

पारदं गंधकं शुल्वं माक्षिकं तुत्थकं तथा ।
रसकं दरदं स्वर्णगैरिकं नवसादरम् ॥
सूरक्षारं शिलां चैव समभागानि मर्दयेत् ।
तदर्धं रसकं मुक्त्वा वज्रमूषे निरुंधयेत् ॥
यथाधूमो न निर्गच्छेत्तथा मुद्रां प्रदापयेत् ।
तोलमेकं सुवर्णं हि जायते नात्र संशयः ।
घटिकानुर्यमात्रं हि ध्मापयेत्सततं भिषक् ॥ ४२+४५ ॥

સોનાનો પ્ર—૧૩—પારદ ગંધક ત્રાંબુ સુવર્ણમાક્ષિક ગેરુગુ રસક ખાપરીયું અથવા જસત હિંગળો સોનાગેરુ નવસાર સુરોખાર મનશીલ બધાં સરખે ભાગે લઇ ઘુંટી વજ્ર મુસામાં બધાં નાખી બધાંથી અરધુ રસક મુસને મોઢે ઢાંકી પછી ધુંવાડો બહાર ન જાય તેમ મુસને

કપડ માટી કરી પેક કરવી પછી તે મુસને ૪ ઘડી ધમણથી ધમીને અગ્નિ આપવે। તો એક તોલો સોનુ તૈયાર થાય. ( ૪૨×૪૫ )

हेमकरणम् विधिः—१४ वर्ण वित्रर्धन

स्वल्पवर्णसुवर्णस्य गद्याणैकस्य मुद्रिका ।
माक्षिकं रसकं तुत्थं गैरिकं नवसादरम् ॥
सुरसारं सदरदं टङ्कणेन समन्वितम् ।
मर्दयेत्तद्वयं कुर्यात् कासमर्दप्रसूनकैः ॥
स्त्रीदुग्धेन च संमर्द्य लेपयेत्तेन मुद्रिकाम् ।
सोरक्षारं सदरदं टंकणेन समन्वितम् ॥
सैंधवस्य च भागैकमिष्टिकाभागयुग्मकम् ।
स्थालिकायन्त्रमध्यस्थं मध्ये संस्थाप्य मुद्रिकाम् ॥
यामत्रितयपर्यन्तं वह्निं कुर्यात्प्रयत्नतः ।
स्वांगशीतं ततः कृत्वा मुद्रिकां तां समुद्धरेत् ।
वेदवर्णास्तु संचयाद्वर्धते नात्र संशयः ॥ ४६+५० ॥

સોનાનો પ્ર—૧૪—હલકા દસ કે બારવલા સોનાની એક અધિયાણાની વીંટી કરવી પછી સુવર્ણમાક્ષિક રસક મોરથુથુ નવસાર સોનાગેરૂ સુરોખાર હિંગળો ટંકણ દરેક બબ્બે વાલ કાસમર્દ–કાસીંદરીના ફુલના રસમાં અને સ્ત્રીના ધાવણમાં ઘુંટી વીંટી પર ચોપડવું પછી સુરોખાર હિંગળો ટંકણ સિંધાલુણ પ્રત્યેક એક એક ભાગ અને ઈંટનો ભૂકો ૨ ભાગ અથવા સિંધાલુણ એકલાનો ૧ ભાગ અને ઈંટના ભુકાના ૨ ભાગ સાથે મેળવી સ્થાલિકા યંત્રમાં પાથરી તેના પર ઉપલી વીંટી મુકી ૯ કલાકને અગ્નિ આપે તો વાન વધે એટલે દસ વલાની વીંટી હોય તો બાર વલાની થઇ જાય. ( ૪૬×૫૦ )

हेमकरणम् विधिः—१५

घोषाकृष्टं तु यत्ताम्रं रजतेन समन्वितम् ।
तीक्ष्णचूर्णं सदरदं घृष्टं कन्यारसेन वै ॥
पश्चाद्विधेया गुटिकाः सूक्ष्माश्चैवाढकीसमाः ।
तापित्वा द्राविते द्रव्ये सर्वं ताम्रं तु संक्षिपेत् ॥
रूप्यमानं समुत्तार्य समहेम्ना च गालयेत् ।
जायते दशवर्णं तु सत्यमेतदुदीरितम् ॥ ५१+५२ ॥

સોનાનો પ્ર—૧૫—પીતળમાંથી કાઢેલું ત્રાંબુ, ચાંદી તીક્ષ્ણલોહનો ભુકો હિંગળો બધાને કુંવારના રસમાં ઘુંટી તેની ચણોઠી જેવડી કરી પછી ગાળેલી ધાતુ........માં તે નાખવું એક પછી એક નાખતું જવું બધું ત્રાંબુ બળી જાય અને ચાંદી બાકી રહે ત્યારે ઉતારવું

તેને ૩૦ અડાયાં છાણાંની ભઠ્ઠીમાં પકાવવી એ રીતે ૨૦ પુટ ભઠ્ઠી આપવી પછી ૪ તોલા ચાંદીને ગાળી તેમાં આ ભસ્મ ૦। તોલો નાખવાથી તેને વેધી સાનવનું સોનું બનાવે છે. ( ૫૮×૬૦ )

हेमकरणम् विधि.—२०

सूतको द्विपलः कार्यः सुम्बिलश्च चतुष्पलः ।
चतुष्टंकमिता कार्या स्फटिकी निर्मला शुभा ॥
वृश्चिकाक्षीरसे घृष्ट्वा दिनमेकं तु वर्तिकैः ।
पश्चाच्च शोषयेत्सर्वं यन्त्रे डमरुके न्यसेत् ॥
गैरिकं स्थापयेत्पूर्वं खटिकां च तयोपरि ।
तन्मध्ये गर्तकं कृत्वा गर्तके नवसादरम् ॥
टङ्कमानं प्रकर्तव्यं तस्योपरि च सूतकम्
सूतकोपरि सारं हि पूर्वोक्तं टंकमानकम् ॥
मुद्रां कृत्वा शोषयित्वा पश्चाच्चुल्यां निवेशयेत् ।
अग्निं कुर्यात्प्रयत्नेन यामषोडशमात्रकं ॥
स्वांगशीतं समुत्तार्य ऊर्ध्वस्थं तु ग्राहयेत् ।
पश्चात्खल्वे निधायाथ वृश्चिकाल्या प्रमर्दयेत् ॥
काचकूप्यां क्षिपेत्सर्वं कूपीं वालुकायन्त्रके ।
वह्निं द्वादशभिर्यामैः कुर्याच्छीतं समाहरेत् ॥
वल्लमात्रं ततो दद्यात्सार्धटंके सुताम्रके ।
दृष्टप्रत्ययोगोयं नाथसुंदरभाषितः ॥ ६१+६८ ॥

સોનાનો પ્ર—૨૦—પારદ તોલા ૮, સોમલ તોલા ૧૬, ફટકડી તોલો ૧ એ બધાને વીછીડાના રસમાં એક દિવસ ઘુંટી ગોળો વાળી સુકાવવો. એક ડમરૂ યંત્રની હાંડલીમાં તળે સોનાગેરૂ પાથરવો તેના પર ધોળી ખડી માટી પાથરવી પછી તેમાં ખાડો કરી તે ખાડામાં ૦। તોલો નવસાર નાખવો તેના પર ઉપરનો પારાવાળો ગોળો મુકવો ગોળા ઉપર ફરી ૦। તોલો નવસાર નાખવો પછી મુદ્રા દઈ તેના પર બીજી હાંડલી ઉંધી વાળી ડમરૂયંત્ર કરી કપડ માટીથી સાંધા છાંદી લઈ ચુલે ચડાવી ૪૮ કલાક અખંડ અગ્નિ આપવો. સ્વાંગશીત થયે ઉતારી ઉપલી માટલીમાં ઉડીને ચોટેલી ભસ્મ લઈ લેવી પછી તેને ખરલમાં નાખી ફરી વીછીડાના રસમાં ઘુંટી કાચની શીશીમાં નાખી વાલુકા યંત્રમાં ૩૬ કલાક પકાવવું સ્વાંગશીત થયે ઉતારવું. ૭ આની ભાર શોધેલા ત્રાંબાને ગાળી એમાં ૧ વાલ આ ફાંક નાખવો તો સુવર્ણ થાય. આ પ્રયોગ નજરે જોઈ ખાત્રીથી કહેલો છે રસસિદ્ધ સુંદરનાથનો કહેલો છે. ( ૬૧×૬૮ )

रौप्यकरणम् विधिः—१

लोहचूर्णं पलमितं सुमलक्षारमभ्रकम् ।
टंकणं शाणमानं हि तैलेनैरण्डजेन वै ॥
घर्षयेद्घटिकायुग्मं गोलं कृत्वा धमेत्ततः ।
भस्त्रया ध्मापयेत्सम्यक् लोहं रसनिभं भवेत् ॥
तल्लोहं त्रिगुणं चैव रसकं कारयेत्सुधीः ।
लोहं च रसकं पश्चाद्गालितं वज्रमूषया ॥
लोहशेषं समुत्तार्थ ताम्रे दद्याच्च वल्लकम् ।
गद्याणके भवेत्तारं तत्तारं शुद्धतारके ।
अर्धभागे भवेच्छुद्धं तारं दोषविवर्जितम् ॥ ६९+७३ ॥

રૂપાનો પ્ર—૧—ગજવેલ્યનો ભૂકો તોલા ૪, સોમલ ધોળો અભ્રક ધોળા અને ટંકણખાર દરેક ના તોલો લઇ એરંડીયા તેલમાં ૨ ઘડી ઘુંટી ગોળો વાળી ધમણથી ધમવું ગજવેલનો રસ થાય એટલે ઢાળીયો પાડવો પછી એ લોઢાથી ત્રણ ગણું રસક (જસત) લઇ બન્નેને ગાળવું જસત બળી જાય અને ગજવેલ બાકી રહે એટલે ઢાળીયો પાડી નાખવો પછી ચોખ્ખું ત્રાંબુ તોલો ૧ અને ઉપલી ગજવેલ ૨ વાલ લઇ બન્નેને સાથે ગાળવું તો રૂપું થાય તેમાં અરધો તોલો ચોખ્ખી ચાંદી મેળવી ગાળવાથી બધી ચોખ્ખી ચાંદી થાય છે. (આ પ્રયોગમાં सुमलक्षारमाभ्रकं આવો પણ પાઠ છે તે સ્વીકારીયે તો સોમલ તથા અભ્રકને બદલે આમલસારો ગંધક એવો અર્થ થાય રૂપાના પ્રયોગમાં ઘણે ભાગે ધોળો અભ્રક વપરાય છે તેથી અમે सुमलक्षारमभ्रकं આવો પાઠ સ્વીકાર્યો છે) (૬૯×૭૩)

रौप्यकरणम् विधिः—२

खण्डं कर्षप्रमाणं हि सुमलक्षारकस्य हि ।
वेष्टितं नरकेशेन द्रुते नागे निमज्जितम् ॥
निर्वापितं निम्बुजले चैकविंशतिवारकम् ।
द्रुते शुल्बस्य गद्याणे रक्तिकापञ्चमात्रकम् ॥
कल्कं दद्यात्प्रयत्नेन तारवर्णं प्रजायते ।
गद्याणे चतुरो वल्लान् रूप्यं दत्वा प्रगालयेत् ।
जायते रुचिरं तारं सत्यमेतदुदीरितम् ॥ ७४+७६ ॥

રૂપાનો પ્ર—૨— એક તોલા વજનનો પીળો ગંધિયા સોમલનો એક કટકો લઇ તેની ચારે કોર પુરૂષના વાળ વીંટી ગાળેલા સીસામાં બુડાડવું પછી તુરતજ બહાર કાઢી લીંબુના રસમાં બુઝાવવું. ફરીવાર બીજાવાળ વીંટી સીસામાં બુડાડી લીંબુ રસમાં બુઝાવવું એમ ૨૧ વખત કરવું દરેક વખતે મેવાળા નવા નવા લેવા અને સીસું પણ નવું નવું લેવું પછી ૧ ગદીયાણા ત્રાંબાને ગાળી તેમાં ૫ રતી એ કલ્ક નાખવું તો રૂપાના જેવા રંગનું થાય પછી તેમાં ૪ વાલ રૂપું નાખી ગાળવાથી ઉત્તમ રૂપું થાય. (૭૪×૭૬)

रौप्यकरणम् विधि—३

शुद्धं सुवर्णनामानं पलान्यष्टौ प्रकल्पयेत् ।
गोजिह्वारससंमिश्रं दिनमेकं प्रमर्दयेत् ॥
निम्बूरसेन धूर्तेन काकमाचीरसेन वै ।
भृङ्गस्य रसेनैव दिनमेकं प्रमर्दयेत् ॥
अर्कदुग्धेन वै भाव्यं तैलेनैरण्डजेन च ।
यवमात्रां गुटीं कृत्वा विशोष्य चातपे खरे ॥
काचकूप्यां विनिक्षिप्य मुद्रयेत्कूपिकामुखम् ।
संस्थाप्य वालुकायन्त्रे पचेत्षोडशयामकम् ॥
स्वांगशीतं समुत्तार्य ग्राह्यं सत्त्वं तदूर्ध्वगम् ।
सत्त्वं गद्याणमेकं तु तन्मात्रं तारसंपुटम् ॥
सूतं गद्याणकं स्वच्छं टङ्कणं वल्लपञ्चकम् ।
सूतमात्रं क्षारसत्त्वं सर्वं चैकत्र मर्दितम् ॥
खरसेन तु केतक्या गोलं कृत्वा विशोषितम् ।
तारसंपुटमध्ये तु धारितं तं च गोलकम् ॥
पश्चात्ताम्रकृता मूषामष्टवल्लमितां शुभाम् ।
शरावसंपुटस्यान्तर्धारयेत्तदनन्तरम् ॥
धान्याभ्रं तुल्यं पङ्केन कृत्वा श्रावं तु पूरयेत् ।
वाराहाख्यपुटैकेन जायते रूप्यकं उत्तमः ॥
ताम्रं डाढशवल्लं हि रूप्यं वल्लद्वयं तथा ।
वंगं वल्लमितं शुद्धं सर्वमेकत्र गालयेत् ॥
चतुर्गुञ्जाप्रमाणं हि दापयेन्मतिमान् भिषक् ।
जायते प्रवरं तारं सत्यमेतदुदीरितम् ॥ ७७+८७ ॥

રૂપાનો પ્ર—૩—શુદ્ધિયો સોમલ તોલા ૨૦ લેવો ખોપરીના રસમા, લીંબુના રસમા, ધતુરાના રસમા પીલુડીના રસમા એક એક દિવસ ઘુંટવો પછી એક દિવસ આકના દુધમા અને એક દિવસ દેવી એરંડીઆ તેલમા ઘુંટી જવ જેવડી ગોળીયો કરી આકરે તડકે સુકવી આતશી શીશીમા નાખી શીશીનું મોં બંધ કરવુ પછી વાલુકાયંત્રમા ૧૬ પહોર પકાવવુ સ્વાંગશીત થયે તેમાથી સત્વ લઈ લેવુ

એની ગોળી ૧ ગદીયાણુ ની કરી તે કડાઈમા રૂપુ સત્વ ૧ ગદીયાણે, ૨૬ પારો ૧ ગદીયાણો ક્ષાર સત્વ ૧ ગદીયાણો (આ ક્ષારસત્વ નામની કોઈ વસ્તુ અ. ગ્રન્થમાં કે કોઈ જગાએ બનાવવાનુ આ પુસ્તકમા લખ્યુ નથી એટલે અ. ક્ષારસત્વ એટલે સુહાગ

કાયમ કરેલો લેવો એક સમજાય છે ) અને ટંકણ ૫ વાલ બધાંને કેતકીના રસમાં ઘુંટી ગોળી વાળી ચાંદીની ડાબલીમાં નાખી પછી ૮ વાલ ત્રાંબાની મુસ કરી તેમાં એ ડાબલી નાખી પછી ગારો અને ધાન્યાભ્ર સરખે ભાગે લઇ તેનો ગોળો કરી તેમાં એ ત્રાંબાની મુસ વાળો ગોળો વચમાં મુકી તે ગોળાને શરાવસંપુટમાં મુકી કપડમાટી કરી વારાહ પુટની ભઠી આપવી તો ઉત્તમ કલ્ક (કલંક) થાય છે. પછી ૧૨ વાલ ત્રાંબુ, ૨ વાલ રૂપું, ૧ વાલ કલઇ ત્રણેને સાથે ગાળી તેમાં ૪ ચણોઠી ભાર ઉપલો કલંક નાખવાથી ઉત્તમ ચાંદી થાય છે આ પ્રયોગ સાચો છે ( ७७×८७ )

रौप्यकरणम् विधिः—४

अस्थिभक्षमलवंगमारितं तालकाभ्रविषमूतटंकणम् ।
वज्रिभानुपयसा सुभावितं स्यान्नरेन्द्र शुभतारपर्वतम् ॥

**રૂપાનો** પ્ર—૪—ગરૂખનાં લીંડાથી મારેલી કલઇ, હરતાળ, અભ્રક, વિષ ( વચ્છનાગ કે સોમલ ) પારો ટંકણ બધાંને ડાંડલીયા થોરનાં દુધની અને આકડાનાં દુધની ભાવના દઇ ઉપયોગ કરવાથી રૂપાના ડુંગર કરી શકાય છે ( આ પ્રયોગ ઉત્તમ છે પણ સંભ્રમવાળો છે એ ભાવના દીધેલી વસ્તુ કલઇમાં નાખવી કે ત્રાંબામાં કે બીજી ધાતુમાં કેટલા પ્રમાણમાં નાખવી વગેરે વાતનો ખુલાસો નથી પણ અનુભવ લેવાથી કાંઇ રસ્તો નીકળે ખરો ). ( ८८ )

रौप्यकरणम् विधिः—५

वंगं तालकमभ्रकं शशिरसं तीक्ष्णं विषं टंकणं ।
त्रैवारेण च मूकमूषधमितं विन्दन्ति चन्द्रप्रभम् ॥
आरं द्वादशभागमष्टरविणो बीजं चतुर्थांशकम् ।
भूगण्डादिसमस्तदोषरहितं श्रीपूज्यपादोदितम् ॥ ८९+९० ॥

**રૂપાનો** પ્ર—૫—કલઈ, હરતાળ, અભ્રક, રૂપું, પારો, ગજવેલ, વિષ-સોમલ કે વચ્છનાગ, ટંકણ એ બધાને અંધમુસમાં ૩ વખત પકાવવાથી ચંદ્રની કાંતિ જેવી ધાતુ થાય પછી પીતળ ૧૨ ભાગ, ત્રાંબું ૮ ભાગ અને બીજ-ઉપર કરેલી ધાતુ બનેની ચતુર્થાંશ લઇ સાથે ગાળવાથી બધા દોષ વિનાનું ચોખું રૂપું થાય એમ પૂજ્યપાદ ગુરૂએ કહેલું છે. (८९+९०)

रौप्यकरणम् विधिः—६

पारदस्य त्रयो भागा भागैकं रजतस्य हि ।
निम्बूरसेन संमर्द्य पिष्टीं कृत्वा प्रयत्नतः ॥
कांजिकेन तु तां पिष्टीं स्तम्भयेद्वासरत्रयम् ।
सारयेद्वंगमध्ये तु सूतकं तदनंतरम् ॥
सारितं सूतकं तेन तालसत्त्वेन साधयेत् ।
तेन वेध्यं द्रुतं ताम्रं षोडशांशेन यत्नतः ।
जायते प्रवरं तारं चंद्रनक्षत्रसन्निभम् ॥ ९१+९४

રૂપાનો પ્ર—૬—પારો ૩ ભાગ, ચાંદી ૧ ભાગ લીંબુના રસમાં ઘુંટી પિટી કરી એ પિટીને સુરકામાં ૩ દિવસ પકાવી થંભાવવી પછી કલઈમાં પારાને પાવો પછી એ પારાને હરતાળના સત્વથી સિદ્ધ કરવો તેનાથી સોળગણું ત્રાંબુ વેધવું ચંદ્ર અને નક્ષત્ર જેવું ચળકતું રૂપું થાય. આ પ્રયોગની ક્રિયામાં ગોટાળો છે. ( ૯૧+૯૪ )

रौप्यकरणम् विधिः—७

मृतकस्य त्रयो भागा वंगं भागद्वयं तथा ।
मर्दयेद्दिनमेकं तु कांजिकेन समन्वितम् ॥
सर्वेभ्यस्त्रिगुणेनाथ मृम्बल्लेन प्रमर्दयेत् ।
स्नुह्यर्कदुग्धेन समं भावयेद्वासरत्रयम् ॥
यवप्रमाणां गुटिकां रवितापेन शोषिताम् ।
काचकूप्यां निधायाथ वह्निं कुर्यात्प्रयत्नतः ॥
यामषोडशपर्यंतं वालुकायंत्रके पचेत् ।
स्वांगशीतं समुद्धृत्य चोर्ध्वगं सत्त्वमाहरेत् ॥
षोडशांशेन शुल्वं हि कुन्तवेधेन वेधयेत् ।
जायते प्रवरं तारं हट्टविक्रययोग्यकम् ॥ ९५+९९ ॥

રૂપાનો પ્ર—૭—પારો ૩ ભાગ, કલઈ ૨ ભાગ, સુરકામાં ૧ દિવસ ઘુંટી પછી તેમાં ૧૫ ભાગ શંખીયો સોમલ નાખી ડાંસલીયો થોરના અને આકડાના દુધમાં ૩ દિવસ સુધી ઘુંટવું પછી જવ જેવડી ગોળાયો કરી સુરજને તડકે સુકાવવી અમન શીશીમાં તે ગોળાયો નાખી વાલુકાયંત્રમાં મુકી ૧૬ પહોર અગ્નિ દેવો. સ્વાંગશીત થયે કાઢી ઉપર ચોંટેલું સત્વ લઈ લેવું ૧૬ તોલા ત્રાંબાને ગાળી તેમાં ૧ તોલો આ સત્વ કુંત વેધથી વેધવું બજારનાં વેચવા જેવું ઉત્તમ રૂપું થાય ( ૯૫+૯૯ )

रौप्यकरणम् विधिः—८

पलाष्टमात्रं तालं तु द्विकर्षप्रमितं रसम् ।
निम्बूरसेन संमर्द्य वासरैकं प्रयत्नतः ॥
पश्चात्तं मर्दयेद्धीमान् तैलैरेरण्डजैर्न वै ।
वालुकायन्त्रमध्यस्थं पचेद्यामांस्तु षोडश ॥
पश्चात्सत्त्वं समुद्धृत्य मर्दयेदेकवासरम् ।
अतसीतिलतैलेन काचकूप्यां निधापयेत् ॥
पूर्ववत्पाचयेद् वह्नौ स्वांगशीतं समुद्धरेत् ।
अनेनैव प्रकारेण पुनरेवं तु कारयेत् ॥
कूपीतलस्थितं सत्त्वं ग्राह्यं चेत्प्रवरं सदा ।
षोडशांशेन शुल्वस्य वेधं कुर्यान्न संशयः ॥ १००+१०४ ॥

રૂપાનો પ્ર—૮—હરતાળ તોલા ૩૨, પારો તોલા ૨, એક દિવસ લીંબુના રસમાં ઘુંટી સુકાવી પછી દેશી એરંડીયાં તેલમાં ઘુંટી અગન શીશીમાં નાખી વાલુકા યંત્રમાં ૧૬ પોર પકાવવું સ્વાંગશીત થયે સત્વ કાઢી લઇ અળશીના તેલમાં એક દિવસ ઘુંટવું પછી અગન શીશીમાં નાખી ૧૬ પોર પકાવવું ફરીને અળશીના તેલમાં ઘુંટી પકાવવું શીશીને ગળે ન ઉડતાં તળે રહે ત્યાંસુધી પકાવવું એ ઉત્તમ સત્વ થયું. ૧૬ તોલા ત્રાંબાને ૧ તોલો આ સત્વ વેધે છે રૂપું કરે છે ( ૧૦૦×૧૦૪ )

रौप्यकरणम् विधिः—९

पारदं टंकमानं तु लवणं द्विगुणं तथा ।
खल्वे विमर्दयेत्तावद्यावन्नष्टो रसो भवेत् ॥
ताम्रं गद्याणकं शुद्धं वंगं वल्लमितं कुरु ।
द्रुते ताम्रेथ लवणं सूतकेन समन्वितम् ॥
मापमात्रं प्रदातव्यं चतुर्थांशेन रूप्यकम् ।
तद्रूप्ये मर्दितं सूतं क्षेप्तव्यं जलयन्त्रके ।
तत्त्रयोदशकं रूप्यं जायते नात्र संशयः ॥ १०५—१०८ ॥

રૂપાનો પ્ર—૯—પારો તોલો ०।, લવણ મીઠું તોલો ०॥ પારો અદશ્ય થતાં સુધી ઘુંટવું. પછી ત્રાંબુ ૧ ગદિયાણું, કલઇ ૧ વાલ મુકી ગાળવું ગળી જાય એટલે તેમાં ઉપર પ્રમાણે મીઠું તથા પારાનું મિશ્રણ ૧ માસો નાંખવું અને ચોથા ભાગનું રૂપું નાખવું સાથે બરાબર ગાળવાથી રૂપું થાય તે રૂપાને પીગાળી ઘુંટેલો પારો જળયંત્ર દ્વાર નાખવો તો તેરવણું રૂપું થાય. ( ૧૦૫×૧૦૮ ) ( આ પ્રયોગ મેળ ખાય તેવો નથી. )

रौप्यकरणम् विधिः—१०

तालेन निहतं वंगं तद्वंगेन तु रूप्यकम् ।
पचेद्यामाष्टकं सम्यक् कल्क एवं प्रजायते ।
वल्लं गद्याणके दद्याद्वंगं स्तम्भयते ध्रुवम् ॥ १०९ ॥

રૂપાનો પ્ર—૧૦—હરતાળથી મારેલી કલઇ તે કલઇ વડે રૂપાને ૮ પહોર પકાવવાથી સારો કલ્ક થાય તે ૧ ગદીયાણા કલઇમાં દેવાથી કલઇનું પાણી શોષે (૧૦૯)

रौप्यकरणम् विधिः—११

दरदं खण्डशः कृत्वा टंकत्रयमितं पृथक् ।
वज्रीक्षीरेण तस्त्वेधं दोलायंत्रेण वार्तिकैः ॥
तारचूर्णं समं लेप्यं लुंगतोयसमं तथा ।
गोवरैः पाचयेत्स्वल्पमेवं द्वादशयामकम् ॥
पिष्टिस्तम्भो भवेत्तेन पश्चात्ताररजः पृथक् ।
कुर्याद्दरदखण्टेन समं सीसं च दापयेत् ॥

गालयेन्मूषिकामध्ये शीतं कृत्वा तु खोटकम् ।
भस्म मूषोपरि न्यस्य ध्मापयेच्च शनैः शनैः ।
शुद्धशंखनिभं रूप्यं निष्कमात्रं हि निःसरेत् ॥ ११०+११४ ॥

રૂપાનો પ્ર—૧૧—પોણો તોલો હીંગળાના નાના કટકા કરવા પછી ડાંડલીયા થોરના દુધમાં દોલાયંત્રથી પકાવવું. પછી રૂપાનો ભુકો સરખે ભાગે લઇ બીજોરાના રસમાં ઘુંટી ચોપડી ૧૨ પહોર સુધી અડાયાથી પકાવવું તો પિષ્ટિ સ્તંભ થાય. પછી રૂપાનો ભુકો જુદો કરી હીંગળાના કટકા સાથે સીસું દઇ મુસમાં નાખી ગાળવું ઢાળીયો કરવો પછી ભસ્મની મુસમાં નાખી ધીમે ધીમે ધમાવવું તો શંખના જેવા રંગનું ઉત્તમ રૂપું થાય. ( આ પ્રયોગ કોઇ મેળ વિનાનો પાઠમાં કોઇ ફેરફાર થયો હોય એમ લાગે છે હિંગળાને દોલાયંત્રમાં કેટલો વખત પકાવવું રૂપાના ભુકા બરોબર શું લેવું પછી રૂપાનો ભુકો શેનાથી જુદો કાઢી લેવો પછી હીંગળાના કટકા અને સીસું શેમાં નાંખવું સીસું કેટલું લેવું વગેરે હકીકત ગોટાળા વાળી છે. ) ( ૧૧૦+૧૧૪ )

रौप्यकरणम् विधिः—१२

द्विपलं शुद्धसूतं च द्विपलं रसकस्य च ।
तालकं च पलद्वंद्वं सुर्मिलं युग्ममात्रकम् ॥
कूप्यामारोपयेत्सर्वं मुखं ताम्रेण रुंधयेत् ।
वालुकायन्त्रके सम्यक् पचेद् द्वादशयामकम् ॥
कूपीमुखे तु यल्लग्नं सत्त्वं ग्राह्यं मयत्नतः ।
शुल्वे षोडशवेधेन कारयेद्रजतं वरम् ॥ ११५+११७ ॥

રૂપાનો પ્ર—૧૨—પારો જસત હરતાળ અને શંખિયો સોમલ દરેક ૮ આઠ તોલા લઇ કુંવારના રસમાં સાથે ઘુંટવાં પછી એરંડીયા તેલમાં ૧ પહોર ઘુંટવું પછી અગન શીશીમાં નાખી ત્રાંબાનાં પત્રાંથી શીશીનું મોઢું બંધ કરી વાલુકા યંત્રમાં ૧૨ પહોર પકાવવું સ્વાંગશીત થયે શીશાને મોઢે લાગેલું સત્વ કાઢી લેવું ૧૬ તોલા ત્રાંબાને ગાળી તેમાં ૧ તોલો આ સત્વ નાખવાથી ઉત્તમ રૂપું થાય. (૧૧૫×૧૧૭)

रौप्यकरणम् विधिः—१३

सूतकं पलमेकं तु शंखाभं सुर्मिलं पलम् ।
एरण्डतैले घृष्टं तद्धारितं खर्परे वरे ॥
अन्वितं ताम्रपात्रेण मुद्रितं सुदृढं कृतम् ।
पश्चाच्चूल्यां समारोप्य वह्निं कुर्याच्छनैः शनैः ॥
सार्धं यामं ततः पाच्यं स्वांगशीतं समुद्धरेत् ।
ताम्रपात्रे तु यल्लग्नं सर्वं सत्त्वं समाहरेत् ॥

घृताक्तं टंकणोपेतं गालितं मूषिका मुखे ।
देयं तद्वल्लमात्रं हि द्रुते ताम्रे तु सत्त्वकम् ।
शंखाभं जायते तारं नात्र कार्या विचारणा ॥ ११८+१२२ ॥

રૂપાનો પ્ર—૧૩—પારો તોલા ૪, શંખિયો સોમલ તોલા ૪ એરંડીયાં તેલમાં ઘુંટી એક કુંડામાં નાખી તેના પર ત્રાંબાનો વાટકો ઢાંકી સાંધા મજબુત છાંદી લઇ પછી ચુલે ચડાવી ધીમે ધીમે તાપ કરવો ૪ા કલાક પકાવવું સ્વાંગશીત થયે ત્રાંબાના વાટકામાં ચોંટેલું સત્વ કાઢી લેવું પછી ત્રાંબાને ગાળી તેમાં એક વાલ ઉપલું સત્વ ટંકણ અને ઘીમાં કાલવી નાખવું તો ઉત્તમ રૂપું થાય એમાં શંકા નથી (આમાં મુસમાં ઘી અને ટંકણ સાથે ઉપલા સત્વને ગાળવાનું લખે છે તો એ ગાળયા પછી તે સત્વ વાલ ૧ ગાળેલા ત્રાંબામાં દેવું એવો શ્લોકનો અર્થ થાય છે પણ તે બરાબર લાગતું નથી તેમ કેટલા વજનના ત્રાંબામાં ૧ વાલ એ સત્વ આપવું તે પણ લખ્યું નથી) (૧૧૮×૧૨૨)

रौप्यकरणम् विधिः—१४

तालं ताम्रं रीतिश्चापि समांशं कुर्यादेवं गालितं ढालितं हि ।
अम्ले वर्गे सप्तवारं प्रढाल्य पश्चाद्योज्यं तुल्यभागे च रूप्ये ।
शुद्धं रूप्यं षोडशाख्यं हि सम्यक् जातं दृष्टं नानृतं सत्यमेतत् ॥ १२३ ॥

રૂપાનો પ્ર—૧૪—ચાંદી ત્રાંબુ પીતળ કાંસુ બધાં સરખે ભાગે લઇ ગાળી ખટાઇમાં ઢાળવું ૭ વખત ઢાળયા પછી ચોખી ચાંદી સરખે ભાગે નાખી ગાળવાથી ઉત્તમ સોળવલું રૂપું થાય છે આ પ્રયોગ કરેલો છે જોયો છે ખોટો નથી. (૧૨૩)

रौप्यकरणम् विधिः—१५

श्वेतं सौवीरकं शुद्धं पाचितं विषमुष्टिना ।
स्वच्छे सूतवरे वल्लं निक्षिप्तं रूप्यकृद्भवेत् ॥ १२४ ॥

રૂપાનો પ્ર—૧૫—ધોળા સુરમાને ઝેરકોચલામાં પકાવવું પછી શુદ્ધ પારામાં ૧ વાલ નાખવાથી રૂપું થાય. (૧૨૪)

रौप्यकरणम् विधिः—१६

शुद्धस्फटिकसंकाशं सुनिर्मलं दृश्यते क्वचित् ।
मृत्खर्परे पाचितं हि निम्बूकद्रवसंयुतम् ॥
घटिकाद्वयमानेन शुद्धकल्कः प्रजायते ।
चतुःषष्ट्यंशमानेन वेधयेच्छुल्वकं शुभम् ।
जायते प्रवरं तारं सर्वदोषविवर्जितम् ॥ १२५+१२७ ॥

રૂપાનો પ્ર—૧૬—શંખિયા સોમલને ઘુંટી એક કુંડામાં નાખી તેમાં લીંબુનો રસ નાખી બે ઘડી પકાવવાથી ઉત્તમ કલ્ક થાય આ ત્રાંબાને ૬૪ મે ભાગે વેધે ઉત્તમ રૂપું થાય. (૧૨૫+૧૨૭)

रौप्यकरणम् विधिः—१७

सप्तधातुमयी मूषा क्षारभस्मप्रपूरिता ।
कदल्याः क्षारकेणैव तथापामार्गसंभवैः ॥
मध्ये पारदकं मुक्त्वा पुनरेवं प्रपूरयेत् ।
अनेन विधिना पूर्या द्वितीया मूषिका शुभा ॥
मुद्रितव्या प्रयत्नेन गोवरे पुटके न्यसेत् ।
सूतकं बन्धमायाति वङ्गाभं तु प्रजायते ।
द्रुतद्रावं घातसहं दृष्टमेवं मया खलु ॥ १२८+१३० ॥

**રૂપાનો** પ્ર—૧૯—સાત ધાતુની મુસ કરાવવી પછી તેમાં નીચે ખારની રાખ નાખી તેના પર કેળનો ક્ષાર મુકી તેના પર ખારની રાખ મુકી તેના પર બીજી મુસ ઢાંકી સંધી લેપ કરી ગોવર પુટનો અગ્નિ દેવો પારો બંધાઇ કલઇ જેવો થાય છે હથોડાનો ઘા ખમી શકે છે પણ જલદી પીગળે છે આ પ્રયોગ મે જોયો છે. આ પ્રયોગમાં ક્ષાર ભસ્મ એટલે શું નાખવું તેનો ખુલાસો નથી ( ૧૨૮+૧૩૦ )

कृत्रिममौक्तिककरणम्—

नेत्राण्याहृत्य मत्स्यानां पक्त्वा दुग्धेन यामकम् ।
पश्चादाकृष्णकणकानाकृष्य किल कण्डयेत् ॥
तानि शालिसमेतानि तावन्छुभ्राणि कारयेत् ।
पश्चादिष्टिकचूर्णेन हस्ते कृत्वा प्रमर्दयेत् ।
मौक्तिकानि हि जायन्ते कृतान्येवं मया खलु ॥ १३२+१३२ ॥

**બનાવટી મોતી કરવા**—માછલાની આખ્યો મગાવી દુધમાં ૧ પહોર પકાવવી પછી કાળા ધાન્ય સાથે ખાંડવા પછી કાઢી કમોદ સાથે ખાંડવાં ચોખા નીકળે ત્યાંસુધી ખાંડવા. પછી ઇંટના ભુકા સાથે હથેળીમાં ઘસવાં તો ઉત્તમ મોતી થાય છે. આવાં મોતી મેં કરેલાં છે. ( આ પ્રયોગમાં પ્રથમ આકૃષ્ણ નામના ધાન્ય સાથે ખાંડવાનું લખ્યું તે સમજાણુ, નથી અમે એ શબ્દનો અર્થ અડદ કર્યો છે પણ તેમાં શંકા છે ) ( ૧૩૨+૧૯૩ )

सूक्ष्ममौक्तिकेभ्यः बृहन्मौक्तिककरणम्—

मूषिकां कारयेच्छुद्धां स्फाटिकीं दहनोपलाम् ।
मौक्तिकानि तु सूक्ष्माणि निम्बूद्रावे निधापयेत् ॥
अहोरात्रेण सर्वाणि नवनीतसमानि च ।
तस्य पंकस्य गुटिकां मसृणां तु प्रकारयेत् ॥
पश्चात्तां मूषिकामध्ये चित्राधर्मे द्वियामकम् ।
चत्वारि कांस्यभाण्डानि चतुर्दिक्षुगतानि च ॥

अर्भकाः पातयेत्सर्वाः मध्यभाजनकोपरि ।
वध्यते मौक्तिकं श्रेष्ठतरं सर्वगुणैर्युतम् ॥ १३४+१३७ ॥

જીણાંમોતીમાંથી મોટાં મોતી બનાવવાં—સ્ફટિક મણીની કે ચકમકના પથરની કે સૂર્યકાંત પથરની મુસ કરાવવી પછી જીણાં મોતી તેમાં નાખી લીંબુનો રસ નાખવો ૨૪ કલાકમાં તે માખણ જેવાં થઇ જશે પછી તેની ગોળીયો જોઇએ તેવડી કરવી પછી તે ગોળીયુંને મુસમાં મુકી ચિત્રા નક્ષત્રને તડકે ૨ પહોર રાખવી ચાર દિશાયે ૪ કાંસાનાં વાટકા છોકરાં પાસે ઝલાવવા પછી તે કાંસાનાં વાટકા માથે પડતો સુરજનો પ્રકાશ મોતીની ગોળી પર પડે તેમ ઝલાવતાં બધાં સુંદર લક્ષણ ચિન્હવાળાં મોતી બંધાય છે. ( ૧૩૪+૧૩૭ )

कृत्रिमप्रवालकरणम्—

शुद्धशंखस्य चूर्णं हि सूक्ष्मं कृत्वा प्रयत्नतः ।
अर्धभागं च दरदं चूर्णयेन्मतिमांस्ततः ॥
सद्यः सूताविकक्षीरं तेन दुग्धेन मर्दयेत् ।
वर्तिं विधाय मतिमान् कार्पासास्थिषु स्वेदयेत् ।
स्वांगशीतं समुत्तार्य प्रवालं रुचिरं भवेत् ॥ १३८+१४० ॥

કૃત્રિમ બનાવટી પરવાળાં—ચોખા શંખનું ચૂર્ણ આંખમાં આંજવા જેવું જીણું કરવું તેમાં શંખ ચૂર્ણને અરધે વજને હીંગળો નાખી બન્ને સાથે ઘુંટવું પછી તુરતની વીયાણેલી ઘેટીના દુધમાં સારી રીતે ઘુંટી વાટયું કરી કપાશીયામાં પકાવવી સ્વાંગશીત થયે ઉત્તમ પરવાળાં થાય. ( કપાશીયામાં કઈ રીતથી પકાવવું તે લખ્યું નથી કેટલા કપાશીયા લેવા તેને હાંડલીમાં ભરી વચમાં વાટયું મુકી પકાવવું કે બીજી રીતે ? અગ્નિ કેટલો આપવો વગેરે શંકાઓ થાય છે. ) ( ૧૩૮+૧૪० )

इतिश्री पद्मनाभसूनुना श्री यशोधरेण जूनागढवास्तव्येन
विरचिते रसप्रकाशसुधाकरे एकादशोऽध्यायः ॥ ११ ॥



## ॥ अध्यायः १२ मो ॥

### वानरी वटी—( वाजीकरी )

आत्मगुप्ताफलं शुष्कं निस्तुषं चाष्टपालिकम् ।
माषस्याष्टपलं तद्वज्जलेन परिपेषितम् ॥
आर्द्रं कृत्वोभयं सम्यक् शिलापट्टेन पेषयेत् ।
कुंकुमं केसरं चैव जातीपत्रं शतावरी ॥
गोक्षुरेक्षुरबीजानि लवंगं मरिचं कणा ।
शृंगाटकं कर्षमितं कुर्यादेवं पृथक् पृथक् ॥
सूक्ष्मचूर्णं विधायाथ पूर्वपिष्टे निधापयेत् ।
वटकान्कारयेत्पश्चात्कर्षमात्रान्विपाचयेत् ॥
घृतप्रस्थत्रयेणेव सुतलब्ध निमज्जयेत् ।
माक्षिके घृतमाने वै मुखं रुंध्याद्दिनत्रयम् ॥
मध्वाज्यमिश्रितं भुंज्यादेकैकं वटकं प्रगे ।
सप्तकानि च पञ्चैवमाहारं मधुरं भजेत् ॥
दुग्धौदनं तथा रात्रौ क्षारमम्लं च वर्जयेत् ।
रेतःक्षयी तथा क्लीबो गच्छेच्च प्रमदाशतम् ॥
अपुत्रः पुत्रमाप्नोति षण्ढोपि पुरुषायते ।
दृष्टप्रत्ययपोगोयं सत्यमेतदुदीरितम् ॥ १+८ ॥

**વાનરી વટી**—( વાજીકરી વટી ) કૌચાંના બી ફોતરાં ઉતારેલાં તોલા ૩૨, તથા અડદની છડીદાળ તોલા ૩૨, લેવી પછી બન્નેને પાણીમાં મેંદા જેવા વાટયાં પછી તેમાં કેસર, નાગકેસર, જાવંત્રી, શતાવરી, ગોખરૂ, એખરો, લવીંગ, મરી, લીંડીપીપર, શીંગોડાં, પ્રત્યેકનો ભુકો તોલો ૧ મેળવી એકેક તોલાભારના ગોળા વાળી ૬૪ તોલા ઘીમાં તળવાં પછી એક બરણીમાં નાખી તે ગોળા બુડી જાય તેટલું મધ નાખવું અને બરણીનું ઢાંકણું ઢાંકી માટીથી છાંદી લઇ ત્રણ દિવસ રહેવા દેવું. પછી હમેશાં સવારે એક એક વટક મધ ઘીમાં કાલવી ખાવો ૩૫ દિવસ ખાવાથી અને મધુર પદાર્થ દૂધ ભાતનો ખોરાક રાખવાથી નપુંસક માણસ સારો થાય ક્ષીણ થયેલું વીર્ય વધે અને પ્રમદાશતગામી થાય. પુત્ર વિનાનાને સંતાન થાય પંઢ મનુષ્ય મર્દ બને આ પ્રયોગ નજરે જોએલો અનુભવેલો છે. આ દવા ચાલતી હોય ત્યારે પથ્યમાં ખાટા ક્ષાર પદાર્થ કે ખટાઇ વર્જવી. ( ૧+૮ )

### शतावर्यादि वाजीकरणावलेह—१

शतावरीं क्षीरविदारिकां च प्रस्थार्धमानां पृथगेव कुर्यात् ।
रसं तथा शाल्मलिमध्यमूलात्प्रस्थं सितार्धाढकमत्र देयम् ॥

सुपाचितं वै मृदुवह्निना तथा दर्वीप्रलेपोपि हि जायते यथा ।
त्वक्पत्रकैलाः सह केसरेण पलप्रमाणा हि ततो विदध्यात् ।
लेहे सुशीते मधु बिल्वमात्रं प्रातः प्रभक्षेदिह कर्षमात्रम् ॥९-११॥

શતાવર્યાદિ વાજીકર અવલેહ—૧—શતાવરી તથા વિદારીકંદ પ્રત્યેકનો ભુકો તોલા ૩૨, લેવા. પછી સાકર ૩। રતલમાં કોળાના મુળનો રસ તોલા ૬૪ નાખી બધાંને સાથે પકાવવાં. ચાટવા જેવું થાય એટલે તેમાં મધ તોલા ૩૨, તજ તમાલ એલચી, કેસર, પ્રત્યેક તોલા ૪, મેળવી હમેશાં સવારે એક તોલાની માત્રામાં એક બે તોલા મધ નાખી ખાવું ખોરાક પથ્ય ગુણ ઉપર પ્રમાણે. (૯+૧૧)

शृंगाटकादि वाजीकरावलेहः—२

शृंगाटकस्यापि पलं विधेयं वाराहिकंदश्च पलप्रमाणः ।
चूर्णीकृतं गालितमेव वस्त्राद् भृष्टं तथाज्येन सितासमेतम् ॥
लवंगकृष्णागरुकेसराणां पलं प्रदद्याद्दशभागदुग्धम् ।
लेहं सुजातं खलु भक्षयेत्तत् कर्षप्रमाणं नितरां प्रभाते ।
कामस्य बोधं कुरुते हि शीघ्रं नारीं रमेद्वै चटकायतेसौ ॥१२-१३॥

શૃંગાટકાદિ વાજીકર અવલેહ—૨—શીંગોડાં અને વારાહીકંદ એ પ્રત્યેકનું ૪ ચાર તોલા કપડે ચાળેલું ચૂર્ણ લઇ તેમા ઘી તોલા ૨૦ નાખી ધીમે તાપે સેકવું, પછી સાકર તોલા ૪૦ માં દૂધ તોલા ૪૦ નાખી પકાવવું, પછી તેમાં ઉપલું ઘીમા સેકેલું મિશ્રણ તથા લવીંગ, લીંડીપીપર, અગર અને કેસર એ પ્રત્યેક તોલા ૪ ચારનો ભુકો મેળવી ચાટણ જેવું થતાં સુધી પકાવી તૈયાર કરવું હમેશાં સવારે ૧ તોલો ચાટણ ખાઇ ઉપર કઢેલું દૂધ પીવું. કામ જાગૃત થાય અને બહુ ઓગામી થઇ શકે. (૧૨+૧૩)

कामदीपिकर वाजीकरावलेहः—३

शतावरीगोक्षुरदर्भमूलं शृंगाटकं नागबलात्मगुप्ते ।
संचूर्ण्य सर्वं पृथगेव पालिकं क्षीरेण पाच्यं दशभागकेन ॥
सिता प्रदेया दशपालिकात्र पाकं विदध्यादपि चाग्नियोगात् ।
मधुप्लुतं भक्षितमर्धयामात् कामप्रदीप्तिं कुरुते सदैव ।
वीर्यस्य वृद्धिं जठराग्निवृद्धिं कामाग्निवृद्धिं सहसा करोति ॥१४-१६॥

શૃંગાટકાદિ વાજીકર અવલેહ—૩—શતાવરી, ગોખરૂ, દર્ભમૂળ, શીંગોડાં, ગગેડી અને કૌચાં એ પ્રત્યેક તોલા ૪ નો ભુકો કરી કપડે ચાળવો, પછી ૪૦ તોલા સાકરમાં ૪૦ તોલા દૂધ નાખી પકાવવું. ઘાટું થાય એટલે ઉપલું ચૂર્ણ મેળવી ચાટણ જેવું કરવું અને ઠંડુ થયે મધ તોલા ૨૦ મેળવવું. હમેશાં ૨ તોલા ચાટણ સ્ત્રી પાસે જવા પહેલાં ૧॥ કલાક ચાટવું કામ જાગૃત થાય, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય અને વીર્ય બળ કામશક્તિ વધે. (૧૪+૧૬)

मापादि वाजीकरोऽवलेहः—४

मापाणामात्मगुप्ताया बीजानामाढकं नवम् ।
जीवकर्षभकौ जीवां मेदां वृद्धिं शतावरीम् ॥ १७ ॥
मधुकं चाश्वगन्धां च साधयेत्प्रसृतोन्मिताम् ।
रसे तस्मिन्घृतप्रस्थं गव्यं दशगुणं पयः ॥ १८ ॥
विदारीस्वरसप्रस्थं प्रस्थमिक्षुरसस्य च ।
दत्वा मृद्वग्निना साध्यं सिद्धसर्पिर्निधापयेत् ॥ १९ ॥
शर्करायास्तुगाक्षीर्याः क्षौद्रस्य च पृथक् पृथक् ।
भागांश्चतुष्पलांस्तत्र पिप्पल्याश्चावपेत्पलम् ॥ २० ॥
पलं पूर्वमितो लिह्वा ततोऽन्नमुपयोजयेत् ।
यदीच्छेदक्षयं शुक्रं शेफसश्चोत्तमं बलम् ॥ २१ ॥

માપાદિ વાજીકર અવલેહ—૪—નવા અડદની છડી દાળ તોલા ૨૫૬, કૌચાંના નવાં બી તોલા ૨૫૬, જીવક ઋષભક ખરખોડી મેદા વૃદ્ધિ શતાવરી જેઠીમધ આસોંધ પ્રત્યેક તોલા ૮, આઠ તોલા લઇ એ બધાને સાથે ખાંડી જીણો ભૂકો કરી ઘી તોલા ૬૪ માં ધીમે તાપે સેકવું પછી તેમાં બધા વસાણાથી દશગણું ગાયનું કે ભેંસનું દુધ વિદારીકંદનો રસ તોલા ૬૪, શેરડીનો રસ તોલા ૬૪, એ બધાંને સાથે પકાવવાં. ઘાડું માવા જેવું થાય એટલે સાકર વંશલોચન મધ તથા લીંડીપીપરનો ભુકો પ્રત્યેક તોલા ૧૬, મેળવી હમેશાં ૪ તોલા ખાઇ ઉપર કહેલું દુધ પીવું ભુખ લાગે ત્યારે જમવું અખુટ વીર્ય અને જનનેંદ્રિયમાં સંતોષ જનક બળ આવે છે. ( ૧×૨૦ ) ( આ ઔષધની ક્રિયામાં વસાણાંના વજનમાં અને પાઠમાં કાંઇ ખામી રહી લાગે છે. ૧૮ માં શ્લોકમાં **रसे तस्मिन्** છે તે રસમાં એ કોના રસમાં? બધાં વસાણાનું વજન આશરે ૧૭ રતલ છે તે હીસાબે દુધ ૧૭૦ રતલ થાય તે પાકતાં તેનો માવાનું મોટું વજન થાય એ બધામાં સાકર માત્રા ૧૬ તોલા અને મધ ૧૬ તોલા લખ્યું છે અવલેહમાં ગળપણ વધુ પ્રમાણમાં જોઇએ આ વજને ગળપણ કાંઈ પણ ન ગણાય. ૧૮ માં શ્લોકમાં લખે છે કે **सिद्धसर्पि** પકાવેલું કરેલું ઘી નાખવું. જો દુધ વિદારીકંદનો રસ અને શેરડીનો રસ એમાં પ્રથમ કહેલું ઘી પકાવવું તે ઘી લેવું એવો અર્થ કરીયે તો ૪।। સવાચાર મણ દુધ અને રસોમાં ૬૪ તોલા ઘીનું વજન એટલું ઓછું [illegible] કે પકાવી શકાય નહી માટે આમાં દુધ અને સાકરનાં વજન ખોટાં લખ્યાં લાગે છે. ( ૧૮×૨૧ )

इतिश्री पद्मनाभसूनुना श्रीयशोधरेण जूनागढ वास्तव्येन
विरचिते रसप्रकाशसुधाकरे द्वादशोऽध्यायः ॥ १२ ॥



## ॥ अध्यायः १३ मो ॥

वीर्यस्तंभकरी वटी–१

श्रीवासमस्तकीनागकेसरं च लवंगकम् ।
कंकोलं तुलसीबीजं खुरासान्यहीफेनकम् ॥
जातित्रिकाब्धिशोषं च करभागुरुकुंकुमम् ।
कंकोलकतुगाक्षीरीजातीफलसमांशकान् ॥
सर्वाण्येवं विचूर्ण्याथ नालिकेरोदरे क्षिपेत् ।
दुग्धमध्ये विपाच्यैनं दिनान्येवं हि पञ्च च ॥
नालिकेरफलाद्ग्राह्यं मर्दयेन्मधुना सह ।
गुटिका कोलमात्रा हि भक्षणीया निशामुखे ।
वीर्यस्तंभं करोत्युग्रं चतुर्यामावधि तथा ॥ १+५ ॥

**વીર્યસ્તંભકરી વટી—૧**—સુખડ, રૂમીમસ્તકી, નાગકેસર, લવીંગ, તુલસીનાં બી, ખુરાસાણીઅજમોદ, શોધેલું અફીણ, જાવંત્રી, સમુદ્રશોષનાં બી, અકલકરો, અગર, કેસર, વંશલોચન અને જાયફળ એ પ્રત્યેક તોલો ૧ અને ચણકબાબ તોલા ૨ સાથે ખાંડવા. પછી એક પાણીયું નાળીએર લઇ તેના પરથી ફોતરાં ચોટલી કાઢી નાખી ચોખો ગોળો કાઢવો. ( કાચલી કાઢવી નહી–ભાંગવું નહી ) પછી તેની આંખ હોય ત્યાંથી કાણું પાડવું અને એમાં ઉપલું બધું ચૂર્ણ ભરી દઇ તે આંખ આડું બુચ અથવા ડીટ થાય તેવો લાકડાનો ડાટો દઇ દેવો. પછી તે નાળીએરને સવારથી સાંજ સુધી ઉકાળેલા દુધમાં પકાવવું નાળીએર બુડે તેટલું દુધ નાખવું. અને દુધ બળતું જાય તેમ નવું નાખતું જવું. સાંજે નાળીએર કાઢી લેવું અને એ દુધનો માવો કરી નાખવો. એવી રીતે પાંચ દિવસ સુધી દુધમાં નાળીએરને પકાવવું અને પાંચે દિવસનો માવો ભેળો કર્યો હોય તેમાં બમણી સાકર નાખી પેંડા વાળવા. હમેશાં ૧૦–૨૦ રૂપીઆભાર પેંડા ખાવા. પછી નાળીએરને ફોડી ગોટો કાઢવો, અંદર ટોપરા સાથે મસાલાને સુકાવી ખાંડી બારીક ભુકો કરવો. પછી મધમાં અર્ધા તોલાભારના ગોળાં વાળવા. હમેશાં સ્ત્રી પાસે જવા પહેલાં ૧–૧॥ કલાકે ખાવો. ઉપર કઢેલું દુધ પીવું. ૧૨ કલાક સુધી વીર્યસ્તંભ–ટકાવ થાય.

शुक्रस्तम्भकरी वटी–२

लवंगं शुद्धकर्पूरं जातीपत्रं फलं तथा ।
कुंकुमं स्वर्णबीजं च धूर्तपर्णं सगूनकम् ॥
मूलं त्वचः चाब्धिशोषस्य सर्वाण्येकत्र मर्दयेत् ।
गोदुग्धे शोधनीयं च भागमेकं प्रकल्पयेत् ॥
भृंगीपत्रभवं चूर्णं भागैकं स्वर्णगैरिकम् ।

माचनां पोस्ततोयेन एकविंशतिसंख्यया ।
कारयेन्मतिमान्वैद्यः शुक्रस्तंभकरीं वटीम् ॥ ६+९ ॥

**શુક્રસ્તંભકરી વટી**—૨—લવીંગ, શોધેલું કપૂર, જાવંત્રી, જાયફળ, કેસર, કનકબીજ, કનકપત્ર, કનકપુષ્પ, (એ પ્રત્યેક શોધેલાં લેવાં) અકલકરોના મૂળ, અને ઘણા દુધમાં ગોધેલી ભાંગ તથા સોનાગેરૂ, પ્રત્યેક તોલા ૪ લઇ, પોસ્તના ડોડાના ઉકાળાની ૨૧ ભાવના દઇ એ આની ભારની ગોળી કરવી મધ સાથે રાત્રે ખાવી. ( ૬+૯ )

रेतः स्तंभकरी वटी—३

जावीफलार्ककरहाटलवंगशुंठीकंकोलकेशरकणाहरिचंदनानि ।
एतैः समानमहिफेनमनेन चाभ्रं श्वेतं निधाय मधुना वटकान्विदध्यात् ॥
माषद्वयोन्मितममुं निशि भक्षयित्वा मृष्टं पयस्तदनु माहिषमाशु पीत्वा ।
कुर्वन्तु कामुकजनाः मतिरुद्धपातायेतांसि तानि चकितानि कलावतीनाम् ॥१०-११॥

**રેતઃ સ્તંભકરી વટી**—૩—જાયફળ, આકડાનાં રતાંધડાનાં ફુલ, અકલકરો લવીંગ, સુંઠ, ચણકબાબ, કેસર, લીંડીપીપર સુખડ પ્રત્યેક તોલો ૧, દુધમાં શોધેલું અફીણ તોલા ૯ સાથે વાટી તેમાં ૯ તોલા શ્વેતાભ્રક ભસ્મ નાખી મધમાં એક આનીભારની ગોળી વાળવી, એક ગોળી રાત્રે ખાઇ ઉપર ટાઢું દુધ પીવું. કલાવતી કામિનીઓના ચિત્તને ચકિત કરવા માટે કામી પુરૂષોને માટે આ ઔષધ પરમ કૌતુક કરનારૂં છે. ( ૧૦+૧૧ )

वीर्यस्तंभकरी लेप वटी—४

स्कंधदेशाच्च संजातं वीर्यं दर्दुरसंभवम् ।
घनसारेण संयुक्तं करहाटस्य चूर्णकम् ॥
संमर्द्य कारयेच्चूर्णं वटीं मुद्गप्रमाणकाम् ।
सघर्ष्य मुखतोयेन लिंगलेपं प्रकारयेत् ।
यामार्धं धारयेद्विन्दुं सत्यं गुरुवचो यथा ॥ १२+१४ ॥

**વીર્યસ્તંભકરી લેપવટી**—૪—શોધેલું અફીણ શુદ્ધ, શુદ્ધ હીંગળો, કપૂર અકલકરો એ બધાંને સમભાગે લઇ પાણીમાં વાટી મગ જેવડી ગોળીઓ વાળવી. મુખથી વાટી લિંગલેપ કરવો ૧॥ કલાક વીર્યસ્તંભ ટકાવ થાય. ( ૧૨+૧૪ )

शुक्रस्तंभकचूर्णम्:—५

पोस्तकं पलमेकं वै शुंठीकर्षः सिता पलैका च ।
कर्षमिता त्वक्पयसा पीतं रेतो ध्रुवं धंत्ते ॥ १५ ॥

**શુક્રસ્તંભક ચૂર્ણ**—૫—અફીણનાં ડોડવાં તોલા ૪, સુંઠ તોલો ૧, સાકર તોલા૪, તજ તોલો ૧, સાથે ખાંડવાં ૦। થી ૦॥ તોલો ચૂર્ણ દુધ સાથે ખાવાથી વીર્યસ્તંભન થાય છે. ( ૧૫ )

ग्रन्थकर्तुर्वंशादिः—

श्रीगंगाधरभक्तिसक्तमनसो विद्याविनोदाम्बुधेः
श्रीगोडान्वयपद्मनाभसुधियस्तस्यात्मजेनाप्ययम् ॥
सद्वैद्येन यशोधरेण कविना विद्वज्जनानंदकृद्
ग्रन्थोयं ग्रथितः करोतु सततं सौख्यं सतां मानसे ॥
देशानां सुरराष्ट्रमुत्तमतमं तत्रापि जीर्णाभिधः ।
प्राकारोंस्ति स वेदशास्त्रनिरतैर्विप्रैश्च संशोभितः ॥
तस्मिन् शंभुपदारविन्दरतिकृच्छ्रीपद्मनाभः स्वयम् ।
तत्पुत्रेण यशोधरेण कविना ग्रंथः स्वयं निर्मितः ॥
संबोधाय सतां सुखाय सरुजां शिष्यार्थसंसिद्धये, ।
वैद्यानामुपजीवनाय विदुषामुद्वेगनाशाय वै ॥
श्रीमद्दुर्गपुरातनेतिनिपुणः श्रीपद्मनाभात्मजः ।
श्रीमद्भट्टयशोधरः कविवरो ग्रन्थः स्वयं निर्ममे ॥ १६+२० ॥

મહાદેવની ભક્તિમાં પ્રીતિવાળા, વિદ્યાના વિનોદના સમુદ્રસરખા, શ્રીગોડજ્ઞાતિમાં જન્મેલા, બુદ્ધિમાન શ્રીપદ્મનાભ નામના વિદ્વાનના પુત્ર વૈદ્ય યશોધર ભટ્ટ કવિએ આ ગ્રંથ સજ્જનોના સુખ માટે ઉત્સાહી પુરૂષોને તત્કાળે બોધ થવા માટે, રોગપીડિતોને આરામ આપવા માટે, શિષ્યોને સિદ્ધ કરવા માટે વૈદ્યોની આજીવિકા ચલાવવા માટે વિદ્વાનોને લક્ષ્મીનું કષ્ટ મટાડવા માટે આ ગ્રંથ રચ્યોં છે. આ પદ્મનાભ ભટ્ટ અને તેમના પુત્ર યશોધરજી ભટ્ટની જન્મભૂમી સૌરાષ્ટ્ર કાઠિઆવાડમાં જુનાગઢ શહેર છે, કે જ્યાં વેદશાસ્ત્રોમાં પ્રીતિવાળાં અનેક બ્રહ્મકુળો વસે છે. ત્યાં વસતા શ્રી પદ્મનાભના પુત્ર કવિવર શ્રી યશોધર ભટ્ટે આ ગ્રન્થ રચ્યો છે. ( ૧૬×૨૦ )

इति श्री पद्मनाभसूनुना श्रीयशोधर भट्टेन जुनागढवास्तव्येन
विरचिते रसप्रकाशसुधाकरे त्रयोदशोध्यायः ॥ १३ ॥





